# પ્રસિદ્ધ કર્ત્તાની પ્રસ્તાવના.

આ પુસ્તક તેની પ્રસ્તાવના સુધા એક ગૃહસ્થ તરફથી લખાયલું મારા હાથમાં આવ્યું તે વૈષ્ણવો તથા સ્વદેશહિતૈષી પુરૂષોનું ધ્યાન ખેંચવા યોગ્ય જણાયાથી જનસમૂહના આલૌકિક અને પારલૌકિક ભળા ખાતર જેમનું તેમજ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

કેમકે જે ગૃહસ્થે તે તૈયાર કીધું છે તે ગૃહસ્થ તે બાબતમાં ઘણા વર્ષોના પ્રયત્નથી અચ્છો માહિતગાર છે તેમ સત્યશોધક અને જીજ્ઞાસુ હોવાથી અમારી ખાતરી છે કે એમાં જે જે બાબતો સમાવવામાં આવી છે તે તે બાબત તેઓની ખાતરી થઈ હશે તેથી એ પુસ્તક જેમ વૈષ્ણવી સંપ્રદાયના ભાવિકોને જો ધર્મજીજ્ઞાસા થાય તો તેમાં સમાયલા વિષયોના યોગે કરી સત્યાસત્ય જાણવાનું એક સાધન થઇ પડે એવું છે તેમ બીજા અન્ય મતસ્થ અને સત્યશોધક સજ્જનોને પણ જરૂર એ વાચ્યાંથી ધર્મના નામે આ આપણા ભારતવર્ષમાં કેવી પ્રકારે પ્રાચીન ધર્મમાં મિશ્રણ કરવામાં આવ્યું છે તે માહેલાં એક રૂપકનો પણ અનુભવ થાય અને તે માહેલા જે સત્યપ્રવર્તક હોય તેઓને જોઈતી સામગ્રી મળવાથી સદ્બોધ કરવા સમર્થ થઈ આવી પ્રકારે જે ધર્મના નામથી અજ્ઞાની ભોળા લોકોને જેમ બૈલને ગળામાં રાસ ...ી મન માને તેમ દોરવામાં આવે છે તેમ સ્વાર્થ તત્પર થયેલા કેટલાક ...ચારી આચાર્યો દોરે છે તેઓનું પાખંડ પ્રકાશ કરી સદ્માર્ગે લગાડે એવી ...શાથી અમે આ પ્રયત્ન કીધો છે.

તેમાં વિશેષે કરી આ લખનારે જે ઘણી ખરી બાબતો લખી છે તે ...ુલી કેટલીક તો હાન્ડબીલો, ચોપાનિયા, પુસ્તકો વગેરેમાં છપાઇ ગયેલી અમારા વાંચવામાં આવી છે. કેટલીક બાબતનો મહારાજ લાઇબલ કેસમાંનો ઉતારો છે અને કેટલીક બાબત એ સંપ્રદાયના પુસ્તકોમાંથી લીધેલી જણાય છે તેથી એ લખનારે પોતાનું સ્વકપોલકલ્પિત ન ઉમેરતા આપણને જે છુટું છુટું છપાયલું અને લખાયલું હતું તેનો એક એકત્ર સંગ્રહ કરી કેટલોક પોતાનો અનુભવ અને અભિપ્રાય દર્શાવ્યો છે.

તેમ એ લખનારે કાંઇક આવીત્ક્ષેશમાં પણ આવી ધર્મગુરૂઓની ચાલ-ચલણની ગતવિષે કઠણ ભાષામાં લખ્યું છે તેથી એ સિદ્ધ થાયછે કે એ ભાઇ એ મતના હોવાથી વધારે અનુભવ થવાથી એઓનો આવા ઠગ ધર્મા-ચાર્યોપર પ્રતિદિન તિરસ્કાર વધતો ગયો છે. અને એઓએ પ્રાકૃત ગ્રંથો જેઓ શાસ્ત્રવિચાર બીજાઓ સાથે કરતા અમાન્ય બતાવવામાં આવેછે તે પર ભાવિક વિષ્ણવોનો કેમ કેટલો પ્રેમ છે અને વાસ્તવિક જોતાં એઓના ધર્મકૃત્ય પરથી એજ પુસ્તકોનો ઘણો ખરો આધાર લીધામાં આવે છે એનો અચ્છો ચીતાર બતાવ્યો છે.

પરંતુ એ લખનારને સંસ્કૃત ભાષાનું જ્ઞાન જણાતું નથી તેથી આ ગ્રં-થમાં તે સંબંધી ઝાઝું લખવામાં આવેલું નથી એટલીજ ખામી આમાં અમને જણાય છે જો કોઇ પંડિતની સહાયતાથી એ બાબત ખોળ કરી એ-ઓના સિદ્ધાંતો સંબંધી વિવેચન કરવામાં આવ્યું હતે તો તો આ ગ્રંથ વધારે લોકોપયોગી થતે કેમકે જે જે ગ્રંથો અમારાએ સંપ્રદાયના જોવામાં આવ્યા છે તેમાં વિચાર કરવા જેવી ઘણી બાબતો સમાયેલી છે. તેમાં કેટલીક બા-બતો તો એવી છે કે જે જો આ ગ્રંથમાં ભાષાન્તર કરી દાખલ કરવામાં આવી હોત તો એ સંપ્રદાયના હાલના રક્ષક અને કેહવાતા ખાં ને પણ પ્ર-શ્નોત્તર થતા જવાબ દેતા વિમાસણ થાત. કેમકે આવી એક સંપ્રદાયને વેદ-મૂલક ઠરાવવી તે તો ખરેખર જે.નિરપેક્ષ વિદ્વાનો એઓના ગ્રંથોનું રહસ્ય જાણતા હોય તેઓને સમક્ષ અંધને પુસ્તક વંચાવવા જેવું છે.

દાખલા તરીકે રૂ ૧ા લઇ જનોઇ પેહરાવવી, રાંડી રાંડે હસ્ત મે કરાવવો, જુઠણ ખવડાવવી આઠ ટાણાના દર્શન કરાવવા, રસમંડલી રાસક્રીડા કરવી. સ્ત્રીઓને ઉપદેશ કરી તેઓનો ખરો પતિ શ્રીકૃષ્ણ ઠર વિવાહિત પતિપરથી પ્રેમ ઓછો કરાવવો. લુગડા, લાકડા, ધાતુ વગેરેની લિપત મૂર્તિઓ કરી તેઓ પાસે તેને ઇશ્વર મનાવી પૂજા કરાવવી અને મન માને તે પ્રમાણે શાસ્ત્રોને માનવા. કોઇ વિદ્વાન સંપ્રદાયપર વેદવિરૂદ્ધપણાનો આક્ષેપ કરે તો તેને નાસ્તિક કેહવો અને સબલ પ્રમાણ બતાવી ગ્રંથ રચી ખંડન કરે તો તેના સ્વર્ગવાસ પછી સ્વમતસ્થોને સમજાવવા મન માને તેમ લખી એથી પણ મોટો ગ્રંથ બનાવી પોતાના બાંકા ફુકાવવા વગેરે અનેક પ્ર-

ધો રચાય છે પરંતુ તે માહેલો મોટો ભાગ સંસ્કૃતમાં હોવાથી તે ભાવિકો જાણી પણ સકતા નથી. તેટલા માટે તે બાબત અમારે લખવું પડયું છે.

તેમ વખતે લખનારે સંસ્કૃતમાં બોધ અપાતો ન હોવાથી માર્ગની રચનાજ પ્રાકૃત ગ્રંથ આધારે જાણી એ ખટાટોપથી દૂર પણ રહ્યા હોય. કેમકે જે હુંશીયારથીજ અજ્ઞાન શીષ્યોના તન મન ધન હરણ કરવામાં આવે છે તેથી તેપરજ કલમ ચલાવી હોય તો તેમાં પણ કંઇ આશ્ચર્ય જેવું નથી. કેમકે દરેક સંપ્રદાયમાં હસ્તીના દાંતના જેમ બે પ્રકારના પુસ્તકો હોય છે. શિષ્યોને ઉપદેશ કરી તેઓના વર્તવવાના જુદા અને કોઈ અન્ય મતસ્થ શાસ્ત્રાર્થ કરવાને આવે ત્યારે બતાવવાના જુદા હોય છે તેથી જે પુસ્તકો પ્રમાણે એઓના સેવકો પોતાનો આચાર રાખે છે તેની ખબર જાણતા છતા લીધી હશે.

માત્ર વાણી મધુર વાપરવામાં બહુ કંજુસાઇ કીધી છે. કઠણ શબ્દોથીજ કંઇ સરતું નથી જેને લોકોપકાર કરવો છે તેણે મધુરવાણી મીઠા શબ્દોથી પુરીત વાપરવી જોઇયે અને અમે એમાં ફેરફાર એટલામાટેજ કીધો નથી કે અસલ લખનાર કેટલા આવિવેશમાં લખતી વખતે આવી ગયો હશે તેનું ખરૂં સ્વરૂપ પાઠકવૃંદના જોવામાં આવતું અટકે નહીં. કેમકે ઘણીવાર આવું બને છે કે સાચા મનનો માણુસ હોય અને નિસ્પૃહી હોય અને તે જો કોઇ અતીશય ખરાબ બાબત જાણે તો ઘણા ક્રોધમાં આવી લખે તો તેમા કંઇ નવાઇ જેવું નથી. વખતે એ લખનારની દૃષ્ટિ ગોચર કોઇ અનાચારી ગુરૂની ધોળે દીવસે નીતિ રીતી પશુવત્ જણાઇ હોય તો તે અગ્નિ હોલાવવી ઘણી મુશ્કેલ છે. દાખળા તરીકે આપણે આપણા ઈષ્ટમાત્ર કે પુત્ર જો કુકર્મ કર્તા જોઈયે છીએ તો આપણે તે દાબી સકતા નથી તો ધર્મના નામથી એ પ્રમાણે કોઇ કરતો જણાય તો સ્વચ્છંદ થઇ કોઇ સર્વેના ફાયદાને માટે લખે તેમાં કઠણ શબ્દ વાપરે તો તે એ કારણથી ઠપકાને પાત્ર થઇ સકતો નથી તેથી તેવાં આવીવેશમાં આવી લખ્યું હોય તો તે ઠપકાને પાત્ર ઠરતો નથી. બધા મનુષ્યોની પ્રકૃતિ સમાન હોતી નથી તેથી જેની પ્રકૃતિ જેટલું ધારણ કરવા લાયક થઇ હોય તેટલુંજ તે ધારણ કરી શકે છે.

આવા પ્રસંગે સુજ્ઞ વિચારશીલ મનુષ્યો દોષ દૃષ્ટિ ન કરતા જે સત્વ હોય તેનું ગ્રહણ કરે છે અને જે કારણ પરત્વે કઠીન મૃદુ લેખ થયો હોય તેથી કંઈ પોતાનો અભિપ્રાય અને લેખકનો હેતુ ફેરવતા નથી.

અમે પણ એટલાજ વિચારથી આ શુદ્ધ અંતઃકરણથી લખાયેલું પુસ્તક જાણી તેનો લાભ સર્વેને આપવા માટે પ્રસિદ્ધ કીધું છે અમારે કંઈ એઓ સાથે કોઇપણ પ્રકારનો દ્વેશ નથી માત્ર એટલી જીજ્ઞાસા ધરાવીએ છીએ કે ધર્મ નીતિ વિરૂદ્ધ ન હોવો જોઇયે તેમ તર્ક વિરૂદ્ધ પણ ન જોઇએ અને શાસ્ત્ર સંમત્ત હોવો જોઇયે અર્થાત્ કોઇ જો શાસ્ત્રમાં બીગાડ કરે તો તર્કથી પકડાય અને જો કોઇ કુતર્ક કરે તો તે શાસ્ત્રથી સમજાવી શકાય તેથી મનુ મહારાજે જેમ કહ્યું છે કે ધર્મ જાણવા પ્રત્યક્ષ અનુમાન અને શાસ્ત્રની જરૂરીયાત છે અર્થાત ત્રણેએ કરી શુદ્ધ શાસ્ત્ર જાણી સકાય છે.

તે પ્રમાણે અમારા સ્વદેશીઓની જીજ્ઞાસા વધારવા માટે આ પ્રયત્ન કીધો છે અને ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ કે તે ફલીભૂત થાઓ. તથાસ્તુ

શેવકલાલ કરશનદાસ.

---

એ મારગ વિષે બીજાઓએ કહેલી વારતાઓ, મહીપાસુરની કથા. ...નંદગીરીએ બનાવેલો સદસ્રાક્ષ ગ્રંથ, સ્વામીનારાયણનાં સાધુએ કહેલી ...ત. એક પંડીતે કહેલી યુક્તી.

ગુરૂવિષે વિચાર, ગુરૂનાં લક્ષણ. વિશ્વાસે રેહેવાનાં ઘેર ફાયદા. હાલનાં ...ટલાક નષ્ટ ગુરૂઓ, કુવાનાં દેડકાની વાત. ગુરૂનો ત્યાગ થાએ કે નહિ તે ...ષે શાસ્ત્રાર્થ, કાનમાં ફુક મારે તે ગુરૂ કે નહિ તેનો સશાસ્ત્ર ખુલાશો, અશલ ...ણે કોણે ગુરૂઓને ત્યાગ કરવાછે. એક મુલાજીની વાત, હાલનાં ગુરૂઓ ...ષે કવિતા, ઉત્તમ ગુરૂ પાશેથી ઉત્તમ વિદ્યા મળેછે. પદ રાગ કલિંગ ભૈરવ.

એ મારગનાં પુસ્તકો વિષે સંસ્કૃત પુસ્તકો તેમાં કહેલી બાબતોનાં સં... ...ત્ત વરણનની સાથે. પ્રાકૃત ગ્રંથો, બશો બાવનમાની થોડીક વારતા.

વચમાં માહારાજોના વધેલા જુલમ, વ્રજપાલજી, દાંણીરાયજી, જીવ... ...લજી છોટાજી ગોપાલલાલ ગમનજી વગેરાઓએ કરેલા સિષ્યો ઉપર પ્રસિદ્ધ ...ઝુલમો, જીવણજી માહારાજે રૂપામાધવજીની સ્ત્રીને વાસ્તે કરેલુ હદ બા... ...ર જુલમ.

એ મારગ વિષે કોઇકને ઉપજેલા હલકટ પ્રસ્નો. તેણે જીવણજી માહા... ...જ ઉપર લખેલો ન નામો પત્ર તે પત્રનું પ્રસીધીમાં કેવી રીતે આવવું વગેરા.

હમેશા કંઠી બાંધી રાખવી તે વિશે પુરાણો વગેરાનો નિષેધ.

નિંદા વિષે સમ્વાદ. નિંદક કોહોને કહેવો, તેનું નિરણય.

છપ્પન ભોગ વિષે ખુલાશો.

## સ્કંધ અથવા ભાગ બારમો.

પુરવણી પાનાં ૬૪ તથા ૫૨૩ થી ૫૭૨ સુધી

એ મારગની વ્યભીચાર ઉપર રચનાં.

તેથી વ્યભીચાર વધવાનાં કારણો,દુનીઆમાં કામની સાંતી થવાનો ઉપાય ...ને વ્યાશની વાત, ઇષ્ટ દેવ, મારગનાં નામની વ્યાખ્યા, વ્યભીચારી ભાવનાં ...ક્તિ. ધર્મ પુસ્તકોમાં સું છે, ભક્તિ કરવાનાં પદો, ધર્મ ગુરૂઓની લીલા, ધર્મ ...રૂઓ સાથે છીનાલું કરનાર સ્ત્રીને બતાવેલું ફળ, વરકત વૈષ્ણવો અને રસ ...ડળી,દરશણની ભીડાભીડ. યાત્રાનો બોધ. વરકતોની લખેલી પોથીઓમાં બડાઇ ...થી વરકતો ના થતા કુકરમો. શુદ્ધાદ્વૈત માર્તંડ. સ્ત્રી પુરૂષોને એકાંતે મળવાનાં ...રી સુ...ના રસ્તા, મોક્ષ પ્રકરણ, વ્યભીચારનાં પ્રાયશ્ચિત વિષે શીવ બીજકોની

વારતા, વૈષ્ણવોને દેવા સારૂ નીચ કામ કરી પણ ધન લાવવો, બાળ લ આવી દેખતી અનીતી કારક લીલાઓ વિષે વૈષ્ણવ વગેરાઓને કરેલી સમજામણી.

એ મારગનાં ગુણ દોશ, વૈષ્ણવો જે ગુણો ઉપર મોહિત છે તેનું વરણ વિચાર કરતાં તે ગુણ કેવા પ્રકારનાં છે તેનો ખુલાસો, ગોવિંદા જોશીની વાત

ખરો ધર્મ સું? વેદાદિ સત્સાસ્ત્રો વિષે વિચાર, દરેક મનુષ્યોને ધ વિષે જાણવા જોગ અગત્યની બાબતો.

ભાટીઆભાઇઓને નમ્ર રીખામણ સાથે દિવ્ય ચક્ષુ, ભોળપણમાં મ ણુસો સું સું કરેછે, ક્રોધ પમાડનારી વાતો નજરે દેખતાં ક્રોધ ચડતો નથી એ વિષે ભાટીઆભાઇઓને ખાશ વિનંતી, અશલનાં ક્ષત્રીઓની સુરપણાન વાતો, ભીમસંગ ભટી, મિરજા પુરનો ગિરાશીઓ, કલકતામાં પુત્રે બાપ કાપી નાખ્યો. ઉદય પુરનાં રાણાઓ, ભાટીઆકોણ, એ લોકોએ ભાટીઆ ઓને હલકા પાડવા સારૂ કરેલી નીચ યુક્તિની વાતો, અંગરેજ લોકોનાં લખેલ ઈતિહાસમાંથી તૈલંગ દ્રવિડ કેહેવી નીચ જાતીનાં છે તેનાં પ્રમાણો, એ હુશીઆર માણસે વેશ્યાને ઠગી તેની વારતા, એ લોકો વિષે ચાલતી દક્ષિણ કેહેવત, ક્ષત્રીઓનું શું ધર્મ છે? મહાજનનાં માહાત્મ વિષે શ્લોક, ધર્માધ ક્ષનાં લક્ષણ, છેલ્લે વિનંતી, ઇત્યાદી.

## પાનું છેલું.

ઉપરનો ડોલ દેખીને નહિ ઠગાવા વિષે પદ.

---

૧ આ પુસ્તકમાં બધા મલીને વેદ, શાસ્ત્ર, પુરાણ, નીતિશાસ્ત્ર, અ પ્રસ્તાવીક વગેરા ૨૦૫ શ્લોકો છે.

૨ આ પુસ્તકમાં બધા મલીને ૧૨૭ પદો ગીતો વગેરાં જુદી જુ બાબતોનાં છે.

૩ આ પુસ્તકમાં રાજ્યકીય વ્યાવહારીક શામ શામા થએલા ઇત હાસીક વગેરા ૨૫ આશરે લેખો અને લેખી દસ્તાવેજ છે.

૪ આ પુસ્તકમાં ૪૦ નાંની મોહોટી વારતાઓ છે.

ઓરૂમ્

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૫ | ૧૮૮૨ | ૧૮૭૨ |
| ૧૫ | ૨૪ | ગહંત ન થાય | મહંત થાય |
| ૨૧ | ૭ | પુરૂષોત્તમજી | ગોપીનાથજી |
| ૨૭ | ૨૨ | પીત કે આ પીર | પિટે કે આ પીર |
| ૩૩ | ૫૬ | વલ્લભ એ સોઇ કરે | વલ્લભચા એ સોઇ કરે |
| ૩૭ | ૧૫ | "૨૫૦૦૦થી ૩૦૦૦૦" | "૨૫૦૦૦૦ થી ૩૦૦૦૦૦ |
| ૪૯ | ૧૭ | ગામ બાહાર નીકલ્યા | મસલત કરી નીકલ્યા |
| ૭૪ | ૨ | માજલુ | માછલું. |
| ૭૪ | ૨૪ | નાગ પરેહે રેશે | નામપણ્ રેહેશે |
| ૮૪ | ૬ | યાઇએ | ગાઇએ |
| ૮૪ | ૧૫ | અગાઉ લગે છે | અગાઉ લખે છે |
| ૮૭ | ૧૩ | પાછલહુ | પાછલરૂ |
| ૮૭ | ૧૪ | તે અને | તે, આને |
| ૮૮ | ૧ | બોલાવી લીધો | બોલાવી દીધો |
| ૯૫ | ૨૩ | બાર પ્રહર રાત્ર | ચાર પ્રહર રાત્ર, |
| ૯૬ | ૭ | નૃતન | નૃત્તત |
| ૯૯ | ૬ | શ્રુંગાર ઓછો કરને | શૃંગાર આછો કરતે |
| ૧૦૩ | ૧૮ | ગાદી મળી | ગિદી (બકરી) મલી |
| ૧૦૭ | ૨ | જાતા મનથાએ | જાતા ગનથાઓ |
| ૧૦૮ | ૨૪ | ગબ્બી | ગપ્પી (ગપ હાંકનારો) |
| ૧૦૯ | ૧૨ | હાજી હાનજ | હાજી હા, જન |
| ૧૦૯ | ૧૪ | દીને | દીનાં |
| ૧૬૬ | ૨૭ | હૃદ | હદ |
| ૧૭૪ | ૧ | બ્યાલુ | ચલ્લુ |
| ૧૭૪ | ૨૨ | હાથી | હાથો |
| ૧૯૦ | ૧૫ | પ્રધાનજ | પ્રધાન, જે |
| ૧૯૯ | ૨૮ | તક્તિમાન | શક્તિમાન |
| ૨૧૩ | ૮ | સુખડી | સખડી |
| ૨૧૯ | ૨૩ | એકાદશી | દાન એકાદશી |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૦ | ૨૨ | સૂખડી | સખડી |
| ૨૨૨ | ૨૬ | વીચકારીઓ | પિચકારીઓ |
| ૨૩૮ | ૨૭ | શર્ણુન | દરશણ. |
| ૨૪૦ | ૮ | બધું એમજ છે | બધું એમાંજ છે |
| ૨૪૦ | ૧૩ | દ્દાણુના | પાષાણુનાં |
| ૨૪૩ | ૧૦ | અભ્યાસ | આભાસ |
| ૨૪૩ | ૧૬ | મિથ્યા | મૃથ્યા |
| ૨૫૪ | ૨૭ | પરાકૃરી | પરાકૃમી |
| ૨૫૫ | ૨૪ | સુકર મિલે | તુકર મિલે |
| ૨૫૬ | ૬ | બહુદિન પાતલ પૂજી | બહુ દિન પતિલ પૂજીઆ |
| ૨૫૭ | ૫ | ભાવગરમાં | ભાવનગરમાં |
| ૨૫૭ | ૨૩ | હૈરેકદી | હૈશ કદી |
| ૨૫૭ | ૨૪ | ચાખીઓરે | ચાવીઓરે |
| ૨૫૮ | પદ૮મું | નાથજીને | નાથ તજીને |
| ૨૬૦ | ૧ | આપેલા | આપેલ |
| ૨૬૦ | ૭ | તમારો | તમારા |
| ૨૬૧ | ૯ | તાકીઓરત | તાકીઓર |
| ૨૬૧ | ૧૦ | પિછાનત | પેચાચત |
| ૨૬૩ | ૨૦ | દુનિયામે | ફનાંમ્યાંનેં |
| ૨૬૩ | ૨૧ | યકીનનલીએ | યકનાંનલીએં |
| ૨૬૪ | ૧૨ | સુયો | રૂદ્રે |
| ૨૬૫ | ૧ | સુર થથર | સુર થર થર |
| ૨૬૫ | પદ૨૨ | જનિતજોરે સંત હરિકા ભજન | જનિત જોરે સંત કાઇ હરિકા ભજન |
| ૨૬૬ | ૨ | રાખિઆણુ | રાખિ આડગ |
| ૨૬૬ | ૨૩ | વેગાજી ગિનકે | વેગાજીયે ગિનકે |
| ૨૬૭ | ૨ | ચારરે | યારરે |
| ૨૬૯ | ૯ | પહિચાનત | પહિચાચત |
| ૨૬૯ | ૧૬ | ગરબીરજી | ગરબી બીજી |
| ૨૬૯ | ૧૮ | પદ જુ | પદ ત્રીજું. |
| ૨૬૯ | ૨૦ | કાં જાએ છે | કાં પુજે છે |
| ૨૭૦ | ૨૫ | ઘર ઘર | ઘટઘટ |
| ૨૭૨ | ૩ | મુકી છે | મુકીદે |
| ૨૭૮ | ૨૦ | વેહે પાશમાં | વેહેમપાશમાં |
| ૨૮૭ | ૧ | પડી | ચડી |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧૧ | ૨ | પણ ................... | પણું |
| ૩૩૦ | ૧ | શંક ................... | રાંક |
| ૩૩૧ | ૨૧ | રૂપૈઆ ૩૦૦ ................... | રૂપૈઆ ૩૦૦૦ |
| ૩૩૨ | ૧૭ | હરજીવનદાશને ................... | હરજીવનદાશ તે |
| ૩૩૨ | ૨૭ | રૂપૈઆ ૩૦૦ ................... | રૂપૈઆ ૩૦૦૦ |
| ૩૩૮ | ૯ | જેવા નાંટલુ ................... | જેવા નાટતુ |
| ૪૧૭ | છેલી | હુસ પંથ ................... | સહુ પંથ |
| ૪૬૩ | ૨૪ | ઘરમ ................... | ઘરમાં |
| ૪૬૫ | ૩ | बराचर ................... | बरारव |
| ૪૬૭ | ૧૯ | કહી ................... | કદી |
| ૪૯૪ | ૯ | રગતામાં ................... | રસ્તામાં |
| ૫૦૨ | ૧૦ | સુરો ................... | તૂરો |
| ૫૩૧ | ૨૪ | ગીત ................... | ગીતા |
| ૫૯૨ | ૨૩ | સુકડી ................... | તુકડી |
| ૫૦૭ | ૨૭ | કાલાડી ................... | કાદાડી |
| ૫૫૯ | ૧૨ | દેખાઈ લે ................... | દેખાઇતે |

## પ્રસ્તાવનાંમાં શુદ્ધી.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૪ | जगर्क्रांको ................... | जगर्फाको |
| ૭ | ૧૮-૧૯ | શ્રી ઘરૂલાલજી ................... | શ્રી ઘતૂલાલજી |

## પાનાં પ૨૨-૨૩ વચે પુરવણીમાં ભુલો

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૭ | ઉતરરી ................... | ઉતરી |
| ૭ | ૨૬ | નારૂ ................... | ચારૂ |
| ૧૮ | ૧૪ | સ્ત્રી વગર ................... | સ્ત્રી વરગ |
| ૧૯ | ૨૫ | દાખલ ................... | દાખલા |
| ૨૦ | ૧૧ | જેવડું ટે ................... | જેવડું કે |
| ૨૩ | ૭ | કરીએ ................... | રીએ |
| ૨૮ | ૧૮ | ગાવનાં ................... | ગાવાનાં |
| ૩૩ | છેલી | નીત ................... | નીતી |
| ૩૪ | ૯ | વ્યવહારે ................... | વ્યવહારો |
| ૬૪ | ૧૧ | ભાગવત અવતારો ................... | ભગવત અવતારો |

## પાનાં ૩૧૬ માં આ પુરવણી ઉમેરવી.

૧ ઉપર જે પનાં નરશીંગની વાત લખીછે તેને બાવા કો સાકરનો પાણી કરીને પાયછે. તે મુરતીનું મોં પોહોલું છે તેથી અંદર પણોં પેશેછે. પછી જ્યારે કોઇ ભકત ઉપર નરશીંગ કોપેછે એટલે પણોં ( સાકરનો પાણી ) તેના મોમાંથી ભકભક પાછું નીકળે છે. પછી પુજારી પાવાનું બંધ કરી માનતા માનનારને કહેશે કે "તું દેવનાં કાંઇક ગુનામાં છો" પેલો ગભરાય એટલે પુજારી કહે કે મુક ૧૦૦ રૂપૈઆ ભેટ અથવા વધુગશુ રકમ તેની નજરમાં આવે અથવા જેવા તે ગ્રાહક હોય તેવું કહે—પછી તે હાથે પગે લાગી ભેટનુ નકી કરે એટલે નૃશીંગ પાણું પી જાય. હવે આ ધન ધુતવાનાં પુતલાગાં યુક્તી આ પ્રમાણે રચેલી હોયછે કે, નૃસીંગના મોમાંથી તે છેક પછાડેના ખાનગી ઘર સુધી એક નલિકા ગોઠવેલી છે તે નલિકાદ્વારાએ પાણું તે ઓરડામાં એક વાસણમાં ઝીલવામાં આવે છે. એમ કરવાથી પછી હજાર મણ પાણું કાં ન હોય તો પણ નરશીંગ આરોગી શકેછે. હવે માનતા માનનાર પાસેથી ધન પડાવવું હોય ત્યારે પછવાડેથી નલીકાના મોહાડાઆડું હાથ મુકી દીએ તો પાણું મોંમાંથી બાહેર નીકળી પડે અને થોડું હોય ને પછવાડેથી નલીકાના મોંમાં જોરથી ફુંક મારે એટલે નરશીંગના મોંમાંથી ભકભક કરતો જોરથી બાહાર પણું ઉડી પડે. એટલે ભકત જાણે કે નરશીંગ કોપ્યો પછી તે ભેટસાટ મુકે એટલે પછવાડેની લીલા બંધ પડે ને નરશીંગપણું પીએ.

૨ એમજ કાલીઆ કંથની વાત પણ સમજવી. એ મુરતીને કેટલાક નજ્ને પાવાની માનતા કરેછે. તેના મોંમાં હોકાની નાલ મુકે તે મોંમાંની ઠલી પછવાડે સુધી ગોઠવેલી. ત્યાંથી બીજો માણસ હોકો પીવા માંડે ને હોકામાં ગડગડ શબ્દ થાએ. પછી કાલીઆ કંથના મોંમાંથી હોકાની નલી કાઢી લીએ એટલે પછવાડે વાળો ધુંવાની ફુંક મારે તે કાલીઆ કંથનાં મોંમાંથી ધુંવા નીકળે એટલે એ ચમતકાર લોકો જાણી વિસ્મય થાય.

---

# ગ્રંથકર્તાની પ્રસ્તાવના.

આ પશ્ચિમ હિંદુસ્થાનમાં પ્રબલ થએલા પુષ્ટીમારગના વૃત્તાંત લખવાનો હેતુ આ છે કે, એ મારગ વિષે મેં ઘણાં વરસનાં સહવાસથી જે ઓ-ઢ્ઢોલો અનુભવ મેળવ્યો છે તેનો મારા ધર્મબંધુઓ અને જ્ઞાતીબંધુઓ તેમજ સુજ્ઞ સજ્જનોની સમક્ષ કાંઇક પ્રકાશ કરૂં.

હું એ મારગમાં ઘણી નાની ઉમરથી ભક્તી અને સ્નેહભાવે કરી જોડાએલો હતો. એટલે આશરે પાંચ છ વરસની ઉમરમાંજ મને એ મારગ ઉપર બહુ શ્રદ્ધા અને ભક્તી દ્રઢ થએલી હતી. તેથી સવારના ઉઠતાં વલ્લભ, વિઠલ અને બીજા ગુસાંઇનાં બાલકો તેમજ શ્રીઠાકોરજીનાં અને શ્રીયમુનાજીનાં પ્રાતઃસ્મરણીય પદો ઘણા ભાવથી ગાતો તેમજ સુવાવખતે રાત્રીનાં આશ્રાનાં પદ ગાયા પછી સુતો. વળી ઘરમાં ઠાકોર સેવા હોવાથી સેવા પ્રકરણાદી કેટલીક રીતભાત અચ્છી તરેહ જાણેલી એટલે તેમાંપણ સારી પેઠે ભક્તી બેઠેલી હતી. થોડી મોહોટી ઉમર થતાં વાંચવા લખવાનું આવડયું એટલે પોથીઓ વાંચવા લાગો. પોથીઓમાં અનેક તરેહનાં ભાવ ઠાકોર સેવામાં અને ગુસાંઇનાં બાળકોમાં પરમેશ્વરપણું લગાડવામાં પ્રદર્શીત કરેલા તેથી વિશેશ ભાવ દ્રઢીભૂત થયો; આથી ઠાકોર સેવાનેવાસ્તે તન મનથી ઉત્સાહીત રહેતો. શ્રીઠાકુરજીની ફુલમાળા વગેરા સારૂં ઘણે લાંબેથી વાડીઓમાંથી વાડીવાળાઓની અનેક પ્રકારની ખુશામદ કરી ફુલ વગેરા લાવતો; તેમજ ગુસાંઇનાં બાલકોને ખરેખરા પરમેશ્વર જાણી તેઓની સેવા તન મન ધનથી કરતો. મારા પૂજ્ય પિતાજી એ મારગમાં અતિશય ભાવીક હોવાથી પુસ્તકોનો સંગ્રહ બહુ કરતા આથી મને એ મારગના પુસ્તકો વાચવાનો બહુ સેહેલો રસ્તો થઇ પડ્યો હતો. અમારા ઘરમાં જે પોથી ન હોય તેવી કોઇ

પાસે હોય તે હું જાણું તો ત્યાંથી વાચવાને વાસ્તે ગમે ત પ્રકારે કરી લઇ આવું અને વાચું ઈત્યાદી કારણે (જેમ બીજા કેટલાક એક બીજાની દેખાદેખીથી મારગનું મોં માથું જાણ્યાવગર જે જે કરતાં કુધા કરે છે તેમ નહિ પણ) સારી રીતે વાંચી સમજી જોઈ જાચીને માહા પ્રેમી વૈષ્ણવ બન્યો હતો. પણ તે ફકત એક તરફી લખાએલું વાચીનેજ તેમ થયું હતું.

આમ કેટલોક સમય વ્યતીત થયા પછી સંવત ૧૯૧૭-૧૮ ની સાલમાં મને યદુનાથજી માહારાજની સાથે બહુ સ્નેહભાવથી સમાગમ થયો એ વખતે મારી ઊંમર ૧૯-૨૦ વરસની હતી. યદુનાથજી માહારાજે આ વખતે મુંબઇમાં એક "વૈષ્ણવ ધર્મ પ્રસારક" સભા સ્થાપી હતી તથા દર મહીને "સ્વધર્મ વરધક અને સંષય છેદક" એ નામનું ચોપાનીઊં કાહાડતા હતા. હવે સભામાં કેટલાક શાસ્ત્રીય વિષયો ઉપસ્થીત થતા તથા ચોપાનીઆમાં પણ પોતાને અનુકુળ પડતી તો ખરી તથાપિ શાસ્ત્રીય બાબતો આવતી આ વખતે મેં અગાઊ ફક્ત વ્રજ ભાષાના પુસ્તકો વાંચેલા તેથી શાસ્ત્રીય બાબતો જોઈને મને કાંઇ નવું નવું લાગતું એટલે સભામાં પણ ધ્યાનથી સાંભળતો તેમજ ચોપાનીઆ વગેરામાં જે લખાતું તે પણ ધ્યાનથી વાંચતો. આથી મને કેટલીક ભાષા ગ્રંથોમાં લખાયલા વિષયો વિષે શંકા ઉત્પન્ન થતી તેના પ્રશ્નો હું યદુનાથજી માહારાજને કરતો તેના ઉતરો માહારાજ તરફથી પોતાના પંથને અનુકુળ પડતા આપવામાં આવતાં. દાખલા તરીકે, મેં એક વખત પુછ્યું કે જે માહારાજ શાસ્ત્રમાં ભગવાનનાં ચોવીશ અવતાર થયા તથા થશે તેના નામ તો આ પ્રમાણે દેખાય છે. ૧ મચ્છાઅવતાર, ૨ કચ્છાઅવતાર, ૩ વરાહઅવતાર, ૪ નૃસિહાવતાર. ૫ વામનાવતાર, ૬ પર્શરામ, ૭ શ્રીરામચંદ્રજી, ૮ શ્રીકૃષ્ણ, ૯ બુધાવતાર, ૧૦ નકલંકીઅવતાર, ૧૧ વ્યાશજી, ૧૨ પ્રથુ, ૧૩ હરી, ૧૪ હંશાવતર, ૧૫ મન્વતરભગવાન; ૧૫ યજ્ઞપુરૂષ, ૧૬ ઋષભદેવ, ૧૭ હયગ્રીવ, ૧૮ ધ્રુવને વર દેનારાં, ૧૯ ધન્વંતરી, ૨૦ ધ્રુપદરાજા, ૨૧ ગુરૂ દત્તાત્રય, ૨૨ કપીલદેવ, ૨૩ શનકાદિક, અને ૨૪ બલીરાજા. એ પ્રમાણે વરનન દેખાય છે તેમાં શ્રીઆચાર્જી અને ગુંશાંઈજીનો તથા આપ બાલકોનો જે સહુ કરતાં મોહોટો અવતાર થયો તેનું નામ કેમ નથી ? તો કહ્યું કે અગ્ની પુરાણ ઈત્યાદીમાં કહેલુંછે (આ-

ગલ જીવણજી કૃત વલ્લભાખ્યાનની ટીકામાં જે અધ્યાઓનો વરણુન -
માંનો અર્ધ શ્લોક કહી બતાવ્યો) वल्लभोग्यग्नी रूपस्य विट्ठल पुरुषोत्तमः ॥,
એટલે પુરાણમાં વલ્લભાચારી અગ્ની સ્વરૂપને શ્રીવિઠલનાથજી પુરાણ પુરૂષો-
ત્તમ થશે એમ કહ્યુંછે. મે પુછ્યું બીજા પુરાણોમાં ચોવીશ કહ્યાછે ને આ-
માંજ આપતુ વર્ણુન કેમછે? ઉતર મળ્યો કે; આ તો બધા સાધારણ અવતાર
થયા તેનું વર્ણુન બધામાં છે પણ વિશેષાવતારનો બધામાં વર્ણુન ન કરે તેનું
દાખલો આપ્યો કે બ્રહ્માંડ પુરાણના અધ્યાયમાં છે કે गुह्याद् गुह्यतरंमम
એટલે આ અવતાર મારો ગુહ્યમાં ગુહ્ય છે તેથી કોઇક જગાએ કહ્યુંછે સબબ
કે કોઇક દૈવી જીવ હોય તેનેજ ત્યાંથી દેખાયને અમારે શરણે આવે. હવે આ-
પણે તો તે વખતે સમજતા હતા કે શ્લોક એટલે શાસ્ત્ર; તેથી ખાત્રી થઈ કે
શાસ્ત્રમાં છે. ત્યારે મને એક બીજી શંકા થઇ અને પુછ્યું કે જે મહારાજ
એમછે ત્યારે આપને વાસ્તે કેટલાક મથુરાંપંથી લોકો ગમે તેમ બોલે તથા
છપાવેછે તેવાને કાંઈ ચમત્કાર કેમ દેખાડતા નથી? જો ચમત્કાર દેખાડો તો
તરત શરણે આવી જાય. તો મહારાજે ઉત્તર આપ્યો કે એ લોકો દૈવી
જીવનથી આસુરી જીવછે તેથી તેને શરણે લેવાય નહિ એટલે ચમત્કાર દેખા-
ડવાય નહિ. (વલી જાણ્યું હશે જે દૈવીને પણ દેખાડતા નથી એવી શંકા
કાઢશે તે સારૂ સાથે સાથેજ કહી દીધું કે) તેમ વળી અમારા મોહોટેરાઓની
આગ્ના છે કે હમણાં કળીકાળછે તેથી કોઇને ચમત્કાર દેખાડવા નહિ. ઇત્યાદી
વાતચીત ઉપરથી આપણી ખાત્રી થઇ કે આપ કહેછે તે બધું બરાબર છે
પછી આપણે તો એક ભાષણ વૈષ્ણવ ધર્મપ્રશારક સભામાં વાંચવા સારૂ લખી
કહાડયું. એ સભામાં એવો કાએદો રાખેલ જે કોઇને ભાષણ કરવું હોય તો
ચાર દાહાડા અગાઉથી રજુ કરે તે કમીટી વાંચીને પ્રમુખ રજા આપે ત્યારે
સભામાં વંચાય. હવે આ ભાષણમાં આપણને તો જે એઓના વિષે ભાવ
લાગેલ તે ચિતરી કહાડેલ કે श्रीवल्लभ विनासब जुगाकीको; वल्लभवल्लभ जो
कहेजा मुख वल्लभं होय वल्लुभ छांडके औरभजे जातजन्म कुल खोय॥१॥
पूर्णब्रह्म श्रीलछमन सुत पुरुषोत्तम श्रीविट्ठलनाथजी; ઇત્યાદી આશયનો
ભાષણ લખેલ તેમાં ખુલું જણાવ્યું હતું જે જગતમાં કોઈપણ પુરણાવતાર વ-
લ્લભ વિઠલ જેવો થયો નથી અને તે પાછા ભુતલપર પોતાનાં બાલકરૂપે

ધરી પોતાનું સ્વરૂપ આવીરભાવ કરતા આવે છે માટે બધા ગુશા-ઇનાં બાલકો પરમેશ્વર છે. તેથી કોઇનેપણ તરવું હોય તો એઓને શરણ આવ્યા વગર તરી શકશે નહિ. આ પ્રમાણેનું ભાષણ હતું તેથી મને સભામાં વાચવાની ના કહી. મે માહારાજને પુછયું કે જે માહારાજ મને ભાષણ વાચવાની ના કેમ થઇ. માહારાજે કહ્યુંકે એ ભાષણ હમણા નહિ પણ થોડા દાહાડા પછી વાચવાનું હુકમ તમને મળશે; કારણ ગુપ્ત છે. મેં કહ્યું કે હું દૈવી જીવ છું તેની પાસે વળી કાંઇ ગુપ્ત રાખવું હોય? ત્યારે માહારાજે ગુપ્ત કારણ જણાવ્યું કે હમણાં આપણે સુધારાવાળાઓ ઉપર ફરીઆદી માંડી છે તેમાં જે આપણે દલીલો જણાવી છે તેને આ તમારૂ ભાષણ આડું આવે એમ છે તેથી ફરીઆદીનો ફેશલો આપણા લાભમાં થયા પછી તમે આ ભાષણ આપણી સભામાં વાચજો. આ ઉપરથી મારા મનમાં ભગવત અવતાર વિષે એટકા શંકા ઊત્પન્ન થઇ કે આ પુરણાવતાર ભગવાન છતાં આવું ભાષણ કરાવવાને કેમ બીહે છે, ભગવાનને વળી કોનાં બાપની બીક હોય; વળી સુધારાવાળાઓને ચમત્કાર બતાવ્યાને બદલે તો જેમ બીજા સાધારણ માણસો સરકારનો આશ્રય લઇ પોતાની દાદ ચાહે છે તેમજ યદુનાથજી માહારાજે કર્યું છે; એ તે શું હશે? એમ શંકાની સાથે ગડભાજ થઇને અંતે વિચાર્યું જે મોહોટા છે एनी लीलातो एही जाणे આપણે તુચ્છ જીવ એમાં શું સમજીએ. ઈત્યાદી એમનાં અગાઊ ભાવીક વિચારો મગજમ ભરેલા તેથી મનનું સમાધાન થયું; પણ ખટકો રઈ ગયો. પછી તો થોડ દાહાડા થયા એટલે કૃષ્ણદાશ મુલજી ઉપર યદુનાથજી માહારાજે લૈબલની ફરીઆદી માંડેલ તેનું કેશ કોડતમાં નીકલ્યો. કેશ ચાલતાં ભયંકર ભોપાળા કોડતમાં ઊગાડા પડ્યા આથી આપણને જે શંકા થએલ તેમાં વિશેષ વધારો થતો ગયો તેમાં વળી યદુનાથજી માહારાજે પોતાની શાક્ષીમાં એક વખત જણાવ્યું કે વ્રજ ભાષાનાં પુસ્તકો અમારા મારગમાં છે તે બધા અમે જુઠા માનીએ છૈએ અને અમે ભગવાનનો અવતાર નથી પણ સાધારણ માણસ છૈએ. આ સાક્ષીં જે દાહાડે અપાઈ તે દાહાડે મારી શંકામાં બહુ વધારો થયો અને આખો દાહાડો અને રાત્ર વિચારમાંજ ગયો કે શી-

યદુનાથજી માહારાજે ગીતાજીનાં શોગંદ ખાઈને કહ્યું કે વ્રજ ભાષાનાં
બધા જુઠા છે ને અમે પરમેશ્વર નથી એ તે કેમ હશે. આપણે તો બ
આધારજ વ્રજ ભાષાનાં પુસ્તકો ઉપર છે અને એમાં જે લખેલું છે તે
પ્રમાણે ચાલીએ છઇએ તથા તેમાંનીજ લખેલી સર્વે વાતો સાચી માનીએ
છઇએ; વળી આપણે માહારાજોને પરમેશ્વર માનીએ છઈએ તે વિષે પણ
યદુનાથજી માહારાજે શોગંધ ખાઈ ના કહી છે એ તે શું વાત હશે વળી
યદુનાથજી માહારાજ શોગંદ ખાઇને જુઠું પણ ન બોલે ઇત્યાદી ભાંજગડમાં
પુરી ઊંગ પણ ન આવી પછી મનમાં ઠરાવ્યું કે મહારાજ શ્રીને પુછશું.
બીજે દાહાડે સવારનાં પોરમાં માહારાજ પાસે દોડી પોહોંચ્યો અને પુછ્યું કે
માહારાજ આપે કાલે આવી સાક્ષી કેમ આપી? અમારો બધો આધાર તો
એ બે વાતો ઉપરજ છે ત્યારે માહારાજ શ્રીએ કહ્યું કે અમે એમ નથી
બોલ્યા. અમે તો કહ્યું કે અમારા મોહોટે રાઓનાં નામથી તથા કેટલાક
ગુસાંઈનાં બાલકોનાં નામથી કેડલાક પુસ્તક લખનારા અનેક ગ્રંથો લખીને
વેંચે છે તેને અમે જુઠા માનીએ છીઈએ; અને અમારા અવતાર વિષે તો
અસુરોં પાસે કેહેવાય નહિ. આ જવાબ સાંભલીને ખાત્રી થઇ કે આમાં
કાંઇક પોલું દેખાય છે કેમ કે મેં પાસે બેશીને બરાબર સાંભલ્યું હતું જે
પુસ્તકો જુઠા કહ્યા અને ભગવાન હોય તે વલી અસુરોં પાસે શું છુપાવે.
શ્રીકૃષ્ણે અને રામચંદ્રજીએ ક્યાં કાંઇ છુપાવ્યું છે. ઈત્યાદી વિચારો ઉત્પન્ન
થવાથી ભાવમાં પચીશ ટકા ઘટાડો થયો અને ભાષણ વાચવાની મને ના
કહી તેની પણ આંઇ સમજ પડી કે તે ભાષણ વંચાત તો ભગવંત અવતાર
કેહેવડાવે છે તે શીધ થાત ને આને તો કોડતમાં દેખાડવું હતું જે અમે કોઈ
સેવકોને પણ ભગવાનનું અવતાર છઇએ તે, મનાવતા નથી. અને મને
કહેલું કે આપણે કેસ જીત્યા પછી તમે ભાષણ કરજો તે કેસ પણ જીત્યા
નહી ને ખોટી સાક્ષીનાં ચાર્જમાં આવેલા તેથી હેદરાવાદ તરફ પધારવું પડયું–
ઇત્યાદી કારણોથી–અમે શાસ્ત્રમાં છઈએ એમ કહે છે તે કેમ હશે એમ
વિચારી શાસ્ત્રોમાં શું છે તે તપાસવાનું મનમાં દ્રઢ થયું. પછી જેમ જેમ
અવકાશ મળતો ગયો તેમ તેમ સારા વિદ્વાનોને શાસ્ત્ર શું છે તેપુછવા લાગો
અને એમાં કેવીં કેવી બાબત છે તેના મનમાં ઉપજતા તરંગો વિષે ખુલાસો

લાગો. વળી હીંદીમાં ને ગુજરાતીમાં કેટલાક પુસ્તકોનાં ત-રજુમાં થએલા વાંચ્યા; ભાગવત, ભારત, રામાયણાદીક પુસ્તકો તો અગાઉ વાંચેલાજ હતા અને તે પછી પણ દરરોજ નવા નવા પુ-સ્તકો વાંચવાનું ચાલુજ રાખેલું. વળી કેટલાક ચાલતા પંથોનાં સિદ્ધાંત સાંભળવા તથા વાંચવામાં આવ્યા આથી એક કુવાના દેડકા પ્રમાણે અંતઃકરણમાં છવાયલા અંધકાર ઉપર કાંઇ પ્રકાશમય તેજ પડવા લાગ્યું. વિદ્યારૂપી સૂર્યમાં એક આ ખુબીછે કે જ્યારે આપણે ઘણું જોવા જાણવાનું થાય ત્યારે દુનીઆમાં ખરી વાત સું છે તે આપણને દૃષ્ટીગોચર થઈ જાય છે. તેમા પણ કેટલીક વાતો ગુણ કર્મ સ્વભાવ અને સોબતથી તે તે તરફ મનને દોરી જાય છે. જેમ કે કેટલાક સારા વિદ્વાન હોય પણ રાજ્ય પ્રકરણમાં પડેલા હોય તો; અને તેમાં રાજશ તામશાદી ગુણ હોય તો તેને અનેક ખટપટો અને પ્રપંચો રમવાનું કર્મ સૂજે છે તેમાં જો તેની બુદ્ધિ સ્વારથી સ્વભાવવાળી હોય તો વિદ્યાનાં બળે કરીને તે અનેક ઊંધા કામો કર-વાને પણ ડરતો નથી. અને તેમાં જોઈએ તો રાજાનું શત્યાનાશ થાએ કે રૈયતનો ઘાણુવળે તેમાં તે કદી ડરતો નથી; પણ જો તેની અંદર સાત્વીક ગુણ હોય અને શાંત સ્વભાવ હોય તો સહુનું કલ્યાણ કરવાના કરમો તે કરેછે. તેમજ કેટલાક ધર્માચારીઓ પણ ઘણા વિદ્વાન થએલા દેખાય છે અને ખરૂં ખોટું સમજવાની તેઓમાં શક્તિ પણ હશે તથાપિ ગુણકર્મ સ્વભાવ અને શોબતની અસરથી તેઓ પોતાના સ્વારથમાં મચીને લોકોને ઊંધે રસ્તે દોરી ને તેઓનો ધનમાલ પચાવી પાડવાનાં ઉદ્યોગમાં મંડી પડ્યા છે. અને તે સ્વાભાવિક છે તે વિષે એક નીતીનો શ્લોક છે.

**विद्याविवादाय धनं मदाय शक्तिःपरेषां परि पीडनाय।**
**खलस्यसाधोर्विपरीतमेतत् ज्ञानायदानायच रक्षणाय ॥१॥**

અર્થ-ખલ સ્વભાવનાં મનુષ્યને વિદ્યા પ્રાપ્ત થઇ તો તેનું ઉપયોગ તે વિવાદમાં કરે છે, ધન મળ્યું તો મદ ઊત્પન્ન થાએ છે, અને કોઇ સત્તા મળી તો પારકાને પીડા કારી થઇ પડે છે, તેમજ સાધુ પુરૂષ (શાંત સ્વભાવી) ને વિદ્યા મળી તો બીજાને જ્ઞાન આપવામાં વાપરે છે, ધન મળ્યું તો પરોપકાર

કરવામાં વાપરે છે, અને કાંઈ સતા મળી તો કોઇનો રક્ષણ કરવામાં તેનું ઉપયોગ કરે છે. ૧.

હવે આવી રીતે વાંચવા સાંભળવાનું માવરો પડ્યાથી કોઇબી શ્લોક બોલ્યો તો તે શાસ્ત્રજ છે એવો ભાવ હતો તે છુટી ગયો કેમકે હાલ પણ લોકોને નવીન નવીન સંસ્કૃત શ્લોક બધ ગ્રંથ બનાવતા જોયા તેમજ જુનાં પણ કોકશાસ્ત્રાદીમાં વાંચવામા આવ્યુ કે क्रिडासुखं जन्मफलं नराणां क्रिसोरि मार्या सत मध्यवार्ते અર્થ-જવાન સ્ત્રીઓ સાથે હમેશાં ક્રીડા કરવી તેજ માત્ર આ જન્મનું સાર્થક કહો કે ફળ કહો તે તેજ છે.

વળી વામ મારગાદિ પંથો વિષે સાંભળવામાં આવ્યું કે તેમાં અડી લાખ સુધીનાં चंडालिनी महादेवी भोग्य सौख्य प्रदायिनी निसंमलिन रूपेण पुनाति भजतां नृणां એવા એવા શ્લોકો ભરેલા ગ્રંથ છે. તેથી જણાયું કે સંસ્કૃત ભણેલા હોઈએ તો આપણે પણ હમણાં ગમે તેવા શ્લોકો બનાવી શકીએ. તેથી જેટલા શ્લોક હોય તે બધા શાસ્ત્રજ છે એ તો જુઠી વાત છે એમ નિશ્ચય થયું.

તોપણ નાંનપણથી હ્રદયપર બેઠેલી છાપનો પ્રભાવ કાંઇ અપૂર્વ હોયછે. આ કારણથી યદુનાથજી એ वल्लभो ह्यग्नि रूपस्या દી શ્લોકો કહેલા તે પુરાણનાં છે તેથી તે વાત તો ખોટી નહિ હોય? એવી એકા ગ્રેક મન ઉપર છાપ પડી નહિ. એટલે તે કેમ હશે તેનું નિશ્ચય કરવા વિચાર્યું. તે શ્રીવરૂલાલજી પાશે નિર્ણય કરી લીધો તે આ ગ્રંથમાં જીવણજી કૃત વલ્લભાખ્યાનની ટીકાનાં પ્રસંગમાં સવિસ્તર જણાવેલુંછે. તે પછી તે તે પુરાણોમાં એ અધ્યાય માનું કાંઇ છે કે કેમ તેનો નિરણય વિશ્વનાથશાસ્ત્રીની તરફથી કેશવજી શાસ્ત્રી નગરવાલાને ત્યાં સત્યાવીશ વિદ્યાર્થીઓ લગાવીને કર્યું તો કાંઈ નીકલ્યું નહિ એટલે નિશ્ચય થયો કે આ તો કેવળ સિષ્યોનાં મનમાં દૃઢભાવ બેશાડવા સારુ અમે ભગવદ અવતાર છીએ એવું પુરાણમાં છે તે દેખાડવા સારૂ કોઇ મહારાજે શ્લોક રચ્યાછે.

હવે આપણે તો પણ્યા વેપારી વરગનાં માણુસ તેથી આવી બાબતોમાંથી આપણને કાંઈ-લાભ મેળવવાતો ઉત્કંઠા હોય નહિ તેથી પાધરૂજ છે કે આપણાં ગુણ કર્મ સ્વભાવની વલણ તેમાં ખરૂં ખોટું સું છે તે માત્ર સમ-

જવા તરફજ જાય. તેનું ખોટું હોય તેનેપણ આપણે તેમાં છીએ માટે તેને ખરું બતાવવાની શકતી ધરાવીએ છઈએ તેથી ખરું બતાવીએ એ તરફ તો વળે નહિ કારણકે એવો ખોટો હઠ દુરાગ્રહ કરવામાં કાંઈ લાભ નહિ. એટલામાં કવી ચરીત્ર નામનો ગ્રંથ મરાઠીમાં છાપેલો હતો તે વાંચ્યો ત્યાં તો જે ધર્માચારીઓ વગેરા થએલા તેઓએ પોતાને અવતારીજ ઠોકી બેશાડેલા જોવામા આવ્યા આથી ખાત્રી થઇ કે પોતાનો મહીમાં વધારવા સારૂ તથા લોકોને પોતા તરફ ધશડવા સારૂજ આ એક અવતારી બનવાની યોજના કરી દેખાયછે. એટલે પછીથી આપણું વલાણુ એમ થયું કે ત્યારે હવે શાસ્ત્ર સું છે તેની મનમાં ખાત્રી કરવી.

પછી તો જ્યાં જોઈએ ત્યાં વેદ ઇશ્વર પ્રણિત, સ્વતઃપ્રમાણ, અને સર્વ માન્ય એવું જણાવા લાગ્યું, તેમજ સ્મૃતીઓમાં પણ ધર્મ રહસ્ય બહુ અચ્છી પ્રકારે દીશવા લાગ્યું, રૂષીમુની પ્રણિત ષડ્શાસ્ત્રોમાં પણ બહુ ગહન વિચારો દેખાયા, પુરાણોમાં ધર્મ રહસ્યની સાથે બહુ મતમતાંતરનાજઘડા અને કેટલુંક ન્યાય બુદ્ધીથી ન મનાય એવું પણ જોવામાં આવ્યું; ઇત્યાદી જોતાં વેદ સર્વ માન્ય છે માટે એ સત્ય છે એમ જણાયું. હવે તેનાં કેટલાક ભાષ્યોનાં અર્થ જોવામાં આવ્યા તો કેટલાક કર્મકાંડીઓ કર્મ માર્ગ ઉપર ગશડી ગએલા, કેટલાક ઉપાશનાં માર્ગવાળા ઉપાશનાં ઉપર ખેંચી ગએલા અને કેટલાક જ્ઞાન મારગીઓ જ્ઞાન ઉંપર લઇ ગએલા જણાયા. તેમજ મહીધર જેવા તાંત્રિકો તંત્ર મારગમાંજ તેનો ઉપયોગ થાય એવા અર્થ ઉપર લઈ ગએલા; વળી કેટલાક પંથોવાળા વેદને મોહોટોમાંની અમારે તે માન્ય છે એમ કહી પોતાને અનુકુળ પડતી થોડી બાબતો અનુકુળ પડતા ભાષ્યોમાંથી ગશડી પોતાનાં પંથમાં યુક્તી પુર્વક લગાડી લોકોને દેખાડવા લાગા કે વેદ પ્રમાણે તો અમેજ ચાલીએ છઇએ. વળી સ્મૃતીઓમાં પણ ધર્મ રહસ્યની સાથે મતલબી લોકો એ નવીન શ્લોક ઘુશાડી દીધેલા જોવામાં આવ્યા જેમકે મનુસ્મૃતી અત્યંત માન્ય કરવાલાયક અને પૂજ્ય બુદ્ધીનાં વિચારો ભરેલા છતાં આવા શ્લોક દેખાયા નमांस भक्षणेदोषो नमद्येनचमैथुने प्रवर्तिरेतेजीवानां निवर्तिश्चमहाफला ॥ १ ॥

અર્થાત્ માંશ ખાવામાં, મદ્યપીવામાં, અને વ્યભીચાર કરવામાં કાંઇ દોશ નથી કારણકે જીવોની એમાં પ્રવરતી છે; પણ તેને છોડીદે તો મોહોટું ફળ છે.? હવે એક જગાએ મનુસ્મૃતીમાં આમ જોયું.

**अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ॥**
**संस्कर्ता चोपहर्ताच खादका श्चेति घातकाः ॥ १ ॥**

**અર્થ**—મારવાની સલાહ આપનાર, માંસને કાપનાર, પશુને મારનાર, પશુને મારવા માટે લેનાર તથા વેચનાર માસને પકવનાર, પીરસનાર તથા ખાનાર એટલા બધા ઘાત કરનારા પાપી જાણવા? હવે આ શ્લોકમાં અને ઉપલા શ્લોકમાં અકલ લગાડીને જોય તો કેટલો બધો અંતર દેખાય. પેહેલામાં કહ્યું કે માસ મદીરામાં દોશ નહિ અને આમા સલાહ આપનાર પણ ઘાતકી લખ્યો. ઈત્યાદી બીજા પણ ઘણાં ગ્રંથોમાં એવી ભેળ શેળ દેખાઈ કે કેટલાક મતલબ શિંધુવાળા અથવા કેટલાક તે સમયને અનુસરીને જોઇએ તેવી બાબતો ગુશાડી દેનારા વિદ્વાનોનાં લેખો જણાયા.

હવે આવી રીતે આગળ મતલબી માણસો પોતાને મન ગમતા શ્લોકો દરેક જગાએ ઘુશાડશે એમ જાણે મનુસ્મૃતી કારને ભવીષ્ય સુજયું હોય ની તે સારૂ તેમાં આ શ્લોક પણ દેખાયો.

**आर्षंधर्मोपदेशंच वेदशास्त्राऽविरोधिना ॥**
**यस्तर्केणानुसंधत्ते सधर्मंवेदनेतरः ॥ १ ॥**

**અર્થ**—આર્ષ એટલે જુનાં ધર્મને ધર્મ ઉપદેશ જાણવો તે પણ વેદશાસ્ત્રથી અવિરૂધ હોવો જોઇએ અને તે પણ વળી તરકે કરીને શીદ્ધ થઇ શકે એવો હોય તેને વેદ ધર્મ જાણવો? આથી અચ્છી રીતે જણાયુ કે તરકમાં આવી ન શકે તેવી વાત માનવી નહિ એમ જુના ગ્રંથોમાં ઉપદેશ છે ખરો.

બશ આ વાત એક બરાબર ધ્યાન મારીએ તો જોકે પંડીતો એ બહુ વેદાર્થ સ્મૃતીઓ, માહાભારતાદિ મહાન્ ગ્રંથો, શાસ્ત્રો, પુરાણો, ઇત્યાદી ભલે ગમે તેવા ડોળી નાખ્યા છે છતાં ખરી વાત ધ્યાનમાં આવ્યા વગર રીએ નહી પણ જો આપણામાં તરક શક્તિ યુક્તિ યુક્ત બુદ્ધી હોય તો. આથી ખરૂ કર્તવ્ય મનુષ્યને શું છે તો તે જાણી શકે. અને મને કોઇ પુછે તો મેં કિંચિત્

તે બાબતનું વર્ણન આ પુસ્તકમાં "ખરો ધર્મ શું?" તે મથાલા હેઠે જણાવ્યું છે ત્યાં વાચ્યાથી દરેક બુદ્ધીમાન મનુષ્યને જણાશે.

જો કે હાલ કેટલાક જુના વિચારના ધર્મ ચુસ્ત થયેલા ભાઈઓ અને બાઇઓ એમ સમજે છે કે હમણાં અંગરેજી ભણેલાઓ તથા નવીન સુધારાવાળાઓની સોબતથી લોકો ધર્મ વિષે સંપથી તથા ધર્મ ગુરૂઓના દ્વેષી અને ભૂત પ્રેતાદીકને નહી માનનારા થઇ જાય છે. તો ભાઇઓ હું અંગરેજી પણ ભણ્યો નથી તેમ કોઈ સુધારાવાળાની પણ સંગત ઘણી થઈ નથી; પણ માત્ર ઉપર લખેલા કારણોથી સત્ય શોધવા ઉપર લક્ષ રહ્યાથી દુનીઆમાં ખરૂં શું છે તેનું પ્રકાશ પરમાત્માની કૃપાથી કાંઇક અંતઃકરણ ઉપર પડ્યું છે. નહિ કે કોઇના ભમાવ્યાથી અથવા આપણું તે રેઢીઆળ અને પશ્ચિમ તરફના લોકોનું તે સારૂં તે વીચારથી કાંઈ થયું નથી. આપણા શાસ્ત્રોમાં એવું બધું ભરયું છે કે તેવા વિચારો કોઈપણ સુધરેલા લોકો જેઓ સુધારાની ટોચ ઉપર ચડેલા છે તેઓ પણ હજી જાણતા નથી, તેજો ઉપર લખેલા મનુજીનાં શ્લોકમાં કહ્યા પ્રમાણે દિવ્ય ચક્ષુ લગાડીને જોઇએ તો પ્રત્યક્ષ છાશ પાણી અને નવનીત આપણને જણાઈ આવે છે.

આ બધું જાણ્યાથી પુષ્ટી મારગ વિષે જે મને ખરૂં જણાયું તે મેં લખ્યું છે અને વાંચનારાઓની સમક્ષ ધર્યું છે હવે માણસ છે તે ભૂલનું પાત્ર છે કોઇ પણ માણસ સર્વજ્ઞ હોતો નથી તેથી એની અંદર વખતે કાંઇ ભુલચુક પણ હશે તેવી ભુલ કોઇપણ સદ્ગ્રહસ્થ તરફથી ભાંજવામાં આવશે તો તે તે બાબત વિષે મારી ભૂલ ભાંગી તેનો ખરા અંતઃકરણથી ઉપકાર માનીશ. મને કાંઇ કોઇ મત મતાંતરનો હઠ કે દુરાગ્રહ નથી તે મેં ઉપરજ કહેલું છે કે વ્યાપારી વરગ ને કાંઇ કોઇનો હઠ દુરાગ્રહ ધરવાની જરૂર નહી કારણ કે વ્યાપારી વરગ કોઇબી પંથમાં કે મતમતાંતરમાં પ્રવેશ કરશે તેને ત્યાં કાંઈને કાંઇ આપવુંજ પડશે તેને કોઇ પંથમાં કે મતમાંથી લેવાનું તો નહિંજ; ત્યારે પછી ખરો ધર્મ શું છે તે શોધીનેજ તેમાં આપવું અને પોતાનાં કલ્યાણનો ખરો મારગ શોધવો એજ માત્ર વ્યાપરી વરગનું કામ છે તો તેને બીજો હઠ દુરાગ્રહ ધરવાની જરૂર નહિ એ સ્પષ્ટજ છે. તેથી હું મારા બીજા

પણ ધર્મ બંધુઓને વિનંતી કરૂં છું કે જો એમાં મારી ભૂલ હોય તો ભાંજશો અગર તમને તમારી ભૂલ લાગે તો સુધારજો.

કોઇ એમ કહેશે કે ભાઈ તમને ખરૂં રહસ્ય જે જણાયું તો તેને વાસ્તે આટલો મોહોટો ગ્રંથ લખ્યો હત તો સારૂં થાત; કે ખરી બાબત લોકોનાં ધ્યાનમાં આવત, તો ખોટી બાબતને લોકો પોતાની મેળે છોડી દેત પણ કોઇકનાં કુથલામાં આટલું બધું લખાણ કરી નાખ્યું તેની શું જરૂર હતી.? તેનાં જવાબમાં કેહેવાનું એ કે જયાંસુધી આપણાં મગજમાં બીજા વિચારો ભરયા હોય તે કદાપી ખોટા હોય અને આપણે બીજી રીતે કાંઇ ખરૂં સાંભ-લીએ તોપણ આપણા મગજમાં અસલ વિચાર ભરેલા હોય તે એકાએક ફેરવાઇ જતા નથી તેનું મને પુરેપુરો અનુભવ છે તે કિંચિત ઉપર બતાવ્યું છે. હવે એ મગજમાં ભરેલા વિચારોનું દિગ્દર્શન થતાંની સાથે ખરા વિ-ચાર જાણવામાં આવે ત્યારે કાંઇક અગાઉનાં વિચારો મગજમાંથી ખશે અને શુદ્ધ વિચારને રેહેવાની જગા મળે; અને તેજ હેતુ અને વિચારોથી આ લખાણ થયું છે.

દુનીઆમાં કોઈ કોઇનો દુસ્મન નથી તેમ કોઈ કોઈનો સજ્જન નથી એક બીજાનાં ગુણકર્મ સ્વભાવે કરી દુસ્મન સજ્જન થાય છે. આપણને એ મારગ વિષે કાંઇ દુસ્મન દાવો નથી તેમ એ મારગમાં જન્મ હોવાથી સ્વા-ભાવીક પ્રીતી એના ઉપર હોવી જોઇએ એ નિસંદેહ છે; તથાપી શાસ્ત્ર રીતીથી એમાં જે ખરૂં ખોટું જણાયું તે નિસ્પૃહ રીતે મનુષ્ય ધર્મની રીતીએ જણાવ્યું છે; તેના ઉપર વિચાર કરવાનું વાંચનાર ગ્રહસ્થોનું પોતાનું કામ છે. મને કાંઇ એમાં કશી પ્રકારનો સ્વાર્થ કે લાભ નથી.

કોઈ એમ સવાલ કરે કે દુનીઆંમાં ઘણાં મોહોટા વરગના લોકોએ પંથ તથા તેનાં આચાર્યો બહુ મોહોટા ગણાયલા એટલે મહારાજ નાંમથી ઓલખતા બડેજાઓની સામે લખતાં ડરયા કેમ નહિ. ત્યાં કેહેવાનું કે પર-મેશ્વરાની સ્રષ્ટીમાં કોઇ મોહોટું નથી બધા મનુષ્ય સરખા છે. માત્ર વિદ્યા ધનને સત્તાનાં ઓછા વધતા પ્રમાણમાં માણસો આ જગતમાંજ ફકત નાંનાં મોહોટામાં ખપેછે. તેમ જેને જેમાં ભાવ બેસ ગયો હોય કે કોઇ પ્રકારની જેમાં કોઇને લાલચ હોય તેને તે મોહોટું ગણેછે; ઇશ્વરી સ્રષ્ટીમાં કોઇ નાનું

પણ નથી ને મોહોટું પણ નથી. આ વિચારથી ખરી રીતે જોઈએ તો દરેક મનુષ્યનું કામ છે કે જે બાબત પોતાને ખરેખરી જણાય તો તે તેના ફાયદાને વાસ્તે અને જગતનાં ફાયદાને વાસ્તે પ્રસિદ્ધ કરવામાં મુદલ કોઈની બીક રાખવાની જરૂર નથી. કેટલાક હમેશનાં સહવાસથી પોતેપણ પોતાનું રૂપ ભુલી જાયછે તે જો ખરેખરી પ્રમાણ સહીત વાત સાંભળે તો પોતાનું સ્વરૂપ તે જાણી શકેછે. તે સારૂ દરેક મનુષ્યનું કર્તવ્યછે કે યુક્તી પ્રમાણથી જે વાત સાચી જણાય તે જરૂર બીજાનાં ફાયદા વાસ્તે દેખાડવી જોઇએ. એક અદ્ભુતાશ્ચર્યની વાત છે કે સ્વારથી લોકોએ પોતાનાં સ્વાર્થ સારૂ અનેક નીચયુક્તીથી તદન ખોટાડા ભરેલા અને અકલમાં, ન આવી શકે એવી વાતોથી અને કાંઇપણ યુક્તી પ્રમાણ વગરનાં હજારો ગ્રંથો ભરી કહાડ્યાછે તેમાં તેઓને શરમ કે ડર થયો નથી તો આપણે સત્ય વારતા પ્રગટ કરવામાં ડરસું કરવા રાખવો? આવા વરતમાં સત્ય કેહેનારા સન્યાશી વરગનાં લોકો ઘણે અંશે પેટ ભરા થઇ દુનીઆની ઉપેક્ષા કરવા લાગા તેથી આ દેશમાં અંધાધુંધી થઇ અને બહુ ફુટ પડી તેથી દેશપાયમાલ થઇ ગયો. ત્યારે હવે તો જે લોકો લુટાયછે, કુટાયછે, મોહોટા છતાં ઠગરાઓનાં ગુલામ બનેછે, પોતાની નીતી રીતી અને ખરા ધર્મ ભ્રમજાલમાં પડી ગુમવેછે, અને પોતાની કુલાન કાંતાઓના પાતીવ્રત્યધર્મ વિષે બે દરકાર રહેછે; તેવાઓને સત્ય શોધવા તથા જે જાણતા હોય તેણે તે પ્રસીદ્ધ૰ કરવાની જરૂરછે. હું જોઇને મગરૂર છઉ કે તેવો પગલો નિસ્વારથી વરગમાંથી ભાટીઆ જ્ઞાતીનાં શેઠ પ્રાગજી ઠાકરશી એ **प्रमाणसहस्त्री** નામનું પુસ્તક બનાવીને ભરયો છે. તેમ આગળ પણ બે ચાર ગ્રંથો ગ્રહસ્થો તરફથી પ્રસિદ્ધ થયા છે તેમ જ્યારે સત્ય શોધક ગ્રહસ્થ વરગનાં લોકો થશે ત્યારે ભિક્ષુક વરગના દોરમાં અજ્ઞાન લોકો ફશાતાં બચશે અને દેશનું ઘણે અંશે કલ્યાણ થશે.

હવે છેલું આ પુસ્તકમાં અશુદ્ધાંસ વિષેનું કથન કરી પ્રસ્તાવના પુરી કરૂં છું. પ્રથમ તો વ્યાકરણની રીતીનાં દોશ હશે, કારણ કે તેમ વ્યાકરણનાં અભ્યાસના અભાવે થયું હશે. ઓછામાં ઓછા પંદરવરશે કટકે કટકે લખાઇને પુરૂ થયું છે તેથી કોઇ બાબત અધુરી પુરી પણ લખાઇ હશે અને

કોઈ બાંબત બે ત્રણવાર પણ લખાઇ હશે તેથી પુનરાવૃતી દોશ પણ થયુ હશે તેમ કેટલીક જગાએ પીષ્ટ પીશણ પણ થયું હશે. વળી કોઇએ છાપ્યુ કોઇએ શુદ્ધ કર્યું કોઇએ પ્રુફ તપાસ્યા અને આઠ દશ વરશે છપાઇ પુરૂં થયું તેથી છાપવા તપાશવાની પણ બહુ ભુલો રહી હશે. કેટલીક જગાએ સંવત્સરની તથા આકડાઓની પણ ભૂલો થએલી દેખાઈ છે, ઈત્યાદી ઘણી ભુલ ચુક હશે તેથી બનતા પ્રયાશે શુદ્ધી પત્રકમાં સુધાર્યું છે છતાં પણ ઘણી જગાએ ભૂલો રહ ગઇ હશે તેથી વાંચનારાઓને વિનંતી કે ખોડ ખાંપણ તરફ કાક મક્ષીકા લક્ષણ ત્યાગ કરી ને માત્ર હંશવૃતીથી ખરા સાર તરફ લક્ષ રાખવું.



# પુષ્ટી મારગ.



તૈલંગ દેશના કાંકરવાડ ગામમાં યજ્ઞ નારાયણ ભટ નામે યજુર્વેદી, તૈત્તરીય શાખી, ભારદ્વાજ ગોત્રી વેલ્લનાડી જાતનો બ્રાહ્મણ હતો. તે અગ્નિહોત્રી હતો અને તેણે સોમયજ્ઞ કરવાનો પ્રારંભ કર્યો હતો, એવું વલ્લભ મતના ગ્રંથો ઉપરથી જોવામાં આવે છે. એ કપોળ કલ્પિત ગ્રંથમાં એક ઠેકાણે વલ્લભ વિઠ્ઠલને ભગવાન ઠરાવવા સારૂ એવી ગપ મારવામાં આવી છે કે, જે એકસો સોમયજ્ઞ કરે તેને ઘેર ભગવાન અવતરે. હવે નારાયણ ભટથી જે સોમયજ્ઞ શરૂ થયેલા તે લક્ષ્મણ ભટના વખતમાં પૂરા થયા અને તેમને ઘેર વલ્લભાચાર્ય ભગવદવતાર થયા એમ ઠોકી બેસાડયું છે. અંહિયા એક શંકા થાય છે કે જો એમજ એકસો સોમયજ્ઞ કરેથી ભગવાન પેદા થતા હોય તો મોટા મોટા રાજાઓ અને શ્રીમતોને તેમ કરી પોતાને ઘેર ભગવાન અવતરે તેમ કરવાને શું અડચણ હતી ? કાંઇજ નહીં. પણ તેમનો એવી પેઢી ઉઘાડવાનો વિચારજ જ્યાં નહીં ત્યાં ગપ મારવાનું પ્રયોજન પણ શું ? બીજી શંકા એ થાય છે કે ભગવાન તો એક છે ને ઘણા જણા સો સો સોમયજ્ઞ કરે તો પછી ભગવાન શું તે બધાને ત્યાં કટકો કટકો અવતરતો હશે ? કહે છે કે, યજ્ઞ નારાયણ ભટ શ્રુતિનો અવતાર હતો. હવે જો શ્રુતિ અવતાર ધારણ કરે તો એનું રૂપ જે શબ્દ માત્ર છે તે પૃથ્વીપર રેહેવું ન જોઇયે. તે રહી કેમ શક્યું હશે ? બીજું એ કે અતિ પવિત્ર મનાયલાં શ્રીમદ્ભાગવતના કોઇ શ્લોકમાં અત્યાર સુધી કોઈ ઠેકાણે એવો અવતાર ધારણ કરેલો જોવા અને સાંભળવામા આવ્યો નથી. એ યજ્ઞ નારાયણનો છોકરો ગંગાધર ભટ, તેનો ગણપત ભટ અને તેનો શ્રેષ્ઠ એવો વદ્દલ્લ નામનો પુત્ર થયો. એ વદ્દલ્લનો પુત્ર તે સાક્ષાત્ વસુદેવજીનો અવતાર ( તેમના કેહેવા પ્રમાણે ) લક્ષ્મણ ભટ થયો. તેનું ચરિત્ર જાણવા જોગ છે.

એ લક્ષ્મણભટ નાનપણમાં પરણેલા હતા. થોડી અવસ્થામાં આવ્યા પછી કોણ જાણે શા કારણથી તેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો તેથી કોઈને પણ કહ્યા કહાવ્યાવિના તે છાનો માનો કાશી નાસી ગયો. ત્યાં એક બ્રહ્માનંદ નામનો સન્યાસી હતો તેની પાસે જઇને મારે સન્યાસી થવું છે એવી મરજી જણાવીને કહ્યું કે "મને સંન્યસ્ત દીક્ષા આપો" બ્રહ્માનંદે તેનું નામ, ઠામ ઠેકાણું તથા કુટુંબ વગેરે પૂછ્યું. ત્યારે સત્યતાની કેવળ પ્રતિમારૂપ એવા સાક્ષાત્ વસુદેવજીના અવતાર જે આપણા લક્ષ્મણભટજી તે છતી પત્નિએ બોલ્યા કે મારે કોઈ નથી તેથી તે સન્યાસીએ એમનું કથન સત્ય માની તેને દીક્ષા આપી.

અહિંયા તેનાં માબાપે તેની શોધ કીધી પણ કાંઇ પતો મળી આવ્યો નહીં એટલે ભાડાનાં લક્ષણ જાણી બેશી રહ્યાં. હવે બનાવ એવો બન્યો કે એનાં ગામનો કોઇ બ્રાહ્મણ કાશી યાત્રા કરવા ગયો હતો ત્યાં તેણે લક્ષ્મણને સન્યાશીના વેશમાં જોયો. ત્યારે તેણે પૂછ્યું કે "લક્ષ્મણ! આ શું!!!" તેણે કહ્યું કે "હવે લક્ષ્મણ કેવો"? "અબ તો હમ સન્યાસી ભયે" એમ કહીને તે તો ત્યાંથી પોબારા ગણી ગયો. પરંતુ તે માણસ યાત્રા કરીને કાંકરવાડમાં જ્યારે પાછો ગયો, ત્યારે તેણે લક્ષ્મણના પિતાને ખબર આપી કે તમારો દીકરો સન્યાશી થઇ ગયો છે. એ શબ્દો સાંભળતાંજ તે ડોસો તો બાપડો અત્યંત ક્લેશ ને કલ્પાંત કરવા લાગ્યો પણ ઉપાય શું? પછી પોતાની સ્ત્રીને પુછ્યું કે હવે કેમ કરવું? છેલ્લે બેઉ જણાએ એવો ઠરાવ કર્યો કે આપણે કાશી જવું ને લક્ષ્મણને ઘેર તેડી લાવવો.

એ પ્રમાણે ઠરાવ કર્યા પછી લક્ષ્મણનાં માબાપ તથા તેની સ્ત્રી કાશી તરફ જવા નીકળ્યાં અને થોડી મુદતમાં ત્યાં જઇ પોંહોંચ્યાં. પછી ત્યાં તેઓએ બ્રહ્માનંદનો મઠ શોધી કાઢી તેની પાસે ગયાં અને ત્રણે જણ બૂમ રડ્યાં. ત્યારે બ્રહ્માનંદે પૂછ્યું રડોછો શું કરવા? ડોસાએ સઘળું નિવેદન કરી કહ્યું કે લક્ષ્મણની આ નાની અબળા સ્ત્રી છે તે છતાં તમે એને શાસ્ત્ર વિરૂદ્ધ સન્યાસ દીક્ષા આપી તો હવે એ બિચારીના દિવસ કેમ જશે? મહારાજ આ નિર્દોષ અબળા ઉપર તો તમારે દયા રાખવી હતી? બ્રહ્માનંદે કહ્યું ભાઈ! મને તેની શું ખબર? અમે તો જેને કોઈ હોતું નથી તેનેજ

સંન્યાશી કરિયે છિયે. તે પ્રમાણે એણે પણ મારી આગળ સોગન ખાધા કે મારૂં કોઇ નથી ત્યારે મેં દીક્ષા આપી. તું સુખેથી એને તેડી જા. મારે એની જરૂર નથી. હવે એવું સાંભળી ત્યાંથી ઉઠી તે ત્રણે જણ લક્ષ્મણ પાસે ગયાં અને તેને ઠપકો આપી કહ્યું કે નામબોળ્યું! આ તે શું કીધું? લક્ષ્મણ કહે "મેં જે કીધું છે તે ઠીકજ કીધું છે તમે મને કોણ પૂછનાર છો? વદ્દલેં કહ્યું કે અમે તારાં વૃદ્ધ માબાપ છિયે. અકલનાહીણા!! તારી તરૂણ સ્રીને મુકીને તને સન્યાશી થવાની કુબુદ્ધિ કેમ સુઝી? ચાલ હવે થયું તે થયું. સંસાર સુખ ભોગવ લક્ષ્મણે કહ્યું હવે મારે, કાંઇ તમારૂં સાંભળવાની જરૂર નથી ને તમે કાંઈ મારાં માબાપ નથી. મારે તો હવે.

## શ્લોકઃ

**विश्वेशो जनको मृडाच जननी गंगाच मातृस्वसा ॥**
**दुंडी भैरव दंडपाणि सद्दशा ज्येष्ठा मम भ्रातरः ॥**
**श्री काशी मणिकार्णिकाच भगिनी भार्या मदीयामति ॥**
**षट्कर्माणि सुतंसुता च दुहिता काश्यां कुटुंबं मम ॥ १ ॥**

**અર્થ :**—મારો બાપ વિશ્વેશ્વર મહાદેવ છે. માતા મારી પાર્વતી છે, ગંગા મારી માની બેન એટલે માસી છે. ઢુંડી ભૈરવ તથા દંડપાણી એ મારા મોટા ભાઇઓ છે. કાશી તથા મણિકર્ણિકા એ મારી બેહેનો છે, અને મારી બુદ્ધિ એજ મારી બાયડી છે અને ખટકર્મ છે તે છોકરા છોકરી તથા દુહિતા છે. માટે મારૂં કુટુંબ (તમે નહીં પણ) કાશીજી છે.

એવું સાંભળતાંજ પેલાં ત્રણે જણ બ્રહ્માનંદ પાસે ગયાં અને રડીને કેહેવા લાગ્યાં કે લક્ષ્મણ તો આ પ્રમાણે કહે છે. પછી બ્રહ્માનંદે લક્ષ્મણને પોતાની આગળ બોલાવી ધમકાવીને કહ્યું કે હે દુષ્ટ! તેં મારી આગળ જુઠા સોગન ખાધા, પાપમાં પડ્યો ને હજી પણ આ બિચારાં તારા બુઢ્ઢાં માબાપોને દાદ આપતો નથી? જા, નિકળ મારા મઠમાંથી. હું કાશી આખીમાં ખબર આપું છું કે તને કોઇ ઉભવા દે નહીં. ત્યારે તો લક્ષ્મણ બહુ બીહનો અને હાથ જોડી ગુરૂને કહ્યું તમે જેમ આજ્ઞા આપો તેમ કરૂં.

ગુરૂએ કહ્યું કે તારો બાપ જેમ રાજી થાય તેમ કર. બાપને પૂછયું કે તમે શું કહો છો? તેણે કહ્યું કે આ તારી સ્ત્રી સાથે સંસાર કર અને ચાલ આપણાં ગામમાં ગૃહસ્થાશ્રમ માંડીને પાછો બેસ. પછી તે પ્રમાણે તેણે કર્યું. ગામમાં ગયો અને આગળ પ્રમાણે પાછો સંસાર માંડી બેઠો.

ગામમાં તેની ન્યાતમાં ચરચા થવા લાગી કે લક્ષ્મણ સંન્યાશી થઇને પાછો ગૃહસ્થાશ્રમમાં પેઠો માટે તે શાસ્ત્ર પ્રમાણે પતિત થયો તેથી તેને ન્યાતથી દૂર કરવો જોઈયે. પછી એક દિવસ ન્યાત બધી એકઠી મળી અને વિચાર કર્યો કે હવે એનું કેમ કરવું? બધાએ એક મતે ઠરાવ કર્યો કે "લક્ષ્મણને સકુટુંબ ન્યાતિ બાહેર કરવો. તે ઠરાવ અમલમાં આણી ન્યાત બાહાર કર્યો હતો.

કેટલીક મુદતે લક્ષ્મણનાં માબાપ ગુજરી ગયાં. ઘરમાં લક્ષ્મણ અને તેની સ્ત્રી ઈલ્લમાગારૂ રહ્યાં. એ બેહુ ન્યાત બાહાર હોવાથી બ્રાહ્મણવૃત્તિ મળવી પણ બંધ થઈ ગઇ. પ્રથમથીજ તંગ હાલત ને તેમાં વળી આમ થવાથી તેઓ બહુ દુખ પામ્યાં. તેથી ગામમાંથી નિકળી જવાનો ઠરાવ કર્યો. તે પ્રમાણે દક્ષિણ ઇત્યાદિક ઠેકાણાંના ઘણા ગામોમાં ફરતાં ફરતાં અંતે કાશીમાં જઇને રહ્યાં. ત્યાં યાત્રાલુઓ આવે એટલે ભીખ માગી ખાવામાં અડચણ પડે નહીં. કેટલેક દિવસે લક્ષ્મણ ભટને એક છોકરો અવતર્યો તેનું નામ રામકૃષ્ણ પાડયું. છોકરો એ ત્રણ વરસનો થયો ત્યારે લક્ષ્મણને પૈસાની બહુ ખપતી પડી અથવા બીજાં કોઇ કારણથી તેણે અંતે એ રામકૃષ્ણને એક ગિરિબાવાને આપ્યો અથવા વેચ્યો. હાલ એ બાવાઓનાં આચરણ તથા રીતભાત ઉપર નજર કરતાં રામકૃષ્ણને વેચ્યો હશે એવું અનુમાન થાય છે. થોડા દહાડા પછી તેને બીજો છોકરો અવતર્યો, તેનું નામ વલ્લભ પાડયું. એનો જન્મ કાંઇક શક ભરેલો છે તે નીચે એનાં જન્મચરિત્ર ઉપરથી જણાશે. એ છોકરો કાંઇક વિચક્ષણ હશે અથવા લક્ષ્મણને અને તેની સ્ત્રીને વાહાલો લાગતો હશે *તેથી તેને સારી રીતે પાળ્યો. તે પછી એક ત્રીજો છોકરો તેમને ત્યાં જન્મ્યો. તેનું નામ કેશવ રાખ્યું. એ કેશવના હાલ પણ રામકૃષ્ણના જેવાજ થયા. એટલે વળી પૈસાને સારૂ કે બીજાં કોઇ કારણથી તેને પણ એક પુરી બાવાને ત્યાં વેચ્યો અથવા આપ્યો હતો.

ત્યારપછી કેટલેક દહાડે લક્ષ્મણ પોતાની સ્ત્રી ઈલ્લમાગારૂ અને માત્ર એક વલ્લભ નામનો પુત્ર મુકી મરણ પામ્યો. એ પ્રકારે જેને વસુદેવજીનો અવતાર કહ્યો છે, જેને ઘેર મહા મંગળ થતાં હતાં, જેણે વલ્લભના જન્મ વખતે અનેક પ્રકારનાં દાનો કર્યાં એમ તેમના ગ્રંથમાં લખ્યું છે, જેને માટે સ્ત્રીઓ ગાય છે કે, "શ્રી લક્ષ્મણભટજી ગૃહે એ કુળદીવોજી" (જેને ત્યાં વલ્લભ જેવા દીવા પ્રગટયા) વળી જેણે કેટલાએક સોમયજ્ઞ કર્યા વગેરે પ્રશંસા કરી પુષ્ટી માર્ગના ગ્રંથોમાં જેમને સાતમે આસમાન ચઢાવી દીધા છે, તે લક્ષ્મણભટની કથા ઉપર પ્રમાણે જણાય છે.

કોઇ પ્રશ્ન કરે કે તમે કેમ જાણ્યું કે લક્ષ્મણભટ્ટ ન્યાત બાહાર હતા? તેનો ઉત્તર એ કે જેમ એ લોકોએ પોતાની ખોટી બડાઇના ગ્રંથો લખ્યા છે તેમ તે વખતે ચિદ્રુપ, જગજીવન તથા દામોદર સ્વામી વગેરે કેટલાએક સંન્યાશીઓ તથા બીજાઓ થઈ ગયા છે કે જેમાંના જગજીવન તથા દામોદર તો એઓનાજ પંથના હતા (પછીથી એમનાં પાખંડો તથા અનીતિઓ જોઇ જુદા પડેલા) તેમણે પાખંડોત્પત્તિ, પુરાતન કથા, તથા પાખંડખંડન નાટક વગેરે ઘણાં પુસ્તકો લખેલાં છે તેમાં એમની યથાસ્થિત ઉત્પત્તિ લખેલી છે તે ઉપરથી જણાય છે. બીજું એ લોકોને પોતાને પોતાના તૈલંગ દેશમાંથી નીકળીને છેક ગોકુળ મથુરામાં જઈ વસવું પડયું અને શિવમાર્ગને મુકી બીજાનો આશ્રય લેવો પડ્યો. એ ઉપરથી પણ સાફ જણાય છે કે ઘણું દૂર વસવાથી કોઇ જાણે નહીં કે આ કેવા માણસ છે; તેથી તેમ કરવું પડયું હશે. ત્રીજું, હાલની સ્થિતિ જોતાં પણ તે વાત જોવામાં આવેછે; કેમકે તૈલંગા બ્રાહ્મણોની હાલત જોઈયે છિયે તો તેમનાં આચરણ મહાનિંદ્ય જોવામાં આવે છે. તેનો એકજ દાખલો બસ થશે કે ગ્રહણને દહાડે પણ તે લોકો બાયડીઓ સુદ્ધાં ભીખ માગવા નીકળે છે એટલુંજ નહીં પણ વચમાં કોઇ ઢેડ આવે તો તેને ધક્કો મારી વસ્ત્રદાન વગેરે પોતે લઇ લે છે. એ વગર બીજી ઘણીક તેઓની નિંદા કરવાં લાયક વર્તણુક છે. તેવા લોકો પણ એઓને કન્યા આપતા નથી ને પોતાથી ન્યાત બાહેર થયલા નીચ ગણે છે. એ કારણથી જ્યારે આ લોકોને જરૂર પડે છે ત્યારે કેટલે શ્રમે આઠ દશહજાર રૂપૈયા આપીને કન્યા તૈલંગ દેશમાંથી (પછી બ્રાહ્મણની છે કે બીજાની તે તો દેવ

જાણે કે તેઓ જાણે ) વેચાતી * લઈ આવે છે અને તેને પછી પોતાના દેશમાં આવીને પરણે છે. એવી છોકરી સાથે તેનાં માબાપ પછી કોઈ પણ રીતનો સંબંધ રાખતાં નથી, એ સર્વત્ર પ્રસિદ્ધ છે. જે કોઈ કન્યા વિક્રય કરે છે ને મજકુરોને આપે છે તેને ન્યાત એકઠી થઇને પૂછેછે. પછી ન્યાતને પાંચસો હજાર રૂપીયા દંડ આપે છે અને બાકીના રૂપીયા ભલી ભાતથી પ્રસાદ કરી જાય છે. એ વાત પુષ્ટિમાર્ગના મૂર્ખ શિષ્યો શિવાય ઘણા સમજુ આર્યલોકો જાણે છે.

ચોથું—કેટલાએક મોટા મોટા પુષ્ટી મારગના મહંતોએ હાલ થોડા દહાડા ઉપર ચાર પાંચ હજાર રૂપૈયા ખરચીને એક અરજી શંકરાચાર્યને કરી હતી, અને ત્યાં બે ત્રણ શાસ્ત્રી મોકલી વગ લગાડી હતી કે અમે ઘણાં વર્ષ થયાં ન્યાત બાહેર છિયે તેથી અમારી સાથે તૈલંગા બ્રાહ્મણો વ્યવહાર કરતા નથી તથા કન્યા આપતા લેતા નથી, તેથી તમે અમને પાવન કરીને તેઓ સાથે વ્યવહાર નહિં તો કન્યા આપવાનો બંદોબસ્ત કરાવી આપો. તે ઉપરથી શંકરાચાર્યવાળે શોધ કરી તો કામ બની શકે તેવું નોહોતું એટલે મુલતવી રહ્યું.

પાંચમું—એ મારગના કોઇ ગોપીલાલ નામના પુરૂષે એક ચંદ્રાવળી નામની કોઈ સ્ત્રી ઉપર વારસા બાબત ફરિયાદ કરેલી તેમાં પ્રથમ આગરામાં હિંદુલૉના આધારથી ગોપીલાલ જીત્યો. ત્યારે ચંદ્રાવળીએ કલકત્તામાં અપીલ કરી કે હિંદુલૉ કાંઈ અમને લાગુ પડતો નથી. અમે હિંદુઓથી બાહેર પતિત જાતીના છિયે. તેના પુરાવા કેટલાએક આપ્યા અને પોતાનીજ ન્યાતનો કાયદો તેને લાગુ પડે છે એમ સિદ્ધ કરી આપ્યું. તેને લગતી એક એજ જાતના બીજા પુરૂષે આફીડેવીટ કરી એટલે સોગન ખાઇને લખી આપ્યું કે પતિતની વાત ખરી છે. એ અપીલના વાંધા અને આફીડેવીટના આધારથી કજીયો પ્રતીવાદીના લાભમાં થયો. ત્યારે વાદીએ પાછી વિલાય-

* એ દેશમાં કેટલાએક ભાટિયા ગૃહસ્થો યાત્રા અર્થે ગયેલા તેઓએ ત્યાંના બ્રાહ્મણોને પૂછ્યું કે તમારામાંના કેટલાએક આવી રીતે કન્યા કેમ વેચે છે ? ત્યારે તેમણે કહ્યું કે અમારામાં ઘણાકની એવી સમજણ છે કે જે ચીજ આપણે ઉત્પન્ન કરી હોય તે આપણાથી વેચી શકાય. કન્યા આપણી ઉત્પન્ન કરેલી છે માટે તે વેચી શકાય.

તની પ્રીવીકૌનસિલમાં અપીલ કરી. ત્યાં બાર મહીના કે દોઢ વરસ કામ ચાલી ઉપલી બાબતનો રદ જવાબ વાદીથી અપાયો નહીં એટલે કલકત્તાની કોરટનો ચુકાદો કૌનસિલવાળાઓએ બાહાલ રાખ્યો. તેથી ગોપીલાલ ગોપીચદન લગાડી પાંચ સાત લાખ રૂપિયાનો ખરચ ખાઈ ઘરમાં બેસી રહ્યો. એનું જજમેન્ટ પ્રીવીકૌનસિલ આફીસનું તા૰ ૩૦ મી નવંબર સન ૧૮૮૨ નું જજ્જ ૧ સર. જે. ડબ્લ્યુ. કારલાઇલ, ૨ સર. બારનેસ, પીકાક, ૩ સર. એમ સ્મિથ, અને ૪ સર. આર. પી. કાલીયરની હજુરનો અમારી પાસે છે, તેમાં સક્ષિપ્ત વિગત છે. એફીડેવીટ તેમાં નથી. છટ્ઠુ.—એઓના ગ્રંથમાં લખે છે કે વલ્લભને પંઢરપુરવાળા વિઠોબાએ પરણવાનું કહ્યું ત્યારે વલ્લભે કહ્યું કે અમને કન્યા કોઈ દેશે નહીં. સાતમું.—તેઓ આજ દિવસસુધી ગુંસાઇના નામથી ઓળખાય છે તો ગુંસાઇ તે બાવા હોય કે બીજા કોઈ ?

આઠમું—લક્ષ્મણે પોતાના બેઉ છોકરાને ગિરિપુરી બાવાને આપ્યા તે જો બ્રાહ્મણની ન્યાતમાં પોતે લક્ષ્મણ હોય તો તેને ભીખ વગેરે માગીને પેટ ભરવાનો ભરોસો રેહે, પણ તેનો પેટ ભરવાની તથા કન્યા નહિ મળવાની પક્કી ખાતરી હશે ત્યારેજ છોકરાઓને બાવા કર્યા હશે. એટલે ન્યાત બાહેર થએલ માટે એમ કરવું પડયું.

કોઇ પૂછે કે તમે કેમ જાણ્યું કે રામકૃષ્ણ તથા કેશવ ગિરિપુરી બાવા થયેલા છે ? તેનો ઉત્તર એ કે પુષ્ટી માર્ગના ઘણાક ગ્રંથોમાં તેઓ ગિરિપુરી બાવા થયા તેની વાત લખી છે તથા લાઇબલ કેસની વખતે સાબિત થયું છે તથા છેલ્લે કાશીમાં તે બન્નેની સમાધો હાલ પણ મોજુદ છે તે કોઇને જોવી હોય તો શોધ કરવાથી મળી આવશે. એવા માણસોની સમાધો કોઈ જાણે એવી હાલતમાં રહી નહી હોય તોપણ વલ્લભ પરાક્રમી હોવાથી તેઓ પોતે તો નહીં પણ તેમની સમાધો પ્રખ્યાતીમાં આવેલી છે.

હવે લક્ષ્મણભટને વલ્લભ નામનો બીજો પુત્ર જેને પુષ્ટી માર્ગના લોકો શ્રી વલ્લભ, શ્રી વલ્લભાચાર્યજી, શ્રી આચારજી, શ્રી મહાપ્રભુજી વગેરે અનેક નામોથી ભજે છે તે સંવત ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ ને રવિવારે ચંપારણ્ય નામનાં અરણ્યમાં જન્મ્યો. લક્ષ્મણભટ પોતાના દેશમાં ન જવું એવો ઠરાવ કરી કાશીમાં રહેલા તે ઉપરથી સાફ જણાય છે કે ન્યાત બાહાર

તરીકેના અપમાનમાં દેશમાં રેહેવું ઘણું શરમ ભરેલું થઈ પડે. કાશીમાં કાંઇક મુસલમાનોની લડાઇ ચાલતાં લોકોને નાસી જવાની ફરજ પડી તે વેળા શ્રી વાસુદેવજીના અવતાર લક્ષ્મણભટ પણ નાઠા, અને જેના પેટમાં પૂર્ણ પુરૂષોત્તમ શ્રી વલ્લભ હતો એવાં ઇલ્લમાગારૂજી પણ કાંઈ ઈલમ ચલાવ્યાં વગર પલાયમાન થયાં હતાં. હવે પોતાના દેશમાં તો જવાય નહીં; પછી એક ચૌડા નામના નગર તરફનો રસ્તો પકડ્યો. તે ગામના રસ્તામાં એક ચંપારણ્ય નામનું જંગલ છે, તેમાં આવી પોંહોંચતાં રસ્તામાં અતિ શ્રમથી, લડાઈનાં ભયથી અને ખાન પાન વગેરેની પીડાથી ઇલ્લમાગારૂજીનો ગર્ભ-સ્રવી ગયો. તે ગર્ભ સાત મહીનાનો નિર્જીવ હતો તેથી એક પાંદડાંમાં વીંટાળી ખીજડાનાં ઝાડ નીચે ખાડો કરી દાટી મુકયો અને ત્યાંથી ચાલતાં થયાં.

ચૌડા નગરમાં કેટલાએક દિવસ રહ્યાં ત્યાં સાંભળ્યું કે કાશીમાં સઘળું સમાધાન થયું છે, એટલે પાછાં કાશી જવા નીકળ્યાં. વાટમાં વળી પાછું ચંપારણ્ય આવ્યું ત્યાં એમનાં પુસ્તકમાં લખ્યા પ્રમાણે એક પચાસ હાથના અગ્નિ કુંડમાં બાળક રમતો દીઠો. તે જોઇને તેની પાસે બેઉ સ્ત્રી પુરૂષો દોડી ગયાં. મૂળ પુરૂષમાં લખે છે કે "अग्निचहुंघामध्यबालकदेखिस-न्मुखधावही". વળી લખે છે કે "मारग दियो जानि जियमाता" એટલે અગ્નિએ ઈલ્લમાગારૂજીને માતા જાણીને માર્ગ આપ્યો. પછી તેણે તે બાળકને આનંદ સહિત ઉપાડી લીધો ને તે પોતાનો જાણી બહુજ હર્ષ પામ્યાં.

હવે અંહિયાં સ્વાભાવિક શંકા થાય છે કે એઓનું તો મરેલું બાળક હતું ને વળી તેને જમીનમાં ડાટી મુકયું હતું ત્યારે તે કેવી રીતે બાહાર નીકળ્યું હશે તે સમજાતું નથી. વળી કેટલાએક કહે છે કે આખો અગ્નિનો કુંડ હતો તેમાં બાળક રમતો હતો. પણ મૂળ પુરૂષમાં કહ્યું છે કે ચોફેર અગ્નિ તેની વચ્ચે બાળક રમતો હતો. અગ્નિના તાપમાં બાળક રહી શકવો મુશ્કેલ છે. વળી કહે છે કે અગ્નિએ માતા જાણીને મારગ આપ્યો!! જુઓ! એમની બુદ્ધિનો નમુનો!! અગ્નિ જેવા જડ પદાર્થે ઇલ્લમાગારને માતા જાણી લીધી ને વળી વચેથી ખસી જઇ માર્ગ આપ્યો. વાહવારે વાહ!! "ગપ્પી કહે હું ગપ ન મારૂં, ગપ મારતાં બીહૂં, સવાગજનું કારેલું ને દોઢ ગજનું બીજ" તેવી વાત આ ગપ્પીદાસોએ અડાવી દીધી છે.

પણ એ ઉપરથી કોઈ એવી અટકળ કરે કે કોઇ વિધવાને ગર્ભ રેહેતાં તે પાડી શકી નહિ હોય અને પૂરે મહીને તેને જણવું પડયું હશે, તેમ તે પુત્ર પ્રસવતાં વાર પાધરો કરી નાખતાં જીવ નહિ ચાલી શકયો હોય એટલે કોઇ લાગતા વળગતાને આપ્યો હશે કે આને જંગલમાં પધરાવી આવો પછે એનાં જેવાં નસીબ. હવે જે મુકવા આવ્યો હશે તે પણ છોકરાને લગતો હોય એટલે તેને તેના ઉપર ઘણીજ કરૂણા હોવી જોઇયે અથવા એમ ધારિયે કે કદાચ તેમ ન હોય તોપણ સઘળાં મનુષ્ય પ્રાણીથી કુમળાં બચ્ચાં ઉપર દયા ઉસકેરાયા વગર રેહેજ નહીં, તેથી તે છોકરાને મુકનાર ધણીએ વિચાર કર્યો હશે કે આ છોકરો એમજ જંગલમાં મૂકી દેશું તો કોઇ જનાવર એનો ભક્ષ કરી જશે અથવા ડંખ દેશે માટે કાંઇ તદબીર કરવી જોઇયે. તેમ કરતાં જો એકાદ દિવસ જીવતો રેહેશે તો એનાં નસીબે કોઇ માણસ આવી ચઢશે ને એને લઇ જશે તો એનો પ્રાણ બચશે. એમ વિચાર કરી એક ગોળ ફરતું બળતણનું મોટું કુંડાળું કર્યું હશે તેમાં બાળકને વચમાં નિર્ભય જગામાં મુકીને તે ચાલ્યો ગયો હશે. તે સંભવે છે પછી તે હિંદુ હોય કે બીજી કોઇ નીચ જાતીનો હોય તે દૈવ જાણે અને તે માર્ગેથી લક્ષ્મણ અને તેની સ્ત્રી ચાલ્યાં જતાં હશે, તેમની નજરે પડતાં તેઓએ તેને તરત ઊંચકી લીધો હશે. પુત્ર જેવી વસ્તુ એમ ફોગટ મળી જતી હોય તો કોઇ મુકે પણ નહીં. વળી એઓને એક મોટા ચમતકાર સાથે કહેવાનું બાહાનું હતું કે અમારો પુત્ર જીવતો થઇ અગ્નિમાં રમતો હતો. એ પ્રમાણે મળતાં કોણ ન ઉપાડે? માટે તે પુત્ર વૈષ્ણવોના શ્રી વલ્લભાચાર્ય અથવા શ્રી આચારજી મહાપ્રભુજી હોવા જોઇયે. અહીં એક બીજો વિચાર થાય છે કે એ લોકો વલ્લભનો જન્મ ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ નો માને છે તે દહાડે તો તે મૃતક જન્મ્યો હતો. પણ એ દિને જે છોકરો મળ્યો તે તો ઘણા દહાડા પછીથી મળ્યો ત્યારે હવે એનો ખરો જન્મ ક્યારે માનવો?

ત્યાંથી ચાલ્યાં ચાલ્યાં લક્ષ્મણ ભટ અને તેમનાં સ્ત્રી શ્રી કાશીજીમાં સહી સલામત પોંહોંચ્યાં. કેટલાક વરસે, પછી વલ્લભને જનોઇ દીધું. ત્યારપછી કાશીમાં પણ એના ગામના માણસોના આવવાથી જાહેર પડ્યા હશે તેથી ત્યાં પણ તેનું અપમાન થયું એટલે ત્યાંથી બીજી તરફ ફરવા નીકળી પડ્યા. ફરતાં

ફરતાં સંવત ૧૫૪૬ માં શ્રી બાલાજીમાં વલ્લભને અગિયાર વરસનો મુકી તે મરણ પામ્યો. પછી વલ્લભને પોતાની માનું પેટ ભરવું મુશ્કેલ પડયું અથવા પોતે બાળક તેથી તે પોતાની માને લઈ વિદ્યાનગરમાં એનો મામો વિદ્યાભૂષણ (એ નામ કલ્પિત દેખાય છે) નામે રેહેતો હતો ત્યાં ગયો. મામાએ આદર સત્કાર આપી ઘરમાં બેસાડ્યાં. જમવા વખત થયો ત્યારે એના મામાને તો ખબર હતી કે તેઓ ન્યાત બાહાર થયલાં છે તેથી તેણે એ બેઉ જણના ભાણાં દૂર પીરસાવ્યાં. વલ્લભ વિચક્ષણ હતો તેથી વિચાર્યું કે આમ કુતરાની માફક ખાવું તે કરતાં તો ભીખ માગીશ તોપણ મારૂં પેટ સારી રીતે ભરાશે. એમ વિચાર કરી મામાને કહ્યું કે હું તમારે ત્યાં નહિ જમું કેમકે મેં મારા હાથથી રાંધીને જમવાનો ધર્મ ધારણ કર્યો છે તેથી મામાને બહુ રીસ ચઢી એટલે એને ઘરમાંથી કાઢી મુક્યા. તેણે તળાવની પાળે જઈ રાંધી ખાધું. વલ્લભાચાર્યની પ્રાગટ્ય વારતામાં તો એ પછી બીજે દહાડે કૃષ્ણદેવ રાજાની સભામાં બહુજ ચમત્કાર કર્યા વર્ણવ્યા છે. તે બધા નિર્મૂળ છે. તે નીચે જણાવવામાં આવશે. પછી પોતાની મા, જે પોતાના મામાના ઘરમાં રહેલી હતી, તેને એમની એમ મુકી ત્યાંથી વલ્લભ ચાલતો થયો. વલ્લભને વિષે એમ તો ધારી શકાય છે, કે તે વિચક્ષણ, જરા ભણેલો, ખરો, અને સ્વાર્થી હતો.

અહિંથી વલ્લભ ચાલ્યો તે દેશ વિદેશ ફરવા લાગ્યો. હવે માગીને ખાવું ને પૃથ્વીપર સુવું, એટલે તેનાથી શીખવાનું, જોવાનું અને અનુભવ મેળવવાનું બધું કામ ઘણી સારી રીતે બની શકતું. વળી પ્રવાશમાં તેને અનેક માણસોનો સમાગમ થતો, તેથી એનામાં હુશિયારી વધે એમાં કાંઈ નવાઈ નથી. નીતીશાસ્ત્રમાં પણ કહ્યું છે કે,

## श्लोकः

**देशाटनं पंडित मित्रताच । नीतियुतं राज्य सभा प्रवेशं ॥**
**अनेक शास्त्राणि विलोकितानि चातुर्य मूलानि भवंतु पंचः ॥**

**અર્થ**—ચતુરાઈ મળવાનાં પાંચ સાધનો છે—૧ દેશાટન કરવું, ૨ પંડિતોની મિત્રાચારી, ૩ નીતિમાન જનોની સભામાં જવું—૪ રાજ્યસભામાં બેસવું અને

૫ મું અનેક શાસ્ત્રોનું અવલોકન કરવું. એવા પાંચ પ્રકારથી હુશિયારી વધે છે. હવે આ પાંચ પ્રકાર મેળવવાને વલ્લભને સાધન મળ્યું તેથી તે દેશાટન કરી પોતાનો વખત બીજી ચતુરાઇ મેળવવામાં રોકવા લાગ્યો. તોપણ તે એક ભટકતો બ્રાહ્મણ તેની અવસ્થામાં હતો. એમ ફરતાં ફરતાં ઘણો કાળ નીકળી ગયો. તેમનીજ વારતામાં લખ્યા પ્રમાણે જોતાં એકવાર શ્રી પંઢરપુર અથવા વિઠ્ઠલનાથજી તરફ પણ એ ગયો હતો. ત્યાં કેટલાંક કારણોથી એમ જણાય છે કે, ત્યાંના માણસોમાંથી વખતે કોઇયે તેને ઓળખ્યો હશે કે તે ન્યાત બાહેર થયલો છે, તેથી મંદિરમાં આવવા દીધો નહીં હોય એટલે તેણે પોતાનો મુકામ નદીની પેલેપાર કર્યો હશે. તે ઠેકાણે હજી પણ તેની બેઠક છે. અહીં વળી એક ગપ એવી મારેલી છે કે વિઠ્ઠલનાથજી નદીપાર શ્રી મહાપ્રભુજીને મળવા ગયા ત્યાં સારી રીતે મળીને આચાર્યજીએ બેઠક સ્થાપી છે. હું નહીં ભૂલતો હોઉં તો મેં એવું પણ સાંભલ્યું છે કે, તે પછી ઘણાં વર્ષોસુધી તેમના વંશજોને વિઠ્ઠલનાથમાં આવવા નહિ દેતા હતા. પણ ભાટિયા વગેરે વૈષ્ણવો એની જાળમાં આવ્યા પછી તેઓની સમૃદ્ધિ વધતાં તે વિઠ્ઠલનાથીઆ લોકો અંજાઈ ગયા હશે, અને એઓને તે લાલચથી આવવા દીધા હશે. એક વખત ઘુસ્યા એટલે પછી શું. ધન એવુંજ છે.

## શ્લોકઃ

**यस्यास्ति वित्तंसनरः कुलीनः । सपंडितः सश्रुतिमान् गुणज्ञः ॥**
**स एव वक्ता सच दर्शनीयः । सर्वे गुणाः कांचनमाश्रयंते ॥**

**અર્થ**–"જેની પાસે પૈસો છે તે નીચ કુલનો હોય તોપણ કુલીનમાં ખપી જાય છે અને તે થોડું જાણતો હોય તોપણ પંડીતમાં ખપેછે. તે બે દરકાર હોય તોપણ કહેવાય કે તે ગરીબોની દાદ સાંભલનારો છે. તે સાધારણ હોય તોપણ ગુણવાન કેહેવાય છે, તે થોડું જાણતો હોય તોપણ તે વકતા કેહેવાય છે અને ગમે તેવો હોય તોપણ તે મુલાકાત કરવાને યોગ્ય ગણાય છે. એવી રીત સઘલા ગુણ પૈસાનો આશ્રય કરીને રહેલા છે." એવા પૈસાના ફાંદામાં બિચારા વિઠ્ઠલનાથીયા ફસાયા વગર કેમ રહે? એઓ તો કેવલ લોભ વશ પડ્યા છે.

નીજવાર્તા વગેરે પુસ્તકો ઉપરથી એમ જણાય છે કે તે શ્રી જગન્નાથજી વગેરે ઘણેક ઠેકાણે ફર્યો હશે. અને તેમ ફરવુંજ જોઇયે. તે આસરે બાર કે પંદર વર્ષસુધી ફર્યો હોય એવું જણાય છે. જે ભમવા નીકળ્યો તેણે તો સરવે રીતભાતો જાણવીજ જોઈયે. ફરતાં ફરતાં તે એક શેહેર કે જેનું નામ પ્રગટ વારતામાં છે ત્યાં ગયો. ત્યાં વિષ્ણુસ્વામીની મોટી ગાદી હતી, તેના મંદિરમાં જઈને ઉતર્યો. ત્યાં મહંતને મળ્યો અને તેની સાથે સંભાષણ કર્યું. મહંતને આ માણસ હુશિયાર લાગ્યાથી વિચાર્યું કે મારા શિષ્યોમાં એક પણ જે સંપ્રદાય બરાબર ચલાવી શકે એવો જોઇયે. માટે કોઈ આવા અથવા આજ માણસને હું મારો શિષ્ય કરી ગાદી સોંપું તો તે સારી રીતે કામ ચલાવી શકે. એ વિચાર તેણે રાત્રના બધાં સુતા પછી વલ્લભને જગાડીને જણાવ્યો, અને કહ્યું કે જો તું મારો શિષ્ય થાય તો તને મારી ગાદીનો માલેક કરૂં. વલ્લભે વિચાર કર્યો કે આપણે ભટકતા માણસ છિયે તેને આવી ગાદી મળેછે, સેંકડો સેવકો મળેછે અને સારી પેઠે ઉંચે પણ ચઢિયે છિયે. વલી તેણે એ પણ વિચાર્યું કે એમાં પીડા માત્ર એટલીજ છે કે આપણુને સંન્યાસી થવું પડશે. વળી જાણ્યું કે આમે આપણે પતિત હોવાથી કોણ કન્યા આપનાર છે? ત્યારે આ અત્યંત રૂડું કામ થાય છે. એમ મનમાં ઠરાવ કરી તે મહંતને તેણે તરત હા પાડી. મહંતે સવારમાં ઉઠી વલ્લભને પોતાના ઘણા ખરા શિષ્યોની સમક્ષ બોલાવી રાજીખુશીથી શિષ્ય કરી તેનું માથું મુંડાવી યથા વિધિએ સંન્યાશી બનાવ્યો. એ બાબત નિજવારતામાં લખેછે કે તે મહંતે વલ્લભાચાર્યની વિદ્વત્તા જોઇ પોતાનાં મનમાં ઠરાવ કર્યો કે આ ઘણો હુંશિયાર માણસ છે અને આપણો સંપ્રદાય સારી રીતે ચલાવશે, માટે આપણે એને શિષ્ય કરીશું. પછી રાતનાં સુતા કે સ્વપ્ન આવ્યું તેમાં ભગવાને મહંતને કહ્યું કે અરે! મૂર્ખ ! તું મને પણ શિષ્ય કરવા માગેછે કે શું? આ જે માણસ તારે ત્યાં ઉતર્યો છે તે મારૂં સ્વરૂપ છે. તેને તું માણસ સમજીશમાં. તારે તારૂં પોતાનું અને બીજા શિષ્યોનું કલ્યાણ કરવું હોય તો બધા તરત એને શરણે જાઓ. એવી ભગવત આજ્ઞા થતાં આ મહંત ચમકી ઉઠયો અને તરત શ્રી મહાપ્રભુજી સુતા હતા ત્યાં દોડી ગયો અને જોય છે તો જેવા સ્વપ્નમાં દીઠા હતા તેવાજ ભગવાનનાં દર્શન થયાં. પછી શ્રી વલ્લભનાં ચરણ ચાંપવા તે મહંત બેઠો એટલે શ્રી વલ્લભ ઉઠયા અને કહ્યું કે "आप यह कहा करो" મહંતે

કહ્યું કે "जे राज आपकों मेंने जान्यो नहीं. सो अपराध क्षमा करोगे" પછી બીજે દહાડે સવારમાં ઉઠી નાહી ધોઇ પોતાના બધા શિષ્યોને તેડાવી વલ્લભને શરણે ગયા એમ ગ્રંથોમાં લખ્યું છે. એ વાત પ્રસિદ્ધપણે લાગે જુઠી છે તેનો પ્રત્યક્ષ દાખલો છે કે આજે તે ગામમાં વલ્લભનો એક પણ સેવક જીવતો નથી. વખતે બધા મરી ગયા હોય ને કોઇ કહાણી કેહેવા પણ ન રહ્યો હોય, તો કોણ જાણે.

અહીં હવે વલ્લભ સુખમાં પડયો. તેને ભટકવાની તથા પેટ ભરવાની વિટંબના મટી. જ્યાં સંપ્રદાય હોય ત્યાં પંડિતો પણ હોય તેથી તેને અભ્યાસ વધારવાનાં સાધનો પણ મલ્યાં. પછી તેણે વિષ્ણુસ્વામીના સંપ્રદાયનાં પુસ્તકોનો યથાસ્થિત અભ્યાસ કર્યો. એમ દશ બાર મહિના ગયા એટલામાં તે મહંત મરણ પામ્યો. તેમ થવાથી વલ્લભ ગાદીનો માલેક અથવા પંથનો વડો થયો, અને સારી રીતે તે સંપ્રદાયનું કામ ચલાવવા લાગ્યો.

કેટલાક દહાડા થયા પછી એનો પગદંડો જરા ઠીક બેઠો, એટલે પાછું દેશાટન કરવા એનું મન ઉશ્કેરાયું. પછી ત્યાંથી પોતાના વિચારને મળતા અને જેમના ઉપર તેની પ્રીતિ હતી તેમને લઇ પોતે નીકળી પડયો. બારેક મહીને ફરતો ફરતો શ્રીકાશીજીમાં તે જઇ. પોહોંચ્યો. ત્યાં વલ્લભના લાભમાં એક નવો બનાવ એવો બન્યો કે, કાશીમાં એક મધુમંગલ નામે બ્રાહ્મણ રેહેતો હતો. તેને ઘણાં વર્ષોસુધી સંતાનોત્પત્તિ થઈ ન હતી, એટલે તેણે વિશ્વંભર મહાદેવની માનતા માની, કે હે મહારાજ! મારૂં વાંઝિયા મેહેણું ટાળો, અને મને કાંઈ સંતાન આપો. જો મને સતાન થશે તો તેની હું આ પ્રમાણે વ્યવસ્થા કરીશ. જો છોકરો આવશે તો તેને હું વિશ્વેશ્વર મહાદેવનાં મંદિરમાં અર્પણ કરીશ, કે જે મહાદેવની આખો દહાડો સેવા કરશે ને હું તેને અન્ન વસ્ત્ર આપીશ. જો પુત્રી આવશે તો કોઈ પર દેશી બ્રાહ્મણને વિશ્વેશ્વર મહાદેવનાં નામ ઉપર કૃષ્ણાર્પણ કરી કન્યાદાન દઈશ. હવે તેને ત્યાં કાળે કરીને પુત્રી ઉત્પન્ન થઇ પણં એમાં કાંઇ મહાદેવની માનતાથી પુત્રી થઇ એમ સમજવું નહીં. જો મહાદેવની માનતાથી સંતાન થવાનું હોત, તો પુત્ર થાત, કેમકે તે મહાદેવની સેવા કરત. મહાદેવ શું એવો ગાંડો હોયકે પોતાની સેવા થતી હોય, તે ન કરે અને પોતાનાં દર્શન વટીક પણ ન કરતાં ગામમાં ન રહે એવી પુત્રીને પેદા કરે?

ઉપરાંત સંસારીને તો છોકરાં છોકરી થાયજ, તે પ્રમાણે એ બ્રાહ્મણને થયું. અહીં એકએ બીજી પણ શંકા થાય છે કે તે બ્રાહ્મણ પણ આપણા વલ્લભની પેઠેજ ન્યાત બાહાર થયલો હોય ને તેની ન્યાતવાળો કોઇ છોકરી લઈ શકતો ન હોય તેથી તેણે પોતાના જેવો મળતાં આપી દીધી હોય ને ઉપર લખેલી તાલ લગાડી દીધી હોય. નહિં તો ન્યાતીલાને અને ગામમાં આપે તેમાં મહાદેવનું શું જતું હતું? હવે વલ્લભ જે વખતે કાશીમાં ગયો તે વખતે તે બ્રાહ્મણની છોકરી બાર તેર વર્ષની થયલી. એમાં પણ એક શંકા થાય છે કે મધુમંગલને બાર તેર વરસસુધી કોઈ પરદેશી બ્રાહ્મણ કેમ નહીં મળ્યો હોય? એ ઉપરથી સિદ્ધ થાયછે કે જુગતે જુગતું મળ્યા વગર કોણ પરણે? તે બ્રાહ્મણ પરદેશીઓની વાટ ધર્મશાળામાં રોજ જોતો હતો તે વલ્લભ આવતાં તેને મળ્યો. તેના સમાચાર, જાતિ અને રીતભાત બધી પુછી તે ઉપરથી જણાયું કે આ કામ ઠીક છે. એને અને મારી પુત્રીને મળતી રાસ આવશે. એમ વિચારી તેણે વલ્લભની પાસે પ્રેમથી વાત કરી. વલ્લભે કહ્યું કે ભાઈ! હું તો સન્યાસી છું એટલે મારાથી પરણાય નહીં. મધુમંગલે તેને સારી રીતે સમજાવ્યો એટલે એનું મન કામવસ થઇ પીંગલ્યું. એણે વિચાર્યું જે ગાદી પણ આયતી મલી અને આજેકન્યા મળવાની સ્વપ્નામાં પણ આશા નહીં તે પોતાની મેળે મળેછે તે મુકવી નહીં. પછી વલ્લભે મધુમંગલને કહ્યું કે હું એ વાત કબુલ કરૂંછું, પણ મારીસાથે મારા શિષ્યો છે તેની સલાહ લઈને કાલે તમને કહીશ. તેણે રાતનાં જે ચાર પાંચ જણા હતા તેને ખુબ સમજાવ્યા; અને નક્કી ઠરાવી મુકયું. એવી રીતે ઘણી વખત અચાનક પોતાની મેળે કામ બની જાય છે. નીતિ શાસ્ત્રમાં કહ્યું છે.

## श्लोकः

**यादृशी जायते बुद्धि । र्व्यवसायोपि तादृशः ॥**
**सहाया स्तादृशा एव । यादृशी भवितव्यता ॥ १ ॥**

**અર્થ**—" જે કાંઇ બનવા કાળ હોય છે તો બુદ્ધિ પણ તેવીજ સુઝે છે, વખત પણ સરખોજ આવી મળે છે, સહાયતા પણ તેવીજ મળે છે. અને સર્વે કાંઇ ન બને તેવું બની જાય છે." તેમ વલ્લભને થયું. બીજે દહાડે પેલો

મધુમંગળ આવ્યો અને પૂછયું કે શું વિચાર છે? વલ્લભે હા પાડી. એટલે તેણે તરત શ્રીફળ આપ્યું. શુભ મુહૃતે જોવરાવી તે છોકરી વલ્લભને મધુમંગળે પરણાવી. હવે વલ્લભે પોતાના મોટેરાંઓનાં તૈલંગી નામોનો ત્યાગ કરી હિંદુસ્તાની નામ મહાલક્ષ્મી કરીને રાખ્યું. ત્યાર પછી તેઓમાં તૈલંગી નામો, ભાષા, પોશાક, રીતભાત અને વ્યવહાર વગેરે તેમના સંબંધમાં જોવામાં આવતાં નથી. તેનું કારણ એજ પ્રતીત થાય છે, કે તેવા ડોળથી વ્રજમાં જો ફરે ને કોઈ તૈલંગો આવી ચઢે. તો ન ફજેતી થાય. આમ કીધાથી કદી કોઈ વગર ઓળખીતો આવે તો ઓળખે પણ નહીં જે આ કોણ છે.

પરણીને વલ્લભ પોતાનાં ગામ તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં વિચાર કર્યો કે મારા શિષ્યો વખતે તેમની રીતિ વિરૂદ્ધ કામ કર્યું છે એટલે સામા થશે. તેથી તેણે રસ્તામાં બે કામ કરી મુક્યાં. તેમાંનું એક એ જે પોતાની સાથે ચાર પાંચજણ હતા, તેઓને પોતાની તરફ ખુબ કરી રાખ્યા અને જો અગત્ય પડે તો ત્યાં બલ્લતવારીથી તેઓ સાથે લડવું એમ નક્કી કરી મુક્યું. બીજું તે લોકોને સમજાવવા સારૂં સન્યાસ નિર્ણય નામનો ગ્રંથ બનાવી રાખ્યો.

કેટલીક મુદતે પોતાને મુકામે જઈ પોંહોંચ્યા. ત્યાં લોકોએ વલ્લભની સાથે એક સ્ત્રી જોઈ. એટલે પોતપોતાનામાં વિચાર કરવા લાગ્યા કે આ શું હશે !! બે ચાર દહાડા તેઓએ માંહોમાંહે ચરચા કીધી અને અંતે તેઓને ગુસ્સો આવ્યો કે આ આપણો મહંત વળી સ્ત્રી કેવી લાવ્યો છે? બધા ભેગા થયા, ને વિચાર કર્યો જે આપણે મનમાં મુઝાઈયે, તે શું કામનું? એને પૂછવું જોઈયે. પછી તેઓમાં જે કેટલાક મોટા મોટા હતા તે દશવીશ જણ વલ્લભપાસે ગયા અને તેને પૂછયું કે "મહારાજ! આ જનાનો તમારી સાથે કેવો છે? વલ્લભે કહ્યું કે હું સ્ત્રી પરણી લાવ્યો છું. તેઓએ પૂછયું કે તમારે સન્યાસીને સ્ત્રી શું કરવા જોઈયે? અમારા સંપ્રદાયની રીત એવી નથી કે ગૃહસ્થ અમારો મહંત ન થાય. વલ્લભે કેટલીક યુક્તિ પૂર્વક-તેમને સમજાવ્યું અને પછી સન્યાસ*નિર્ણય નામનો ગ્રંથ બનાવ્યો હતો તે કાઢીને બતાવ્યો અને કહ્યું કે જુઓ સન્યાસીના આવા ધર્મ છે. એમાં એવું કહ્યું છે કે સન્યાશી થાય તો તેને સો જન્મે મોક્ષ થાય. તેમાં પણ એવી કઠિણતા છે કે નવાણું જન્મસુધી તે બરાબર સન્યાસીના ધર્મમાં ચાલે ને સોમા જન્મમાં

પણ આખા જન્મભર સન્યાશીના બરાબર ધર્મમાં રહે તે સોમા જન્મમાં ફક્ત એકજ દહાડામાં એકજ વખત જો વિષય વાસના થઇ તો તે બધી કરેલી મેહેનત વ્યર્થ જાય છે અને તેનો બધો ધર્મ બળી જાય છે. પાછો સો જન્મસુધી સન્યાશ પાળવો પડે છે. ત્યારે હું જુવાન છઊં તેમાં મારૂં મન વિષય વાસનામાં ગયા વગર રહે નહીં. મારા નવાણું જન્મનો ધર્મ ડુબી જાય માટે હું સ્ત્રી પરણ્યો છું. તેમાં હું મારી વિષયવાસના પૂરી કરી પછીથી વિધિપૂર્વક સન્યાસ લઇશ. દરેક માણસે ગૃહસ્થાશ્રમ તો કરવોજ જોઈયે. એ રીતે અનેક પ્રકારે સમજાવ્યું. પણ તેના શિષ્યો સમજ્યા નહીં. ત્યારે ચાર પાંચ જણા જે પોતાની પક્ષમાં હતા તેમને બાજુમાં લઇ વલ્લભ તે લોકોની સામે થયો. પછી સારી રીતે તેઓમાં ઝગડો ચાલ્યો, પેલા લોકોને મમત ભરાયો. એ કામ આગળ વધતાં અંતે વલ્લભનું કાંઇ જોર ચાલ્યું નહીં. ( ચોરનું મોં કોઠીમાં ) તેથી તેઓએ વલ્લભને ગાદી ઉપરથી ઉઠાડી મુકી હાંકી કાઢ્યો. તેની સાથે પેલા ચાર પાંચ સેવકો પોતાના ઠરાવ પ્રમાણે નીકળી પડ્યા.

હવે વલ્લભને સંપ્રદાય ચલાવી ભોળા લોકોને કેમ ઠગવા તે વ્યાપારની ખબર પડી ગઇ હતી. કારણ કે તે પેઢી એણે વરસ બે વરસ ચલાવી હતી. એ તો નિયમ છે કે, જે વેપારમાં માણસ ભોમીયો થાય પછી કદી તેની વગસગ ઉતરી જાય, તોપણ તે કોઇ પણ રીતે વેપાર પાછો કરી શકે. કોઇ માણસ કોઇ મોટા વેપારીને ત્યાં મુનીમ હોય. પછી તે શેઠ કદી તેને કાઢી મુકે તો પણ તે મુનીમ પાછો કાંતો તેવીજ પદ્રિએ પોંહોંચે અને કાં તો તે વેપાર ચલાવી શકે એ નિ:સંશય છે. તેમાં પણ જેની જેવી હુશિયારી.

હવે વલ્લભ એજ ગણત્રી કરવા લાગ્યો કે મારે એવી ને એવી પેઢી ચલાવવી, અને વ્યાપાર કેમ ચલાવવો તે તો હું શીખ્યો છું. વળી ત્યાંથી તેણે કેટલાંક પુસ્તકો તો ડપટાવ્યાંજ હશે, રીત ભાત તો બધી જાણતોજ હશે. એટલુંજ નહીં પણ વળી પોતે પણ જરા વિચક્ષણ હતો એમ આગળ જણાવવામાં આવ્યું છે.

પછી તે વલ્લભ શિષ્યોની સાથે વિચાર કરી પોતે અગાઉ ઘણેક ઠેકાણે પ્રવાસ કરેલો એટલે ઠરાવ કર્યો કે જ્યાં અડધાં જંગલી માણસો હોય ત્યાં આપણું કામ થશે. હવે પોતાનો તૈલંગ દેશ તો ઉપર કહેલાં કારણથી ત્યાગ

કરેલોજ હતો, દક્ષિણ દેશ તો વિદ્વાન, હિંદુસ્તાન પણ થોડું થોડું વિદ્વાન, કાશીમાં પણ પંડિતોનો જથો, ગુજરાત તો બાપડાએ જોઇજ નહિ હોય. કોઇ પૂછે કે ત્યારે બેઠકો ત્યાં કેમ છે? તેનો જવાબ એ છે કે એ લાકડાં તો પછીથી પેઠાં છે. અગાઉ બેઠક ચણાવવાને ટકાજ ક્યાં હતા? મોરબીમાં બેઠક તો છેક હમણાં ત્રીશ પાંત્રીશ વર્ષ ઉપર થયલી છે. નાસકમાં હાલ થવાની તૈયારી દેખાય છે. તે વર્ષ બે વર્ષે નીકળશે. એ બધો વિચાર કરીને તેણે ગોકુળનો રસ્તો સલામતી ભરેલો જોયો તેનાં બે કારણો છે. એક તો એ કે એને ધર્મ, નંદના કુંવરનો ચલાવવો હતો કે જે તે વિષ્ણુસ્વામીના સંપ્રદાયમાં રહી શીખેલો હતો. વળી તે વ્રજવાસીઓને પ્રીય, કેમકે તે લોકો તેના ભક્ત અને બીજું કારણ એ કે ત્યાં વિદ્યા અથવા વિદ્વત્તાનાં નામનું મોટુ મીંડું તે લોકો ઘણા ખરા અજ્ઞાન અને મૂઢ જેવા હતા. કેવળ ખાઇ પીનેજમના કીનારે જઇ પેટ ઉપર હાથ ફેરવે અને "જે જમના મૈયાકી, આજ કોઇ દુષ્ટકો અન્ન ખાયોહેં સો પેટ ફાટત હૈં" કરી ભાંગના લોટા ખુબ ચઢાવે છે. ત્યાં વલ્લભે જાણ્યું કે આપણું લાકડું બરાબર પેસશે. એવો પેલા ચાર પાંચ જણ જોડે પક્કો ઠરાવ કરી પોતાની સ્ત્રીને સાથે લઇ ગોકુળ મથુરા તરફનો રસ્તો પકડ્યો. વળી બીજું કારણ એ કે ઘણે ઠેકાણે તો એ પ્રસિદ્ધ થયલો હતો, તેથી ત્યાંના લોકો તો એનો વિશ્વાસ કરે નહીં. ત્યારે કોઈ અજાણી અને મુરખોની જગા હોય તો "ઉજડ ગામમાં એરંડો પૂજાય," કિંવા "આંધળામાં કાણો રાજીયો થઇ પડે" તેમજ અંધાના ગામમાં હુરબાઇ ક્યાંઇ, વાલ મોટો કે ગદિયાણો ભાઇ" એ કેહેવત પ્રમાણે એનું ટટ્ટુ સારી રીતે આગળ ચાલે.

એવા વિચારથી એણે તો ગોકુળ મથુરામાં જઇ ધામો નાખ્યો. પ્રથમ બધી તજવીજ કીધી ને પછી ગિરિરાજ પર્વતની તળેટીમાં એક અન્યાર નામનું ગામ હતું ત્યાં મુકામ કરી રહ્યો. વૃંદાવનમાં તો એનાથી રેહેવાય નહીં, કેમકે ત્યાં તો બધા એના કરતા કાંઈક શાહુકાર વસતા હતા. અહીં તજવીજ કરીને એક સદુપાંડ્યાને વલ્લભ મળ્યો. તે સદુપાંડ્યો ગિરિરાજ ઉપર એક ઝુંપડા બનાવી તેમાં બેસતો અને પોતે વ્રજવાસીઓમાં જરાક ભણેલો હતો, તથી ત્યાં તેમનાં છોકરાંઓને ભણાવતો. તેની સાથે વલ્લભે સારી રાતે પ્રીતિ બાંધી; પછી પોતાનો પંથ ચલાવવાના વ્યાપાર બાબત જે

વિચારો હતા તે વિષે સદુને વાકેફ કર્યો. વળી તેને લાલચ આપી કે આમાં-થી તારૂં પણ વંશ પરંપરા સારી રીતે કામ ચાલશે. એટલે કે આપણે અહીં તીર્થ અને મોટું ધામ ઠોકી બેસાડીશું, તો યાત્રાળુ લોકોના આવવાથી તમને પણ શારી પેદાશ થશે. એવાં કારણથી તેમજ પોતે અધુરો ભણેલો તેથી તેણે વલ્લભની બધી વાતો કબુલ કરી. પછી તે પાંચ સાત જણે મળીને પુષ્ટી માર્ગ ચલાવવાનો પ્રારંભ કર્યો.

દરેક ખોટા માર્ગ ચલાવવામાં કાષ્ટ, પાષાણ, ધાતુ અથવા મૃત્તિકાનો બનાવેલો ખોટા દેવ જેને આપણે મૂર્ત્તિ કહિયે છિયે, તેની સહાયતા પ્રથમ પડે છે. કેમકે તરેહવાર ગપાટાથી તેનો મહિમા વધારી લોકોને પોતાની જાળમાં સપાડાવવાનું તે સાધન થઇ પડેછે. લોકો આવવા માંડે એટલે પછી પોતાનું લાકડું તે મૂઢોને સમજાવવામાં આવે. અંતે તે લોકો જાળમાં ફસાયા વગર રહેજ નહીં. એ હેતુથી તેમણે વિચાર કર્યો કે આપણે એક મૂર્તિ બેસાડવી જોઈયે. એવો વિચાર કરી સદુપાંડેની ઝુપડી જે ગિરિરાજ પર્વત ઉપર હતી તેમાં એક મૂર્તિ અસલ એમજ પડેલી હતી તેનો જીર્ણોદ્ધાર કરી-વીને એક સાધારણ ઓટલો કરી તે ઉપર ઝુપડું બંધાવી તેમાં મૂર્તિ બેસાડી. હવે મૂર્તિ તો બેઠી, પણ કાંઇ ઠાઠ માઠ વગર કશું આગળ ચાલે નહીં. પછી સદુએ પોતાની વગ લગાડીને કોઇ એક પૂરણમલ રાજા હતો તેને મળ્યો. તેની આગળ દેવની મોટી પ્રશંસા કરી. એમ કરી તેને જરા ગાળ્યો અને મંદિર બંધાવી આપવા તેને વિનંતી કરી. આર્યાવર્તમાં મૂર્તિ પૂજાનો પ્રચાર ઘણી મજબૂતાઇથી પેઠેલો એટલે રાજા, રાણાઓ તો મુખ્યત્વે કરીને તેમાં ફસાયલા હોયજ, એમાં કાંઇ નવાઇ જેવું નથી. પછી પૂરણમલ્લે મંદિર બંધાવી આપવા કબૂલ કર્યું, પણ તેમાં એક સદુની સાથે ઠરાવ કર્યો કે હું મં-દિર બંધાવી આપું પણ તેમાં સેવા કરવા તમને અથવા તમારી તરફવાળાને રાખું નહીં; અને એનો કારભાર ચલાવવા મારી તરફથી એક માણસ રાખું એ શરત સદુએ કબુલ કીધી, અને પૂરણમલ્લે મંદિર ચણાવી આપ્યું. મંદિર તૈયાર થતાં ઉપર જણાવેલી મૂર્તિને ગોવરધન નાથજીનું નામ આપી પધરાવી. તેની સેવા કરવા બંગાલી બ્રાહ્મણોને પૂરણમલ્લે રાખ્યા.એ ઉપરથી એમ જણાય છે કે પૂરણમલ્લ શાંખાવલ્લભી પંથનો હશે તેથી ગોડિયા ગોસાંઇઓની તરફથી

બંગાલી બ્રાહ્મણોને રાખ્યા હશે. વળી એક અધિકારી પોતાની તરફનો રાખ્યો કે જે એની ઉપજ ખરચનો હીસાબ પણ રાખે.

હવે વલ્લભને આ એક નવી પીડા વળગી. "લેને ગઈ પૂત ને ખો આઇ ખસમ" તેમ મંદિર બંધાવવા જતાં મૂર્તિ પણ ચાલી ગઇ અને એનો અખત્યાર કાંઈજ પોતાના હાથમાં રહ્યો નહીં. ત્યારે વિચાર્યું જે હવે અહીં બેસવામાં માલ નથી. પછી સદુને કહે જે મારે એકવાર હજી પૃથ્વિ પરિક્રમા કરવી છે તે હું કરી આવું, પછી ત્યાંથી ચાલ્યો તે કેટલાક મહીના ફરીને કેટલાક વિચાર અને કેટલીક યુક્તિઓ કરી પાછો પોતાની જગાઉપર ગિરિરાજ પાસે આવ્યો. હવે સદુને પાછા મળીને પોતાની યુક્તિઓ ચલાવી અને કેટલીક ખોડો બંગાલી બ્રાહ્મણોની એકઠી કરી અને અધિકારીને કેટલોએક ફરેબ આપી સમજાવી પોતાની તરફ કરી રાખ્યો. પછી પૂરણમલ્લ પાસે અધિકારી અને સદુપાંડેની વગ લગાડી તેઓને કઢાવી મૂકયા અને પોતે ઘુસી ગયો. અહિં પોતાનો આગલો ક્રમ તેણે ચલાવવા માંડ્યો. દેવનો મહિમા વધારી લોકોને આવતા કર્યા. પછી પોતાની પંડિતાઇ અને ઠગાઇથી લોકોને પોતાની તરફ ખેંચવા લાગ્યો. એ રીતે પંથનો પ્રથમ પાયો નાખવો શરૂ કર્યો.

હવે ધીમે ધીમે જેમ જેમ લોકો એના પંજામાં ફસાતા ગયા તેમ તેમ તેણે વિચાર્યું જે એકલા સંસ્કૃતથી બરોબર ટટ્ટુ ચાલશે નહીં. તેથી બે ચાર પ્રાકૃત કવિઓ પાસે રાખ્યા. તેઓને ખાવા પીવાનું, પેહેરવા ઓઢવાનું બરોબર મળે તેથી તેઓ નીરાંતે કાવ્ય કરવા લાગ્યા. થોડા દહાડા નીકળતાં આગના સેવકો તથા હમણાંના કવિઓએ આગળ થઈ ગયલા ધરમના મહંતોના રીવાજ પ્રમાણે વલ્લભને પીર બનાવ્યો. અને પોતે મુરીદ બન્યા. એટલે વલ્લભનો પગદંડો જરા મજબુતાઇથી પેઠો. સેવક પણ થવા લાગ્યા, પણ ઘણી સમૃદ્ધિવાળા કોઈ સેવક થયા હોય એવું લાગતું નથી. તેમ એ પણ કાંઇ માતબર થયો હોય એવું ડોળ દેખાતું નથી. તો પણ આ મૂળ મંડાણ સારી રીત થયું અને શિષ્યો પણ અલબત સો પોણોસો થયા દેખાય છે. ચોરાશી વૈષ્ણવોની વારતા ઉપરથી જણાય છે કે એ વલ્લભાચાર્યના વૈષ્ણવો થયા હશે. એ ચોરાશીમાં ઘર તો ૩૫ કે ૪૦ છે. પણ એક

એક ઘરમાં બે, ત્રણ, ચાર, પાંચ એમ પણ માણસોનું વર્ણન કરેલું દેખાય છે. વલ્લભની નીજવારતામાં લખ્યા પ્રમાણે તે ઘણો સાધારણ માણસ હતો. સેવકોનાં ઘરમાં સાધારણ તેમનો મિત્ર હોય તેની પેઠે આવજાવ કરતો. જ્યાં પોતાની સ્ત્રી સાથે ન હોય ત્યાં હાથે રાંધી ખાતો. વળી જેમ રજ્જુ ખત્રી-આણીને ત્યાં પાનાં ખાધાં કરી લખ્યું છે, તેમ તે સેવકોના હાથનું પણ ખાતો,

માર્ગ ચલાવવાનો પ્રારંભ કર્યા પછી તે અહિં ૨૦ કે ૨૧ વર્ષ રહ્યો હોય એમ જણાય છે. એ અરસામાં તેને ઘેર બે પુત્ર ઉત્પન્ન થયા. તેમાં પેહેલો પુત્ર ગોપીનાથજી નામનો સંવત્ ૧૫૬૮ ની સાલમાં જન્મ્યો. બીજો પુત્ર સંવત ૧૫૭૨ માં જન્મ્યો. તેનું નામ વિઠ્ઠલનાથજી પાડ્યું. તેને આ-જકાલ વૈષ્ણવો ગોસાંઇજી કહે છે.

હવે છોકરો એક ૧૪–૧૫ વરસનો થયો તથા બીજો દશ અગ્યાર વર્ષનો થયો, તે વખતે વલ્લભને ધાસ્તિ લાગી કે આ છોકરાઓને જો પરણાવી શું નહીં, તો આબરૂ જશે, અથવા સમૃદ્ધિ નહીં હોય કે પછી કાંઇ સ્ત્રી તરફનું દુઃખ હોય પણ એ તો નકકી છે કે, તે એકાએક ઘરમાંથી સન્યાસી થવા સારૂં તે વખતે ઘરમાંથી નીકળી ગયો.

પુષ્ટી માર્ગના પુસ્તકોમાં લખેછે કે, શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ બે ચાર વાર પોતાની સ્ત્રીપાસે સંન્યાસી થવાની રજા માગી, પણ તેણે આપી નહીં. હવે શાસ્ત્રમાં એમ છે કે સ્ત્રીની પરવાનગી સિવાય સન્યાશી થવાય નહીં. આ થી એક દહાડો પોતાનાં ઘરમાં પોતે બેઠો હતો ત્યાં તેણે આગ લગાડી. તે જોઈને તેની સ્ત્રીએ કહ્યું કે, "ઘરમાંથી નિકળો" એટલે તરત નીકળી સન્યાસી થઇ ગયો. ત્યાં પોતાનું નામ " પૂર્ણાનંદ સરસ્વતેન્દ્ર " કરી રાખ્યું.

સન્યાસી થયો તોપણ છોકરાઓની ભલામણ દામોદર વગેરે આગળના સેવકોને આપી પોતે ચાલી નીકળ્યો. ગોલોકમાં જાવાનાં સાધનથી બહિર્મુખ થઇ બ્રહ્મલોકમાં જાવાનું સાધન જે સન્યાસ, તે, તેણે ગ્રહણ કર્યું. એ રીતે પોતાના સિદ્ધાંતથી પોતેજ કેમ ઉલટો ચાલ્યો હશે તે કાંઈ સમજાતું નથી. કેમકે ગોલોક ધામમાં જાવા સારૂં એનાં કોઈ પણ પુસ્તકમાં સન્યાસ લેવાની જરૂર લખી નથી. તે ઉપરથી પુત્રોને પરણાવી શકવાનાં અશક્તપણાંની જે કલ્પના છે, તે કેટલેક અંશે ખરી લાગેછે.

એપછી સન્યાસીના વેશમાં બહુ થોડા દહાડા એ પાધરો રહ્યો હોય એવું જણાય છે. તેપછી કેટલેક ઠેકાણે ફરી ફરી કાશીમાં આવ્યો હતો. કાશીમાં એના કુટુંબીમાંનો કોઇક આવી પોંહોંચ્યો, તથા કોઇક શિષ્ય પણ તેને, ત્યાં મળ્યો તેઓ વખતે તેની વાંસે થયાથી તેને કંટાળો ઉપજ્યો હશે, તેથી સંવત્ ૧૫૮૭ની સાલમાં આષાડ સુદ ૨ ને રોજે શ્રી ગંગાજીમાં જીવતું હોમાવી દીધું હતું.

એ ઠેકાણે પ્રાગટય વારતામાં લખે છે કે, શ્રીપુરૂષોત્તમજી તથા શ્રીગુસાંઇજી અને બીજા બધા સેવકો શોધ કરતા કરતા શ્રીકાશીજીમાં એ દિવસે મધ્યાન્હ કાળે આવી પોહોંચ્યા. તેઓએ શ્રીગંગાજીના તીર ઉપર શ્રી આચાર્યજીને સન્યાસીના વેશમાં જાતા જોયા એટલે ત્યાં તેઓ જઈ પોંહોંચ્યા, અને તેમની સાથે વાત કરવા માંડી. પણ શ્રીવલ્લભાચાર્યે તેમની સામું પણ જોયું નહીં. ત્યારે છોકરાઓ કેહેવા લાગ્યા કે અમારે કેમ વર્તવું? એટલે તેઓએ ઇશારતથી દોત, કલમ અને કાગળ માગ્યાં તે તેઓએ આપ્યાં. તે ઉપર વલ્લભાચાર્યે લખી આપ્યું કે તમે આમ વરતજો. કેવી રીતે વર્ત્તવું, તે વાત, તે પુસ્તકમાં દર્શાવી નથી, પણ લખી આપ્યું એટલું છે. પછી પોતે શ્રીગંગાજી ઉપર જેમ માણસ પૃથ્વી ઉપર ચાલે છે, તેમ ચાલ્યા અને મધ્યભાગે જઇ પદ્માસન વાળીને બેઠા અને ધ્યાન ધરતામાં એક અગ્નિની ધારા ગંગાજીનાં મધ્યમાંથી સૂર્યમંડળ સુધી ઊંચી થઇ રહી. થોડીવાર થઇ તો પોતાના પુત્રો અને શિષ્યોનાં દેખતાં તેઓ અલોપ થઇ ગયા. પછી તેઓએ શ્રીવલ્લભાચાર્યનાં વસ્ત્ર હતાં તેને અગ્નિદાહ કર્યો. આ નીજ વારતાની વાત ઉપરથી ઉપલી ઘણી ખરી કલ્પના મળતી આવે છે.

એવી રીતે જેને સુરદાસજીનું નામ આપી એક પદ બનાવેલું છે કે "श्री वल्लभनखचंद छटा बिन सब जगमें जु अंधेरो" તે વલ્લભની જીંદગી પુરી થઇ પછીથી જે બહુજ મહિમા વધી ગયો તે તો ધારોજ છે કે પછી "પીરો ને મુરીદો ચડાવે" તેથી અજ્ઞાનોમાં મહિમા વધેજ.

વલ્લભનો પોતાનો ઈતિહાસ સંપૂર્ણ થયો, તે સમજુ વૈષ્ણવો તથા બીજાં માણસો તે સમજશે. પણ કેટલાક પુષ્ટી માર્ગના જ્ઞાનલવદુર્વિદગ્ધ અર્થાત્ અડધા બળેલા હશે, તે આ વાત નહીં માને. કેમકે પુષ્ટીમાર્ગના મહંતોએ

મોટા મોટા ચમત્કાર કરેલાની વાતો તેઓના તો બધી ધ્યાનમાં હશે. માટે તેવાઓને ચમત્કાર સમજાવવા પ્રશ્નોત્તરના આકારમાં સંવાદરૂપે નીચે લખી જણાવીશું તો બરાબર સમજાશે.

**પ્રશ્ન**—તમે તો એમનું એમ સાદું વર્ણન કર્યું પણ તેમ નથી. તેઓએ તો છેક યજ્ઞ નારાયણભટથી ચમત્કાર કરવા માંડ્યા છે તે માંહેલું તમે કેમ કાંઇ કહ્યું નહીં.

**ઉત્તર**—અમે જે વર્ણન કીધું છે, તે યથાર્થ છે. તે એવી રીતે કે પુષ્ટીમાર્ગવાળાએ પોતાની વાતો ઉપર ચમત્કારરૂપી બારદાન મઢ્યું છે, તેમજ તેના સામા લખનારે ક્યાંક ક્રોધથી વલ્લભનું અત્યંત નીચપણું દેખાડવારૂપી બારદાન ચઢાવેલું છે તે બન્નેમાંથી બારદાન બાદ કરીને અનુમાન પ્રમાણથી સિદ્ધ થઇ શકે એવી વાતો લખી છે. જેવી વાતો બધા માણસો ખરી તરીકે માની શકે. બીજી જે ચમત્કારની વાત તમે કહી તે ચમત્કાર તો મુઆ કેડે તેમનો મહીમા વધારનાર માણસો પુસ્તકમાં લખી ગયા છે. પછી મુર્ખ અને વિશ્વાસુ લોકો તેમના બોલવા ઉપર ભરોંસો રાખે પરંતુ તેમાં વિચાર ન કરે કે પોતાના ચમત્કાર પોતે વરણુવે તેના ઉપર વિશ્વાસ કેમ રખાય? બીજો કોઇ જ્યારે કેહેતો હોય ત્યારે કંઈક મનાય. અહિં તો બીજાનાં પુસ્તકો જોવાં નહીં ને તેમની વાતો સાંભળવી નહીં, એટલે ખબર શું પડે?

**પ્રશ્ન**—તમે એ વાત કહી તો ઠીક છે. પણ એવી વાતો કાંઈ ખોટી લખાય કે યજ્ઞ નારાયણ ભટ્ટ વેદમો અવતાર હતા. તેમણે કેટલાક માયા-વાદીઓને પોતાના પાડા પાસેથી વેદના જવાબો અપાવ્યા, તેઓએ સોમ-યજ્ઞ કરવા માંડ્યા પછી કુંડમાંથી ભગવદ વાણી એવી થઈ જે "અમે તમારા કુળમાં અવતાર ધારણ કરીશું". તે પ્રમાણે વલ્લભવિઠ્ઠલ અવતર્યા. તે યજ્ઞ નારાયણ ભટ્ટના પુત્ર ગંગાધર ભટ હતા, જે સાક્ષાત્ શિવજીનો અવતાર હતા. તેઓએ કેટલાંક માણસોને એક દહાડો પોતાની જટામાંથી ગંગાજી કાઢીને પ્રવાહ ચલાવી દેખાડ્યો. તેના પુત્ર ગણુપત ભટ હતા તે સાક્ષાત્ શ્રી ગણપતિનો અવતાર હતા. તેમણે એક વખત પંડિતોની સભામાં ગણપતિનું સ્વરૂપ ધારણ કરી દેખાડ્યું તેથી તેમને અગ્ર પૂજન પ્રાપ્ત થયું. તેના પુત્ર વદદર્ભ ભટ હતા તે સાક્ષાત્ સૂર્યનો અવતાર હતા. તેઓએ બ્રાહ્મણોને

એક દહાડો સાયંકાળે સવારના દોઢ પોહોર જેટલો સૂર્ય ચઢેલો હોય તેવાં દર્શન દીધાં. એ બધી વાતો તેમનાં પુસ્તકોમાં લખેલી છે, તેનું કેમ?

**ઉત્તર**—એ વાતોનો તમેજ વિચાર કરી જુઓ કે એમાંની એ કે માનવા જેવી છે? પાડો વેદનો ઉચ્ચાર કરે એ વાત પાડા જેવાં માણસો લખે અને માને પણ તેવીજ સમજણવાળા. જુઓ, એ રીતે તો હું પણ મારી ચોપડીમાં લખી જાઊં કે મારા દાદાનો બાપ સાક્ષાત્ સર્વ વ્યાપી પરમેશ્વર હતો. તેને એક દહાડો લાખ માણસોએ આવી પૂછ્યું કે "તમે સર્વવ્યાપક છો તો અમારા મનની વાત કહી દો" પછી તેને તરત મારા દાદાએ કહી દીધી. વળી કહ્યું કે મારો દાદો સાક્ષાત્ નૃસિંહજીનો અવતાર હતો. તેણે એક દહાડો આખી પૃથ્વીને પોતાના હાથમાં અધર ઊંચી કરી. પછી તે ઉપરથી માણસો બધાં નીચે પડવા લાગ્યાં, તેમને મારા દાદાએ ફુંક મારી એટલે પાછાં પૃથ્વીપર ચોંટી ગયાં. એવાં કરોડો ગપાટાં લખી જવામાં કાંઇ પણ પૈસા બેસતા નથી કે કોઇ ના પણ પાડતું નથી. પણ કોઇ ડાહ્યો માણસ પૂછે કે ભાઈ! "તારા દાદાએ પૃથ્વી તો ઉપાડી, પણ તે પોતે ક્યાં ઉભો હતો?" ત્યારે તો મને પણ જરા વિચાર કરીને ગભરાવવું પડે. તેજ પ્રમાણે તેમને પણ કોઇ પૂછે કે તમે જે આ પોતાની ઘરમેળેની વાત લખી રાખી છે તે કોઇ ઇતિહાસમાં તમારા દેશના અન્ય મતવાદી પંડિતે પુરવાર કહી છે? જ્યારે એવા ચમત્કાર વાળા હતા ત્યારે તમે તમારા દેશમાંથી ભાગીને બીજે દેશ શું કરવા જઈને રહ્યા? એવા ચમત્કાર છતાં તમે ન્યાત બાહાર શું કરવા થયા? તેના ઉત્તરમાં તેઓ મારા જેવો જવાબ આપ્યા વગર રેહેશે નહીં. મુર્ખ સિવાય એવી વાતો કોઇ માને નહીં; એ સ્પષ્ટ છે.

**પ્રશ્ન**—ઠીક, બીજા તો જાણે અગાઉના તેમના બાપદાદાના વારાના ચમત્કાર લખ્યા છે, પણ લક્ષ્મણ ભટ તો શ્રી વલ્લભનો બાપ થાય તે તો સહુથી છેલ્લો છે. ત્યારે તેનાં જે ચમત્કાર લખ્યા છે તે તો ખોટા ન કેહેવાય? તે તો સાક્ષાત્ અક્ષર બ્રહ્મનો અવતાર હતા. તેઓ વિદ્યાની કુશલતાથી પંડિતોમાં શ્રેષ્ઠ ગણાતા હતા. તેમણે ૧૦૦ સોમયજ્ઞ પૂરા કર્યા. છેલ્લા યજ્ઞ વખતે કુંડમાંથી વાણી થઇ, જે તમારે ત્યાં પરમેશ્વર પ્રકટ થશે. તેમણે સવાલાખ બ્ર-

બ્રહ્મભોજન કાશીમાં કરાવ્યું. સંવત ૧૫૭૨ના વૈશાખ વદ ૧૧ની રાતે શ્રી ગોવર્ધનનાથજીએ રાધાજી સહિત લક્ષ્મણ ભટને સ્વપ્નમાં દર્શન દીધાં અને કહ્યું કે તમે કાશીએથી પાછા ચંપારણ્યમાં આવશો ત્યારે તમારે ત્યાં મારૂં પ્રાકટ્ય થશે. એવું કહીને તેને એક ઉપરણો, તુલસીની માળા અને એક કંઠી એ ત્રણ ચીજો બાળકને પેહેરાવવા સારૂં આપી. એટલામાં લક્ષ્મણભટ જાગૃત થયા, તો તે સર્વે ચીજ પોતાની પથારી આગળ દીઠી. વળી પ્રયાગમાં ભારદ્વાજ રૂષીના આશ્રમમાં લક્ષ્મણભટ ગયા, ત્યારે ત્યાં ભારદ્વાજ રૂષિએ કહ્યું કે તમે અમારા ગોત્રમાં છો અને તમારે ત્યાં સાક્ષાત્ પુર્ણ પુરૂષોત્તમનું પ્રાકટ્ય થશે. એ બધાઓના કેહેવા પ્રમાણે વલ્લભ અવતાર થયો તેનું કેમ?

**ઉત્તર**—લક્ષ્મણભટ્ટના ચમત્કાર લખનાર પણ એના વંશજ કે બીજા કોઇ? એને મરી ગયાને વરસો વીતી ગયાં હશે ત્યારે એના પણ ચમત્કાર વળી બાહાર પાડ્યા હશે. વળી તમે કહો છો જે એ અક્ષર બ્રહ્મનો અવતાર હતા, પણ બીજે ઠેકાણે એમનાં પુસ્તકોમાં તો તે શેષજીનો અવતાર લખ્યો છે, અને ત્રીજે ઠેકાણે વસુદેવજીનો અવતાર લખ્યો છે. ત્યારે હવે ખરૂં શું માનવું? વળી એમણે સો સોમયજ્ઞ કર્યાં ને કુંડમાંથી વાણી થઈ તે સો સોમયજ્ઞ પુસ્તક લખનારે માત્ર દીઠા હશે અને વાણી પણ તેણેજ સાંભળી હશે. વળી લક્ષ્મણને સ્વપ્નામાં જે વાત ગોવર્ધનનાથજીએ કહી (કે જે વખતે ગોવરધનનાથજી પ્રકટ્યા પણ ન હતા) તે વાત પણ લખનારને શી રીતે ખબર પડી ગઈ? વળી સ્વપ્નાનાં ઉપરણા, માળા, કંઠી સાચાં થઇ પડ્યાં. લાખો વરસ ઉપર થઇ ગયલા ભારદ્વાજ મુનિ લક્ષ્મણને મળ્યા. એવી એવી વાતો માણસ તો ન માને બાકી માણસના આકારના પશુઓ હોય તે માને. એ લોકો એવી રીતે પોતાના શિષ્યને ધર્માંધ અને નિર્બુદ્ધિ સમજી એવી વાતો પુસ્તકોમાં અડાવે છે.–વળી સવા લાખ બ્રહ્મ ભોજન કરાવ્યું એવું પણ લખ્યું છે. તો જુઓ આ યજ્ઞનો અને બ્રહ્મ ભોજનનો કેવો ગપાટો માર્યો છે. જો એવોજ એ સમૃદ્ધિવાન હોત, તો એક છોકરો ગિરિ, એક પુરી અને એક ગુંસાંઈ એવા કેમ બને, તે વિચાર કરવાની વાત છે. વળી પોતાનો દેશ ત્યાગ કરી કાશીમાં આવી રહ્યો, તે પણ વિચાર કરવા જેવી બાબત છે. મોટો

અવતારી પુરૂષ હતો અને સાક્ષાત્ પરમેશ્વર જેના ગર્ભમાં હતો. એ વાત ખરી હોય તો તેને કાશીમાંથી યવનના ભયથી નાસી જવું પડે, એ કેવી હસવા સરખી વાત છે! બીચારા લખનારાઓએ ચમત્કાર લખવાની તદબીર તો કરી પણ ખોટાંને ખરૂં રૂપ કયાંથી આવે, માટે પંડિતોમાં એવા લખનારાઓનું ઉપહાસ્ય થાય તો તેમા નવાઇ નથી.

**પ્રશ્ન**—એ બધું જવાદો. વારૂં શ્રી વલ્લભાચાર્ય તો ભગવત અવતાર ખરા કે નહીં? અને તેમના ચમત્કાર લખ્યા છે, તે પણ ખરા કે નહીં?

**ઉત્તર**—ભાઇ, ચમત્કાર વિષે તો તમારે ભરોસોજ રાખવો નહીં. ચમત્કાર વર્ણવવાની ત્રણ ચાર રીતો છે. એક એ કે, જે માણસ મરી જાય, અને જેને ચમત્કાર દેખાડયો એવું લખનારો પણ મરી જાય, ત્યારે તેના ચમત્કારનું વર્ણન લખાય. બીજું એ કે, જંગલી અને અજ્ઞાની લોકોમાં એવી વાતો કરાય, કે જે દેશમાં તેઓ જઇ ન શકે, ત્યાં તે ચમત્કારવાળો ગયો હોય તો ત્યાંની જુઠી વાતો બનાવી ચમત્કાર લખાય. ત્રીજું, જે વાતો ઇશ્વરી બનાવની હોય, તે જે જંગલીઓ સમજતા ન હોય, તેને ડરથી સમજાવી ચમત્કાર રૂપે મનાવાય. જેમ કોલમ્બસ અમેરીકામાં ગયો હતો ત્યારે તેને ત્યાંના લોકો સાથે એક દાહડો કાંઇ ખટપટ થઈ. પછી તે દાહડે ખગ્રાસ ચંદ્ર ગ્રહણ થવાનું હતું તેથી તેણે તે લોકોને કહ્યું કે હું આજે તમારી ઉપર ઈશ્વરનો કોપ ઉતારી રાત્રે અંધકાર કરીશ." તેમ થતાં લોકો કોલમ્બસને ત્યાં દોડી ગયા, અને પગે લાગ્યા કે અમે ભૂલ્યા અને હવે અજવાળું કરો. ત્યારે કોલમ્બસે કહ્યું કે "હું ઇશ્વરની સ્તુતિ કરૂં છું અને અમુક વખતે ઈશ્વર અજવાળું કરશે." તેમ થતાંજ તેઓ કોલમ્બસને ચમત્કારી ગણી માન આપવા લાગ્યા. વળી હમણાં પણ જંગબાર વગેરે જગાઓમાં જે ભાટિયા વગેરે મુસાફરી કરવા જાય છે, તેઓ પોતાની સાથે ટીપણાં રાખે છે. તેમ જોઈને ગુલામ લોકોને તેઓ કહે છે કે આજે રાતનાં આમ થશે. તે ઉપરથી તેઓ કહેછે કે "બનીઆની ગાંગા" એટલે વાણીઆ જાદુગર છે. ચોથું, કેટલીએક કુદરત ક્રિયાઓ થાય છે કે જેમાં જે માણસ સમજતો નથી, તેને તે ક્રિયાઓ ચમત્કાર જેવી દેખાય છે. જેવી કે બાજીગર વગેરેની ક્રિયાઓ. પાંચમી. કરપલ્લવી, નેત્રપલ્લવી વગેરે વિદ્યાઓથી શાગરીદ સાથે તરેહવાર વાતો કરીને

કેહેવાની વિદ્યા, ઈત્યાદી બાબતો ચમત્કાર દેખાડવાની છે. પરંતુ તે વાતો માનનારા કોણ કે જેઓ જંગલી ભૂત જેવા હોય, અથવા ધર્માચાર્ય ફાંસીગરોના ફાંસામાં ફસાએલા હોય, યા તો પશુ બાળક જેવ હોય. જે કાંઇ પણ વિદ્યા જાણનાર હોય, પંડિતોની સોબત કરતા હોય, દુષ્ટ આચાર્યોની જાળમાં ફસાઈ ગએલા ન હોય, જાતે વિચિક્ષણ હોય, અને શોધક બુદ્ધિવાળા હોય, તેઓ તો કદી એવી ગપાષ્ટકી વાતો માને નહીં, અને શોધ કરી, તેનો નિર્ણય, કરે એ નિઃસંશય જાણવું

**પ્રશ્ન**—ત્યારે વલ્લભાચાર્ય ભગવત અવતાર ખરા કે નહીં?

**ઉત્તર**—ભગવત અવતાર તો શું પણ માણસમાં પણ કેવા સ્વાર્થિ તે જણાશે. જુઓ કે એ લોકો પુરાણને માને છે, તેમાં પણ ચોવીસ અવતાર લખ્યા છે, ત્યારે પચ્ચીસમો વલ્લભાવતાર ક્યાંથી આવ્યો? અને છવીસમો વિઠ્ઠલ ક્યાંથી આવ્યો? વળી એના કુળમાં જેટલા અવતરે તે બધાને ભગવત અવતાર કહે છે, તે બધા ક્યાંથી આવ્યા? વળી એઓના માર્ગનાં પુસ્તકોમાંના એકમાં લખે છે કે, વલ્લભાચાર્ય અગ્નિનો અવતાર છે, બીજામા ગોલોકવાસી કૃષ્ણનાં મોંનો અવતાર કહે છે, અને ત્રીજામાં ચન્દ્રાવળી સખીનો અવતાર લખ્યો છે, અને ચોથામાં લખે છે કે, કૃષ્ણ અને રાધાને વિછડેલા જીવોનો બહુ વિરહ થયો તેથી બેઉનાં નેત્રમાંથી વિરહાગ્ની નીકળ્યો; તે બેઉના અગ્નિનો સંયોગ થતાં એક અગ્નિમય પુતળું થઇ પડ્યું. તેને પૃથ્વીપર મોકલી દીધું. એમાં જોવાનું એ છે કે જીવ વિછડ્યા પછી ભગવાને તેઓને લેવા સારૂં સારસ્વત કલ્પમાં કૃષ્ણાવતાર ધરી તેઓનો ઉદ્ધાર કર્યો, તેમાંથી બાકી રહી ગયા હતા તેમને સારૂં વલ્લભનો અવતાર થયો. હવે સારસ્વત કલ્પને કરોડો વરસ થયાં, તેમાં ભગવાન પોતાના જીવનો ઈચ્છાએ કરીને ઉદ્ધાર કરી શક્યા નહીં, તેથી ભગવાનને વિરહ થયો, એ કેવી હસવા જેવી વાત છે? વળી કોઈમાં લખે છે કે, વલ્લભ સાક્ષાત્ પૂરણ પુરૂષોત્તમનો અવતાર છે. હવે કહો કે એ મનાજ પુસ્તકમાંથી કયાં ખરાં ને કયાં ખોટાં માનવાં? વળી પોતાને ભગવત અવતાર કેહેવડાવવા સારૂં એક અગ્નિપુરાણ તથા બ્રહ્માંડપુરાણમાં પોતાની તરફથી નવા અધ્યાય ખોસી ઘાલી લખે છે કે "**वल्लभोह्यग्निरूपस्य विट्ठलः पुरूषोत्तमः ॥**" તે અધ્યાય કેટલાક ગૃહસ્થોએ અત્રેના પ્રસિદ્ધ પંડિત ગટ્ટુજીને

બતાવ્યા હતા,ત્યારે તેમણે સાફ જુઠા જણાવ્યા હતા. વળી તેજ ગટ્ટૂજીએ વલ્લભાખ્યાનના ટિપ્પણમાં પુરાવા દાખલ વાપર્યા, તે સારૂ તેજ ગૃહસ્થોએ ગટ્ટૂજીને કહી મોકલ્યું, કે આ જુઠાણું તમારા જેવા પંડિતને છપાવવું લાયક નોહોતું. ત્યારે તેમણે પોતાની દલગીરી જણાવી. વલ્લભાચાર્યે પોતાના રચેલા ગ્રંથમાં પોતાને સાફ સાધારણ મનુષ્ય જણાવે છે. એક ગ્રંથમાં વલ્લભાચાર્ય લખે છે કે. શ્રાવણ મહિનાની એકાદશીની રાતે મને બહુ ચિંતા થઈ કે હું મારગ કેમ ચલાવું. તે વખતે મને સાક્ષાત્ ભગવાનનાં દર્શન થયાં. ત્યારે હવે વલ્લભાચાર્ય જો ભગવાનજ હોય તો તેને ચિંતા શું કરવા થાય અને બીજો ભગવાન વળી તેને ક્યાંથી મળે? વળી એક પુસ્તકમાં વલ્લભાચાર્ય લખે છે કે "હું મ્લેચ્છોથી ઘેરાયલા દેશમાં હેરાન છઊં, માટે હે કૃષ્ણ! મારી રક્ષા કરો." વળી એકમાં સ્વામીનીજીનાં ચરણની સ્તુતિ કરી છે. વળી વિઠ્ઠલનાથ મળવાનું એઓનાં પુસ્તકમાં લખ્યું છે. ત્યાં લખે છે કે વલ્લભાચાર્યે કહ્યું કે મને સ્ત્રી કોણ પરણાવશે? ત્યારે વિઠ્ઠલનાથજી કહ્યું કે મળશે. અહીં વિચાર કરો કે જેની પથ્થરની મૂર્તી એવા વિઠ્ઠલનાથજીએ વલ્લભાચાર્યને ભવિષ્યની વાત કહી અને આ ચામડાના પૂરણ પુરૂષોત્તમ તે વાત જાણી ન શક્યા! એવી અનેક વાતો માત્ર નીજવારતા નામનો ગ્રંથ વાંચેથી જણાઇ આવશે. નીજવારતા વાંચવાથી સાફ જણાશે કે, વલ્લભાચાર્ય પગે રખડતા, ભિક્ષુક જેવા અને શિષ્યોને ત્યાં હાથે રાંધી ખાનારા એવા હતા. તેવાને તેના વંશજોએ પોતાનો મહિમા વધવા સારૂ ભગવત અવતાર ઠોકી બેસાડ્યો છે. વળી તેઓને પણ શિષ્ય તેવાજ જંગલી મળ્યા એટલે અતિ ઊંચો પરમેશ્વર થઈ પડ્યો. ત્યારે હવે એમાં તો કાંઈ પ્રભુતાઈ નહી હતી. પણ કછી કેહેવત પ્રમાણે થયું કે "ખોઆકર ઘેઘે કે જે પીત્ત કે આ પીર" તેમ બિચારા વલ્લભાચાર્ય પણ જંગલી વૈષ્ણવોને અને દુષ્ટ મહારાજોને દુઆ કરે, કે જેઓએ પછવાડેથી તેને પીર કરી બેસાડ્યો બાકી વાતમાં માલ જેવું કાંઇએ નથી.

**પ્રશ્ન—**હવે તમે જે વાતો કહી, તે ઉપરથી ઘણી ખરી ખાત્રી થાય છે, કે ચમત્કારની વાતો ખોટી છે અને જીવતા જીવતે કોઈ ચમત્કાર કેહેતો પણ નથી. તો પણ વલ્લભનાં પુસ્તકોમાં કેટલાક ચમત્કાર વર્ણન કરેલા છે, તે આજ હું તમને વલ્લભ વિષેજ સંક્ષેપમાં પુછુંછું. તેમાં મારી મતલબ એ છે

કે મને તો કાંઈ હવે ઘણું કારણુ નથી, તો પણુ એના મારગમાં ચુસ્ત હશે, તેમને ખરા ખોટાનો ખુલાસો થશે.

**ઉત્તર**—ઠીક છે. એમ થવુંજ જોઈયે. આપણે તો ખરૂં શું છે તે જગતને દેખાડવું.

**પ્રશ્ન**—પેહેલાં તો વલ્લભાચાર્યનાં માતાજીએ ગંગાજીનું પૂજન કીધું ત્યારે ગંગાજીમાં પાણી વધીને વલ્લભાચાર્યના ચરણુને સ્પર્શ કીધો અને કહ્યું કે તમારો પુત્ર જગદ્વિજયી થશે.

**ઉત્તર**—હવે જુઓ આ કેવી હસવા સરખી વાત છે કે ગંગાજી વલ્લભાચાર્યના પગ છુવા સારૂ ઊંચાં ચઢયાં અને વળી બોલ્યાં. એમ બનવું કોઇ ઈશ્વરી સૃષ્ટિના નિયમ જાણુનાર માણસ માનશે? કદી નહીં. ત્યારે મેં અગાઉ જેમ મારા દાદા વગેરે વિષે કહ્યું, તે તેમજ છે. હું પણુ લખું કે મારા દાદાને ગંગાજી કાશીથી છેક કચ્છમાંડવી સુધી પગ સ્પર્શ કરવા આવી હતી. વળી એક બીજું હાસ્ય થાય છે કે એ લોકોએ કલ્પિત ગપ્પાં હાંકવા માંડ્યાં તે પણુ બાપડાઓથી નવાં હંકાયાં નહીં, પણ જુનાંનીજ ચોરી કરીને હાંક્યાં છે. એમાં કેવી ચોરી છે તે જુઓ, કે શ્રીકૃષ્ણુનો ભાગવતમાં જમુનાજીએ ચરણુસ્પર્શ કર્યો એમ લખ્યું છે, તેમ આમાં ગંગાજીની ઢબ લીધી. અરે! આવાં ખોટારાં કરવામાં પણ મૂઢ જેવા, તેને લોકો કેવી તરેહથી માને છે? શી મૂર્ખતા!! વળી બિચારી ગંગાજીને પણુ ખોટી ઠરાવી. ગંગાજીએ કહ્યું કે તે જગદ્વિજયી થશે. પણુ આ તો આફ્રિકા, અમેરિકા ને યુરોપનાં નામ સાંભળ્યા વગર વિદાય થયો એટલુંજ નહિં પણુ આખા હિંદુસ્તાનમાં માત્ર એકજ અત્યોરગામ તે પણુ પૂરૂં નહીં.

**પ્રશ્ન**—ત્યારે વલ્લભની માતાજીને વ્રજનાં સર્વે તીર્થોનું ધ્યાન થયું, તેથી તેમનાં દર્શન કરવા તેમનાં નેત્રમાંથી આંસુ પડ્યાં. ત્યારે વલ્લભાચાર્યે બગાસું ખાઈ મોંમાં વ્રજ દેખાડયું તેનું કેમ?

**ઉત્તર**—એ વાત ઈલ્લમાગારૂ એ પોતે મુઆ પછી બસોં અઢીસો વરસ પછી જે ગ્રંથ લખનાર થયો તેના કાનમાં આવી કહી ગયાં હશે. હું હમણાં કહું કે અમારા ફળિયામાં એક કૂતરો હતો. તેણે એક દહાડો બગાસું ખાધું, તેમાં વલ્લભાચાર્યની એકોતેર પેઢીના પુરૂષોને મેં જોયા. વળી એ પણ શ્રીકૃષ્ણે

મૃત્તિકા ખાઈ માતાને પોતાનાં મોંમાં ચૌદ લોક દેખાડ્યા એવું ભાગવતમાં લખ્યું છે, તેજ ચમત્કારની ચોરી કરી છે.

**પ્રશ્ન**—ત્યારે વારૂં કાશી વિશ્વેશ્વર મહાદેવ શ્રી આચાર્યજીનાં દર્શન કરવા આવ્યા અને પૂછ્યું કે "भगवन् कोऽयं वेश :" ત્યારે વલ્લભાચાર્ય બોલવા શીખ્યા નોહોતા, તો પણ કહ્યું કે "सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छात : करिष्याति" એટલે ઇશ્વર સર્વ સમર્થ છે તે પોતાની ઈચ્છા પ્રમાણે કરે છે. એ વાત કેમ?

**ઉત્તર**—કાશીવિશ્વેશ્વરની પાષાણની મૂર્ત્તિ માણસનો વેશ ધારણ કરી વલ્લભાચાર્યનાં દર્શન કરવા આવી, એ એવી વાત છે કે, માણસતો માંનીજ ન શકે! વળી જુવો કે વિશ્વેશ્વર મહાદેવ માનવા આવ્યો પણ એના શિષ્યો અથવા મહાદેવને માનનારા તો આજ સુધી પણ વલ્લભાચાર્યનાં દર્શન કરવા કોઈ આવ્યું નહીં. મને પણ યાદ છે કે હું છ મહીનાનો હતો ત્યારે મને હિમાલય પરવત મળવા આવ્યો હતો. પછી મારા ચરણ સ્પર્શ કરી ચાલ્યો ગયો. કોઈ પૂછે કે તેનો કોઇ સાક્ષી? તો વલ્લભાચાર્યના ચમત્કારોના જેમ એનો ગ્રંથ લખનારા સાક્ષી છે, તેમ મારો સાક્ષી હું પોતે. વળી એ વાત પણ "શ્રી કૃષ્ણકે દર્શન કરને આએ સદાસિવ ગોકુલમેં" એ પુરાણોક્ત વાતની ચોરી છે.

**પ્રશ્ન**—ત્યારે વલ્લભાચાર્ય ચાર મહીનામાં ચાર વેદને છ શાસ્ત્ર ભણ્યા તેનું કેમ?

**ઉત્તર**—એ જેમ યજ્ઞ નારાયણનો પાડો વેદ શીખ્યો તેમજ. એ તો લખનાર ભૂલ્યો કે ચાર મહીના કહ્યા, પણ એમ કેહેત, જે ભણેલાજ જન્મ્યા હતા, તોએ કોણ પૂછવા જાત? પણ વિચાર કરવો જોઇયે, કે જો એવો પેગંબર હતો, તો એક ગોકુળમાંજ જઈ માત્ર ચોરાશી સેવક કરત નહીં. પણ શ્રીમચ્છંકરાચાર્યની પેઠે બધે ઠેકાણે પુજાત. વળી લખ્યું છે કે એ વાત જોઈને બાપને આશ્ચર્ય ઉપજ્યું જે આ કેમ? ત્યારે તેને ભગવાને સ્વપ્નામાં આવી કહ્યું કે એ તો મારૂં સ્વરૂપ છે, તમે શું કરવા વિચાર કરો છો? હવે એમાં બારીક વિચાર કરવાનો છે તે એ કે, આ કામમાં જો લક્ષ્મણ ભટને આશ્ચર્ય થયું હોય, તો આગલી જે કુંડની વાણી, સ્વપ્નામાં ઉપરણો વગેરેનું મ-

ળવું, ભારદ્વાજનો સમાગમ, અને અગ્નિમાંથી બાળકનું મળવું. વગેરે વાતોના ગપાટાં તે ખોટાં હોય, તોજ લક્ષ્મણને એમાં આશ્ચર્ય થાય. લખનારે કહ્યું છે ઠીક આગળ હું. ને પાછળ હું વળી આમાં પણ કૃષ્ણ પંડ્યાને ઘેર છ મહિનામાં ભણી રહ્યા તેની ચોરી કરી તેમાંથી બે ઘટાડી એના ચાર કહ્યા છે.

**પ્રશ્ન**—હવે એવા ચમત્કાર તો ઘણાએ વર્ણવ્યા છે, પણ અસંભવિત હોવાથી તે ખોટા છે એમ વાંચ્યાથીજ નિશ્ચય થાય છે. વળી એક મહાપુરૂષને મોઢેથી સાંભળ્યું છે કે આપણા આર્યાવર્ત્તમાં કોઇનો મહીમા વધારવા સારૂ તેના લાગતા વળગતાઓ હજારો ચમત્કાર રૂપી આવરણ કરી મુકે છે; તો આપણે તે વિષે હવે વધારે લંબાણ કરવું પડતું મુકીને વલ્લભ વિદ્વાન કેવો હતો તે વાત કરિયે. ત્યારે કહો વલ્લભાચાર્ય વિદ્વાન હતા કે નહીં ?

**ઉત્તર**—તે વિદ્વાન નહિ પણ બહુશ્રુત, સાધારણ ભણેલા અને ચંચળ હતા. પણ એને વિષ્ણુસ્વામીના મહંતની પદ્દી મળવાથી સંપ્રદાય ચલાવવાનો વ્યાપાર શીખ્યા અને ત્યાંના કેટલાક ગ્રંથોમાં પોતાનું નામ બેસાડી ઠોકી દીધા છે. પણ જો મોટા વિદ્વાન હોત તો વેદ ઉપર ભાષ્ય કરત. અથવા બીજા કાંઈ ઉત્તમ ગ્રંથો કરત. તેવું કાંઇ નથી. એના ગોટા ગ્રંથો માત્ર બે દેખાય છે, તેમાં એક ભાગવતની ટીકા સુબોધિની, અને બીજું વ્યાસસૂત્ર ઉપર અણુભાષ્ય. એ કાંઈ મોટી વાત નથી. એવા તો પ્રાકૃતમાં પણ ઘણા કવિઓ થઈ ગયા છે, કે જેમણે મહાભારતના પણ તરજુમા કર્યા છે. અને એ પંડિતો પાસે પણ કરાવ્યા હોય, એવો સંભવ છે.

**પ્રશ્ન**—ત્યારે કૃષ્ણદેવ રાજાની સભામાં જીત્યા અને ત્યાંની બીજી મોટી મોટી અનેક વાતો કહેલી છે તેનું કેમ ?

**ઉત્તર**—એ વાત પુસ્તક લખનારે ગોકુળ મથુરા તરફ ચલાવી, કેમ કે તે વખતે ગોકુળમાં વિદ્યા નગરની ખબર લાવનાર કોઇ આવે તેમ ન હતું, પણ જો તેમજ હોય, અને કૃષ્ણ દેવરાજા એનો શિષ્ય થયો હોય, તો આ જે વિદ્યાનગર સલાગત છે, અને ત્યાં કૃષ્ણ દેવના વંશજો રાજ્ય કરે છે, તેઓ વલ્લભાચાર્યને ઓળખતા પણ નથી; એટલુંજ નહીં પણ ત્યાં તેની સંપ્રદાય પણ નથી, કોઇ વૈષ્ણવ નથી, એનું એકે મંદિર નથી, તેમ એક બેઠક સુદ્ધાં પણ ત્યાં નથી, ત્યારે એ ગપાટા નહીં તો બીજું શું ?

**પ્રશ્ન**—ભલા વિઠ્ઠલનાથજી નદીપાર આવી મળ્યા તે બાબતમાં તો કેટલોક ખુલાસો આવી ગયો છે. પણ શ્રાવણ મહીનાની એકાદશીને દહાડે, ભગવાને વલ્લભાચાર્યને દર્શન દીધાં તેનું કેમ ?

**ઉત્તર**—એ વાતનો પણ એનાજ ગ્રંથોથી ખુલાસો આવી ગયો છે કે, ઘડિકમાં પોતે ભગવાન બને છે, વળી ઘડિકમાં બીજા ભગવાન તેને દરશન દે છે. તો એ બધો બકવા સમજવો જોઇયે. કેફી માણસ જેમ બકે છે તેમ એ પણ છે. જુઓ ! વળી કહ્યું છે કે "અયોધ્યામાં શ્રી આચાર્યજી મહાપ્રભુજી ગયા, ત્યાં શ્રી રામચંદ્રજી મળ્યા તેઓએ વલ્લભાચાર્યને પૂર્ણ પુરૂષાત્તમાયનમ:" કહ્યું, ને વલ્લભાચાર્યે તેમને "મર્યાદા પુરૂષોત્તમાયનમ:" કહ્યું. તેથી હનુમાનજીને શંકા થઇ, તે રામચંદ્રજીએ નિવારણ કરી. હવે જુઓ એ બકવાદ છે કે નહીં. પુરાણ પ્રમાણે અઠ્ઠાવીસ લાખ વરસ રામચંદ્રજીને થઇ ગયાં. વળી તેમાં સાફ લખ્યું છે કે અયોધ્યાની બધી સૃષ્ટિ લઈને રામચંદ્રજી સધામ પધાર્યા. ત્યારે ૩૮૦ વરસ ઉપર વલ્લભને મળ્યા એવું લખ્યું છે, તે જંગલીમાં જંગલી જેવાને ઠગવા લખ્યું છે કે કાંઈ બીજું ? વળી ૫૦૦૦ વર્ષ ઉપર થઈ ગયલા વ્યાસજી અલકનંદા આગળ પરવતની ગુફામાં વલ્લભાચાર્યને મળ્યા અને બીજાઓ સારૂં ગુપ્ત થઇ બેઠા છે. તો શું વ્યાસજીએ જગતની ચોરી કરી છે ? કે કોઇને મોં દેખાડતા નથી ને વલ્લભાચાર્યને દેખાડ્યું ? વેદમાં ઇશ્વરી સૃષ્ટી સો વરસની લગભગ લખી છે. વળી ગિરિરાજ પર્વત ઉપરથી શ્રીનાથજીએ બુમ પાડી, તે વલ્લભાચાર્યે કાશી આગલ ઝાડ ખંડીમાં સાંભળી ! એ સંભવે છે ? તેથી આપણે સંભવ અસંભવનો વિચાર કરી એવા એવા લખનારાઓની કલ્પિત કથાઓ માનવી જોઇયે.

**પ્રશ્ન**—ત્યારે જગન્નાથજીમાં વાદવિવાદ કરી સહુને જીત્યા, ને વળી શ્રી જગન્નાથજીએ શ્રી વલ્લભાચાર્યના કહ્યા પ્રમાણેજ લખી આપ્યું, એ વાત કેમ ?

**ઉત્તર**—જગન્નાથજીનો પણ તે દહાડે રસ્તો એવો હતો કે વિદ્યાનગરની પેઠે એટલે છેટેથી ખબર કોઇ લાવી શકે નહીં. તેથી તે ગપાટો ચલાવ્યો છે. તે પણ વળી તે મુવા પછી પણ અગાઉ નહીં. ઉપરાંત જો એ વાત સાચી હોય, તો જગન્નાથજીવાળા બધા એમના સેવક હોવા જોઇયે. તે માંહેલું તો કાંઇજ નથી. બીજા સાધારણ લોકોને ત્યાં જેટલું માન છે તેટ-

લુંજ એમને છે. ત્યાં કોઈ વૈષ્ણવ નથી, ત્યારે એ વાત કેવી છે તે સહજ સમજાઈ શકશે. એ બધા બેવકુફ જંગલીઓને પોતાના ફાંદામાં ફસાવવાનાં ગપાટાં સમજવાં. બીજી કેટલીક એવી એવી વાતો અડાવી છે તેમ, એક જગાએ કહ્યું છે કે બંગાલ તથા સિંધ વગેરેમાં સ્મૃતિની આજ્ઞા ન હોવાથી વલ્લભાચાર્ય ગયા નહીં. પણ ત્યાં કેટલાક દૈવી જીવો હતા, તેમને દેશની હદપાર ઉભાં રહીને પોતાનાં ચરણની રજથી પવિત્ર કીધા. જુઓ બેવકુફાઈ, કે ચરણની રજ પાશેર કે અચ્છેર તે આખા પાંચસો હજાર કોશના દેશમાં ફેલાઇ ગઇ! એક ઠેકાણે લખ્યું છે કે એક વન હતું ત્યાં શ્રી આચાર્યજી પધાર્યા. પછી વનમાં ઘણાક દૈવી જીવો જનાવરને અવતારે હતા, તેનો ઉદ્ધાર કરવા માટે એક ટેકરી ઉપર પોતે બેહાને પોતાનો ચરણ સો જોજન લાંબો કર્યો, એટલે જે દૈવી જીવો હતા, તે ચરણની ગંધ લઈ સ્પર્શ કરી પાવન થઇ ગયા. એક ઠેકાણે લખ્યું છે કે, એક ગામમાં માયાવાદીઓએ એક દેવીને કુંભમા પુરી હતી. ત્યાં વલ્લભાચાર્ય ગયા તો દેવી લાજ કાઢી ઉભી રહી. એક દહાડો પોતા સારૂં ઓસડ અગ્નિને ખવડાવ્યું અને શરદી પોતાને મટી ગઇ. એક ઠેકાણે લખે છે કે, એક યવનનો ઘોડો નંદગામમાં મરી ગયો, તેથી તે યવન રડવા લાગ્યો. ત્યારે વલ્લભાચાર્યે તેને તેનો ઘોડો આકાશ મારગે જતો દેખાડ્યો. પછી તેણે પુછ્યું કે મહારાજ! આપનાં દર્શનનો મને લાભ શો? ત્યારે વલ્લભાચાર્યે કહ્યું કે તારો બીજે અવતાર ઉદ્ધાર થશે, તે પછી થઇ ગયો. આ ગ્રંથ લખનારે કદી આકાશ મારગે ઘોરો જતો વખતે ભ્રમથી દીઠો હોય પણ યવનનો બીજે જન્મે ઉદ્ધાર થયો, એ તેણે કેમ જાણ્યું તે સમજાતું નથી. વળી માત્ર પત્રાવલંબન ગ્રંથથી કાશીના બધા પંડિતોને જીત્યા, કરી લખ્યું છે. પણ તે બાપડાં પત્રાવલંબનને પંડિતોએ માન્યું નહીં. પણ ભાઈઓ! એવી વાતમાં પણ પોતાનો કકો ખરો કરવા ચુક્યા નથી, એમ આપણે કહિયે તો કહેશે કે એ તો દૈવી જીવ નોહોતા આસુરી હતા. તેથી શરણે આવ્યા નહીં. અંતે શ્રી સ્વામીનીજી એ ભાઈ સારૂ મુંઝાઈ રહ્યા હતા તેથી ત્રણ વખત આજ્ઞા કરી, જે હવે જલદી પધારો. ત્યારે શ્રી કાશીજીમાં અગ્નિની જ્વાલા થઇને અંતરધાન થઈ ગયા. એવી અનેક વાતો લખી છે તે બધી વિચારવાન પુરૂષો તરત સમજી શકે કે "गप्पं भवति." એમાં કંઇ માલ નથી.

**પ્રશ્ન**—ત્યારે ભલા, એમને વિષે કેટલાં પદો મોટા મોટા કવિઓએ ગાયાં છે. જેવાં કે:—

### ૧. સુરદાસજીયે ગાયું છે કે,

દ્રઢ ઇન ચરનન કેરો ભરોસો, દ્રઢ ઈન ચરનન કેરો. ટેક. શ્રી વલ્લભ નખચંદ છટાબિન, સબ જગમેં જુ અંધેરો. ૧ સાધન ઓર નહીં યા કલિમેં, જાસોં હોત નિબેરો. ૨ સૂરદાસ કહે દ્વિવિધ આંધરો, બિના મૂલકો ચેરો. ૩.

### ૨. રસિક પ્રીતમજીએ ગાયું છે કે,

વલ્લભહી કો ભરોસો, મોયે શ્રી વલ્લભહી કો ભરોસો. ટેક. અન્ય દેવકોં જાનો ન માનો, ઇનકો આસરો ખરોસો. ૧. કછુક બિચાર સમજ મન મેરે, બારબાર કહું તોસોં. ૨. રસિક સુધા સાગરકોં તજકેં, કયોં પીવત જલ ઓસો. ૩.

### ૩. કૃષ્ણદાસજીએ ગાયું છે કે,

તાહી કોં સિરનાઇયે. જોપેં શ્રી વલ્લભ પદ રજ રતિ હોય. કી જે કહા આની ઊંચે પદ, તિનસોં કહા સગાઇ મોય ૧. સારાસાર બિચારી મતો કર સુતાબિચ ગોધન લીયો હેં નિચોય, તહાં નવનીત પ્રગટ પુરૂષોત્તમ, સહજહી ગોરસ લીયો હેં બિલોય. ૨. જાકે મનમેં ઉગ્ર ભરમહેં શ્રી વિઠ્ઠલ શ્રી ગિરિધરદોય, તાકો સંગ વિષમ વિષહૂતેં, ભૂલે ચતુર કરો જિન કોય. ૩. તેજ પ્રતાપ દેખત અપને ચક્ષુ, અસ્મસાર જ્યોં ભિદેન તોય, કૃષ્ણદાસ સુત સુરતે અસુર ભયે, અસુરતેં સુર ભયે ચરનની છોય. ૪.

### ૪. વૃજાધીશજીએ ગાયું છે કે,

જે શ્રી વલ્લભ ચરણ કમલ શિરનાઈયે, પરમ આનંદ સાકાર સસિ સરસ મુખ, મધુરી વાણી ભક્ત જનન સંગ ગાઇયે. ૧. રાજ તમ છાંડિ મદસત્વકો સંગ હોય રાખિ વિશ્વાસ પ્રેમ પંથકોં ધાઈયેં, કહત વૃજાધીસ વૃંદા વિપિન દંપતિ, ધ્યાન ધરિ ધરિ હીયે દ્રગન સીરાઈયેં. ૨

### ૫. પદ્મનાભદાસે ગાયું છે કે,

શ્રી વલ્લભ એ સોઇ કરે ॥ ટેક ॥ જો ઇનકે પદ દ્રઢકર પકરે, મહા રસ સિંધુ ભરે. ૧. વેદ, પુરાન સુધરતા સુંદર, ઈન બાતન ન તરે ॥ શ્રી વલ્લભ

શ્રી વિઠ્ઠલ પદ તજકેં, ભવ સાગરમેં પરે. ૨. નાથકે નાથ અનાથકે બન્ધુ, અનુગ્રહન ચિત ન ધરે, પદ્મનાભકોં અપનો જાનકે, ડુબત કર પકરે. ૩.

૬ શ્રીદાસજીએ ગાયું છે.

સબનતેં શ્રી વલ્લભ નામ ભલો. ટેક. લીજે લીજે લીજે ના તર, કલયુગ કરત છલો. ૧. સમ દમ, તીરથ સદન શ્યામ ધન; તીરથ વૃથા ચલો, શ્રી વિઠ્ઠલ ગિરધર શ્રી નિધિ, રિધ સિધ પ્રબલો. ૨.

એ તો એક છ નમુના બતાવ્યા છે, પણ તેઓએ પદ તો ઘણાં ગાયાં છે. વળી એ શિવાય બીજા પુરૂષોત્તમજી, દ્વારકેશજી, વિષ્ણુદાસજી, હરિદાસજી, વ્રજભૂખણજી, ભગવાનદાસજી, ચતુરભુજદાસજી, છીતસ્વામીજી. માણેકચંદજી, રગીલદાસજી, વ્યાસદાસજી, પદમાનંદદાસજી, કુમનદાસજી, ગોવિંદ દાસજી, અને રામદાસજી વગેરે ઘણા કવિઓએ એમને ભગવાન તરીકે ગાયા છે, તેનું કેમ ?

**ઉત્તર**—ભાઇ કવિઓએ તો મુદ્દલ હિંદુસ્તાનનું સત્યાનાશવાળ્યું છે નાનાપ્રકારની રસાલંકાર મેલવી અસંભવિત નવી નવી કથાઓ બનાવી મુર્ખ લોકોને ઠગવાનુ એ એક મોટુ સાધન બનાવ્યું છે તેથી તે લખેલૂ છે એટલે ખરૂ છે એમ જે માને તેઓ ખરેખર ઠગાય છે તેથી બુદ્ધિમાને તો અવશ્ય પરિક્ષા કરીને માનવું અથવા છોડવું જોઇયે. કવિઓ તો પેટને વાસ્તે ચાહે તેમ લખે. એ તો માણુસને ભગવાન બનાવ્યા છે તે તમે જુવો છો પણ પથરાને ભગવાન કોણે ઘર્ણવ્યા છે? એ કવિઓએ કે બીજાઓએ ? વામમાર્ગમાં સ્ત્રીનાં ગુહ્ય સ્થળને ભગવાનવત્ પુજાવ્યું છે તે કવિઓએ કે કોઈ બીજાએ? ઇત્યાદિક અનેક ચીજોને પોતાનાં ઉદર નિમિત્ત વા અજ્ઞાનતાથી કવિઓએ પરમેશ્વર બનાવ્યા છે. કોઈ જાણે કે ધર્મ તત્ત્વ જાણીને બનાવ્યા હોય તેવું કંઈ નથી. " उदर निमित्तं बहु कृत वेशाः " એ કેહેવત પ્રમાણે ચાલનારા પણ કવિઓ ઘણા થઇ ગયા છે. હમણાં પણ જુઓ કે કોઇ સાધારણ માણુસ હોય, તેને કવિઓ પોતાને પૈસો મળવાની લાલચે રાજાથી પણ સરસ વખાણી નાખે છે. કોઈ સાધારણ રાજા પાસેથી પૈસો લેવો હોય, તો તેને ઇન્દ્ર, કુબેર અથવા વિષ્ણુની ઉપમા આપે છે. એ વિષે એક સંસ્કૃત ગ્રંથમાં લખ્યું છે કે, " कवयः किं न पश्यन्ति, किं न भक्षंति

कायसा:" હમણાં જુઓ સ્વામી નારાયણના કવિઓ સહજાનંદ મુવા પછી ઠોકવા મંડી ગયા છે, કે "भले प्रगट्यारे स्वामी सेहेजानंद, प्रगट पुरुषोत्तम श्रीहरि" તેવી રીતે કવિયોને વલ્લભાચાર્યના મતમાં પેહેલેથી "ઊટન મોમાં ઝાખરાં" પડ્યાં હશે. તેથી તેઓ ગાવા મંડી ગયા હશે. તેમાં એ લોકોમાં બીજો પણ શક પેદા થાય છે તે એ કે વલ્લભાચાર્યના વંશવાળા કેટલાક પછાથી કવિઓ થયેલા છે. તેઓએ બીજાનાં નામો નાખીને પદ કરેલાં હોય તો શું જાણિયે? કેમ કે તેઓનો એ વાતમાં મોટો લાભ રહ્યો હતો. તેનો એક પ્રત્યક્ષ દાખલો પણ છે કે સૂરદાસનું બનાવેલું એકે પદ વલ્લભાચાર્ય વિષે દીઠામાં આવતું નથી. પાછળથી કોઈએ ઉપર લખેલું પેહેલું પદ સૂરદાસને નામે જોડેલું હોય એમ સ્પષ્ટ દેખાય છે. તે એની વારતામાં તોડજોડ કરી પદ બેસાડયું છે તે ઉપરથી માલમ પડે છે. બીજો રસિક પ્રીતમ કહ્યો તે તો એક હરિરાયજી કરીને મહારાજ હતા; વ્રજાધીશ પણ મહારાજ હતા, પુરૂષોત્તમજી પણ મહારાજ હતા, દ્વારકેશજી પણ મહારાજ હતા, વ્રજભૂષણજી પણ મહારાજ હતા, એ વગેરે બીજા કેટલાએક મહારાજોએ પદ બનાવ્યાં છે તેઃ તેઓ કાંઇ પોતાના કામમાં કચાસ રાખે? એ તો ભાઈનાં મરણમાં જેમ કાંઇ બેન છાજીયાં લેવામાં કસર રાખે તેપ્રમાણે સમજવું. તેથી કેટલાક મહારાજો હશે અને કેટલાક ઉપર કહ્યા એવા પેટભરા કવિઓ હશે, તો તેઓ ગમે તેમ ગાઇ નાખે તેમાં કાંઇ આશ્ચર્ય નહિ. શ્રીકૃષ્ણ જેવા મહાપુરૂષને રંડુઓ બનાવી સ્ત્રીને પગે લગડાવ્યો છે તથા મહા દીન જેવો પદોમાં બનાવ્યો છે તે પણ એજ કવિઓ કે કોઇ બીજા કોઈ? તો એ વિષે આશ્ચર્ય કાંઇ પણ સમજવું નહીં.

**પ્રશ્ન**—ભલા એ પણ સમજાયું ખરૂં અને એ વાત ધ્યાનમાં બેશે છે પણ ખરી. પણ ત્યારે આવા એક સાધારણ પંથ ચલાવનારાના પંથમાં આટલાં બધાં માણસો કેમ સામેલ થયાં હશે?

**ઉત્તર**—કોઇ પણ પોકળ બાબતમાં મોહિત થઇને હજારો મૂર્ખ માણસ સામેલ થાય તે વિષે કાંઇ આશ્ચર્ય ન માનવું. મૂર્ખ માણસો હંમેશા બીજાની ખરી ખોટી બાબત વિષે વિચાર ન કરતાં સાચી માની તેને પૂજવા મંડી જાય છે. જુવો કેટલાક મૂર્ખ માણસો ઘોર વગેરેની પૂજા કરે છે. હજારો મૂર્ખો રસ્તામાં પથ્થર ઉપર સિંધુર લગાડેલું હોય તેને દેવ તરીકે માની પગે લાગે

છે. કેટલાંક મૂર્ખો કોઈકને મોઢેથી કોઈકના ખોટા ચમત્કાર સાંભળી માની બેશી તેને પણ પગે લાગે છે. એવી એવી રીતે અનેક તરેહની લુચ્ચાઈથી પ્રવર્ત્ત થયલા માર્ગોને મૂર્ખ લોકો માને છે.પણ તેઓ જ્યારે ખરેખરૂ સમજે છે અને વિદ્યા ભણે છે, ત્યારે ધુતારા માર્ગને માનવા મુદ્દલ ચાહાતા નથી. જુવો હમણાં યુરોપમાં જેમ જેમ વિદ્વાન થતા જાય છે તેમ તેમ ધીમે ધીમે પોપની જાલમાંથી છુટતા જાય છે. ત્યારે હવે વલ્લભાચાર્યના પુષ્ટી માર્ગમાં પણ ઉપર કહેલા મૂર્ખ સમ જાણીતા ચમત્કાર માનનારા મૂર્ખ લોકોજ છે.કે કોઇ બીજા છે? તેવિષે વિચાર કરી જુઓ. એઓનો પંથ કોઇ વિદ્વાન દેશમાં પણ નથી તેમ તેઓને માનનારામાં પણ મોટા વિદ્વાન નથી કોઇ મતલબસિંધુવાળો હોય તો ભલે બાકી કોઈ નથી. તે વિષે કોઈ પણ તપાસ કરશે તો જલદી ખબર પડશે. પેહેલાં જ્યારે એણે માર્ગ ચલાવ્યો ત્યારે ત્રીસ ચાલીસ ઘર કેવલ મૂઢ જેવાને પોતાના પક્ષમાં આસરે ૨૦ વરસમાં આણી શક્યો. તે તો હમણાં જોશો તો કોઇ સાધારણ વ્યાસ હશે તેને પણ એથી વધારે ઘર માનતાં હશે. પછીથી એઓએ ક્રમ જારી રાખેલો અને નવી નવી યુક્તિઓ બનાવીને મુર્ખ લોકોને પોતાને વશ કર્યા. વળી એમણે એક બીજી તજવીજ કરી તે એ કે.

**कुरंग, मातंग, पतंग, भृंग, मीनाहताः पंचभिरेव पंचः ।**
**एकः प्रमादी स कथं न हन्यते यः सेव्यते पंचभिरेव पंचः ॥**

દુનિયામાં પાંચ વિષય છે. શબ્દ, સ્પર્શ. રૂપ, રસ અને ગંધ. હવે એ પાંચ વિષયમાં એક એક ઉપર પ્રીતિ રાખનાર એક વિષયમાં પોતાનો જીવ આપે છે. જેપ્રમાણે હરણ શ્રવણથી મરે છે. હાથી હાથણી સારૂં મરી પડે છે. પતંગીયું તેજમાં પડી મરે છે. ભમરો સુગંધીમાં મરણ પામે છે. અને માછલું ખાવાની લાલચે મરે છે. તેપ્રમાણે માણસને તો એ પાંચે સંપૂર્ણ રસ મનમાં ઠસેલા છે, તે પાંચે રસ પુષ્ટી માર્ગવાળાએ પોતાના માર્ગમાં સંપૂર્ણ દાખલ કર્યા છે તેથી તે લાલચવાળા મૂર્ખ માણસો ફસાયા વગર રેહેતા નથી. બાકી જે વૈરાગ્યવાન, બુદ્ધિવાન, જ્ઞાની, વિદ્વાન અને ગુણવાન માણસો કદી એવા ફાંદમાં ફસાશે નહીં. કોઇ એમ સમજે કે એમને માનનારા કાંઇ મુર્ખ નહીં પણ સારાસારા શાહુકારો છે. તો તે વિષે જાણવું જે તે શાહુકારો પૈસા એ-

ળવવામાં ડાહ્યા છે પણ ધર્મની બાબતો તેઓ મૂળમાં કંઈ જાણતા નથી ને કોઇ દહાડો સાંભળતા પણ નથી અને પુરી શોધ પણ કરતા નથી. અને તેમ કરવાનો તેમને જોઇતો વખત પણ મળતો નથી.તેથી જે ધર્મની બાબત છે તેમાં તેઓ માએલો.મોટો ભાગ તદન અજ્ઞાન છે.ઉપરાંત પૈસાવાળાને તો વૈભવ ભોગવવો ગમે તેથી તેઓએ જાણી જોઈનેજ પોતાના ધર્મમાં ઉપર કહ્યા પ્રમાણે પાંચ વિષયો રાખ્યા છે. તેઓ ધર્મની બાબતમાં કેવા છે તે તેમના પંથસ્થોને પૂછી ખાત્રી કરવાથી તરત માલમ પડશે.તે ઉપરાંત તમે એમ સમજતા હોવ કે એના પંથમાં ઘણાં માણસો છે તો એ તમારી ભૂલ છે. બૌદ્ધ ધર્મમાં ત્રીસ કરોડ માણસ છે. ખ્રીસ્તી ધર્મમાં અઠ્ઠાવીસ ક્રોડ માણસ છે, આફ્રિકાના જંગલી ધર્મમાં ૧૭ ક્રોડ માણુસ છે, મહંમદીયાન ધર્મમાં ૧૫ ક્રોડ માણસ છે, વેદ ધર્મને માનનારા ૧૩ ક્રોડ માણસ છે, વામ માર્ગને માનનારા એક ક્રોડ માણસ છે, શિવમાર્ગને માનનારા પાંચ ક્રોડ માણસ છે, બીજી વૈષ્ણુવી સંપ્રદાયોને માનનારા ૩–૪ ક્રોડ માણસ છે. છેલ્લે સ્વામી નારાયણના સંપ્રદાયને માનનારા પણ ૫–૭લાખ માણસો છે. ત્યારે વલ્લભાચાર્યનો સંપ્રદાય જે ૩૭૫ થી૮૫ વર્ષ થયાં નીકળ્યો છે, તેમાં ૨૫૦૦૦ થી ૩૦૦૦૦ માણસો સાંભળ્યા પ્રમાણે છે તે કાંઇ ઝાઝાં કેહેવાય નહીં. એ સંપ્રદાય માત્ર કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત અને ગોકુળમાં પ્રખ્યાત છે, બીજે ઠેકાણે કોઈ ઓળખતું પણ નથી. માટે કદાચ્ ઘણા તે મતને માનનારા હોય તો પણ તે સાચો માર્ગ છે એમ કોઈ સમજુ માણસ માનશે નહીં. અને એમાં કાંઇ પણ આશ્ચર્યકારક વાત પણનથી. કચ્છમાં પણ હાલ છેક ૧૭૯૫ ની સાલમાં એઓનો પેહેલોપગદંડી પેઠો છે. તે છતા ઘણા લોકો એમને માનવા લાગ્યા તેથી એ સિદ્ધ થાય છે કે જ્યાં મુર્ખ ઘણા હોય તેઓને મનાવવાને માત્ર યુક્તિજ જોઇયે સત્યતાની જરૂર નથી.

એ પ્રમાણે વલ્લભાચાર્યનો ઈતિહાસ મારી સમજ તથા સ્મરણ શક્તિ પ્રમાણે લખેલો છે તેમાં કોઈ એ માર્ગવાળા ચુસ્ત માણસને ક્રોધ ઉત્પન્ન થાય તો તેણે મને ક્ષમા કરી ખરૂ જાણવાની ઇચ્છા હોય તો શોધ કરી પોતાનો ક્રોધ સમાવી નિશ્ચય કરી લેવો કે અમે જે પરમાર્થે ખરી તપાસ કરી એ બાબત જાહેરમાં મુકી છે તે ખરૂ છે કે ખોટુ.

# પુષ્ટીમાર્ગનો તથા તેના આચાર્યોનો ઇતિહાસ.

## ભાગ ૨ જો.

પ્રથમ ભાગમાં વલ્લભાચાર્યનો પોતાનો ઇતિહાસ આપણે પૂરો કર્યો. વલ્લભાચાર્યે જલ સમાધ લીધા પછી તેના બે છોકરા અને કેટલાએક શિષ્યો જે ત્યાં આવ્યા હતા તે આ બનાવ થયા પછી નિરાશ થઈ પાછા ગિરિરાજ પરવત પાસેનાં પોતાનાં રેહેઠાણુ આગળ ગયા. ત્યાં બધી ક્રિયા કરવી ઘટે તે કરીને પાછા પોતાના પંથનો વધારો કરવામાં ગુંથાયા અને પોતાને પરણવાની ઇચ્છાથી પૈસો એકઠો કરવા લાગ્યા.

હવે આપણે આગળ કહી આવ્યા છિયે તે પ્રમાણે ભોળા અને અજ્ઞાન લોકો આ પંથમાં થોડા થોડા વધતા ગયા અને મૂર્તિના પ્રચારથી પૈસો પણ આવતો ગયો. પછી તે બેઉ ભાઇઓને પરણવાની ચિંતા થઇ એટલે તે પ્રયત્નમાં લાગ્યા. કેહેવત છે કે "કાળાં માથાનો માનવી શું નહિ કરી શકે?" તે કેહેવત પ્રમાણે પછી ઉદ્યોગ કરી પૈસો ખરચ કરીને અને હરેક તરેહની લાલચ આપીને બેહુ ભાઈઓ પરણ્યા. એ વાત ઉપર કોઇને શક રહે તેમ નથી. કેમ કે આજ પણ એ પ્રમાણે બની શકે છે. પૈસાને વાસ્તે લોકો ગમે તેવું ખરાબ કામ કરે છે તો આ કામ કાંઈ મોટું નથી. જુઓ અગાઉ પણ કોઈ પંડિત કહી ગયો છે કે,

**कुलिनमपि संत्यज्य, वरंरूपवयोन्वितम् ।**
**वित्तलोभात्प्रदास्यांति, कुत्सितायनराःसुताम् ॥**

**અર્થ**—કુળવાન, રૂપવાન, અને જોઈએ તેવી અવસ્થાવાળા વરને મુકી ધનના લોભથી માણસો નિંદ્ય વરને દીકરી દેશે. આ ભવિષ્ય તેણે નજરે જોઇને શ્લોક કહ્યો હશે, તે પ્રમાણે એ લોકોનું થયું અને સંસાર ચાલ્યો. હવે જ્યાં એક ઘરમાં બે બાયડીઓ થઇ ત્યાં ટંટો થયા વિના રહે નહીં. એ રીત પ્રમાણે એ લોકોના ઘરમાં પણ ટંટાથી કુસંપ પેઠો. તેથી હરહંમેશ કજીઆ થાય.વળી દામોદરદાસ હરસાની વચ્ચે પડીને પતાવે;તો પણ ઉપર ઉપર રાખ નાખેથી કાંઇ અગ્નિ હોલવાય નહીં; પાછાં લાકડાં પડે કે જાગે; એમ કરતાં

કરતાં ટંટો વધ્યો અને બેહુને છોકરાઓ પણ થયા. પછી તો બેહુ ધણી પણાં માટે લડવા લાગ્યા. એક કહે પંથમાં માલેક હું અને બીજો કહે હું. પણ ગોપીનાથ મોટો તેથી કબજો દબાવી બેઠો હતો તેથી વિઠ્ઠલનાથજીકે જેને ગુસાંઈજી પણ કેહે છે તેણે દિલ્હીમાં પાદશાહ આગળ ફરિયાદ કરી. અને પછી બેહુ ભાઇઓ દિલ્હીમાં લડવા ગયા.હમણાં કેટલાક માણસો વિચાર કરે છે કે મહારાજો પોતપોતામાં લડી મરે છે એ ઠીક નથી. પરન્તુ તેઓ સમજતા નથી કે તે લોકોની વંશપરંપરાથી એ ચાલ ચાલી આવે છે. ત્યાં ચાર વરસ સુધી લડ્યા,પણ કાંઇ નિકાલ આવ્યો નહીં.પછી કંટાલી અંતે ગુસાંઇજીએ ગોપીનાથજીનાં માણસોસાથે મળી અથવા બીજી કાંઇ પણ તજવીજ કરી ને ગોપીનાથને રામશરણ પોંહોંચાડી દીધા હશે એમ સંભવે છે એ બાબત એ લોકો પોતાના ગ્રંથમાં લખે છે કે ગોપીનાથજી શ્રી જગન્નાથજીની યાત્રા કરવા ગયા, ત્યાં શ્રી બલ ભદ્રજીની લાકડાંની મુર્તી હતી તેમાં ગોપીનાથજી લીન થઇ ગયા. (પેશી ગયા) આહા! કેહેવુ પોકલ! શું દુષ્ટતા! સગો અને બાપને ઠેકાણે એવો જે મોટો ભાઇ તેને પૈસા સારૂ આ પ્રકારે કર્યું. એ મરણ પામ્યો એટલે લડવાની પીડા ગુસાંઈજીને ટળી અને ગોપીનાથની મરણ ક્રિયા બધી કરીને પાછો અન્યોરમાં ગયા. હવે શ્રીજીનાં મંદિરનો કબજો ગોપીનાથનાં હસ્તકમાં હોવાથી ગોપીનાથનો પરિવાર જે તેની એક સ્ત્રી તથા એક દીકરો પુરૂષોત્તમજી કરીને હતો તથા બે છોકરીઓ સત્યભામા તથા લક્ષ્મી કરી હતી તેના હાથમાં હતો. ગુસાંઇજી ગામમાં આવતાંજ ગિરિરાજ ઉપર શ્રીનાથજીનાં મંદિરમાં જવા લાગ્યા. પણ ત્યાં એક તો તેનો કબજો ગોપીનાથનાં કુટુંબ પાસે હતો અને વળી એના દુષ્ટ કૃત્ય વિષે બીજાઓ જાણીતા હતા તેથી બધાઓની એના ઉપર ક્રોધ દૃષ્ટિ હતી તેથી શ્રીજીનાં મંદિરમાં તેને આવવા દીધા નહીં.

હવે તો એ બે પ્રકારે પસ્તાવવા લાગ્યા. એક તો મોટા ભાઈને મારી નાખ્યો અને જે સારૂ માર્યો તે કામ તો સિદ્ધ ન થયું. પછી બહુજ ફીકર મંદ થઇ ઉદાસવૃત્તિમાં શોરંભ, ગોકુલ, યમુનાના કેટલાક તટો વગેરેમાં ફરવા લાગ્યા. તેઓ એક વખતે એક દહાડો ઘણીજ ઉદાસીમાં આચાર્યજીની બેઠકમાં બેઠા બેઠા રડતા હતા ત્યાં દામોદરદાસ જઇ પોંહોંચ્યા. પછી ત્યાં તેને પુષ્ટી માર્ગની મોક્ષગતિ કેમ થાય છે, તે સિદ્ધાંત દામોદરદાસે કહી બતાવ્યો. તે

પુસ્તક દ્વાદશકુંજ એ નામથી એ માર્ગમાં પ્રસિદ્ધ છે. પછી વિચાર્યું જે આમ રડવામાં કાંઈ વળશે નહીં. માટે કાંઇક ઉદ્યોગ કરિયે. પછી ખુબ યુક્તિથી ઉદ્યોગમાં મંડ્યા. અધિકારી, મુખિયા ભીતરિયા વગેરેને મળીને ખુબ તજવીજ લગાવી. હવે પ્રતિપક્ષમાં તો એક ગોપીનાથની સ્ત્રીને બાકી તો નાનાં છોકરાં તે શું ખટપટ કરી શકે !! તેથી એ ફાવી ગયા અને છ મહીના પ્રયત્ન કરી શ્રીજીનાં મંદિરમાં દાખલ થવાને સમર્થ થયા. છ મહીને દર્શનની પણ છુટી થઇ પછી, થોડી થોડી પોતાની સત્તા વધારતા ગયા અને કેટલોક વખત જાતાં ધારે ધારે મંદિર વગેરેનો કબજો પોતાના હાથમાં લઇ લીધો, અને ગોપીનાથનાંકુટુંબને ફક્ત અન્ન વસ્ત્ર મળે એવું કરી મુક્યું.

ગોપીનાથની સ્ત્રીએ વિચાર કર્યો કે હવે અમે બધા વિઠ્ઠલનાથના તાબામાં આવી પડ્યાં છિયે અને મારો છોકરો એકનો એક છે અને વિઠ્ઠલનાથ પાસેથી ભાગ માગે એવો એક એજ વારસ છે અને એ તેને તેથી કંટક જેવો લાગે છે. ત્યારે જે પોતાના ભાઇને કુટી મારવામાં ભુલ્યો નહીં તે ભત્રીજાની ગતિ કરવામાં ભુલશે નહીં માટે અહીં રેહેવું પુરૂષોત્તમજીને સલામતી ભરેલું નથી. એમ વિચાર કરી પોતાના દીકરા પુરૂષોત્તમજી જોડે મસલત કીધી અને તેનું પણ મત એજ ઠર્યું કે મારે અહીંયા રેહેવું સલામતી ભરેલું નથી.

પછી પુરૂષોત્તમજી અને તેની માએ વિચાર કર્યો કે ત્યારે કેમ કરવું ? પછી નક્કી ઠરાવ્યું જે પુરૂષોત્તમજીએ વિદ્યા ભણવાનું બાહાનું કરી કાશીએ જવું, પછી જેવાં પ્રારબ્ધ. પુરૂષોત્તમજીની માએ જેમ તેમ પડ્યાં રહી ગુજરાન કરવું. એ વિચાર નક્કી કરીને બે ચાર દહાડા વચ્ચે નાખીને પુરૂષોત્તમજીએ વિઠ્ઠલનાથ પાસે રજા માગી. તેને તો “ ભાવતું હતું ને વલી વૈદે કહ્યું ” જરા ઉપરથી આનાકાની કરીને કહ્યું કે ઠીક છે. ભલે તારી મરજી છે તો જા અને સારી રીતે ભણીને હુશિયાર થઇ આવ.

એ પ્રમાણે નક્કી થયા પછી પુરૂષોત્તમજી પોતાની માની રજા લઈ કાશી ગયો. ત્યાં ઘણાંક વર્ષ રહી સારો વિદ્યાભ્યાસ કર્યો. હવે જે સારી રીતે વિદ્યાભ્યાસ કરે તેની વૃત્તિ પણ ઘણુ કરીને શાંત થાય. વળી સંસારમાં કેવું સુખ છે તે પોતાના કાકાના ત્રાસથી જાણી લીધું હતું. વળી પોતે કેવા કુટુંબનો છે તે જાણીને વિચાર્યું કે આપણને કોઇ કન્યા આપશે નહીં. કદી કાકો મેહે-

રબાન હોય તો તો પૈસાને યોગે થઈ જાય; પણ તે તેને આશા ન હતી. એવા એવા કેટલાંએક કારણોનો વિચાર કરી તે બ્રહ્મચર્યાશ્રમમાંથીજ સન્યાશી થઇ ગયો. તેણે યોગેંદ્રનામના કોઇ સન્યાશી હતા, તેની પાસેથી દીક્ષા લીધી અને તેના શિષ્ય થયા. તે પુરૂષોત્તમજીનું નામ જગજીવન સ્વામી એવું તેણે પડચું. એની સન્યાશી થયા પછીની કથા ઘણીઓ છે. પણ એકવાર થોડી કથા વિઠ્ઠલનાથજીની ચલાવીને પછી આ પુરૂષોત્તમજીની કથા કહીશું.

હવે ગુસાંઇજીની આ પીડા તો સેહેજે ટળી. બાકી એની માને બે છોકરી ઓ રહી. પછી પુરૂષોત્તમજીની માને એણે રામ શરણ પોંહોંચાડી કે તે મોતે મુઇ તેનો બરોબર પત્તો લાગતો નથી ; તો પણ તે પુરૂષોત્તમજી ગયા કેડે તરતજ મરણ પામી એમ છે. હવે તો ગુસાંઈજી એકાએક સ્વતંત્ર થયા. વળી એને ગોપીનાથજીની બે છોકરી તે પણ તાબામાં મળી અને પંથનું કામ ધીરે ધીરે વધવા લાગું. આપણે પેહેલા ભાગમં કહી આવ્યા છિયે કે અજ્ઞાનીઓમાં આવા પંથનો વધારો થાય છે એમાં કાંઇ નવાઇ નથી. વામ માર્ગ કે જેમાં ભંગિયા સાથે ખાવું, મદ્યમાંસ અને વમન થયલો દુર્ગંધ પદાર્થ ખાવો અને નિંદ્ય જગાની પૂજા કરવી વગેરે અનેક અત્યંત ખરાબ બાબતો છે તેમાં પણ જંગલી માણસો સામેલ થાય છે, ત્યારે આવા "ઉપરકી તો આછી બની" જેવા પંથમાં અજ્ઞાનીઓ પ્રવેશ કરે એ કંઇ મોટી વાત નથી. પછી ગુસાંઈજીએ સંસાર ચલાવ્યો તેમાં ૧૫-૧૬ વરસમાં એને ૭ છોકરા તથા ચાર છોકરીઓ થઇ. ૭ છોકરા થયા તેમાં ૧. ગિરધરજી ૨. ગોવિંદરાયજી ૩. બાલકૃષ્ણજી, ૪. ગોકુળનાથજી ૫. રઘુનાથજી અને ૬. યદુનાથજી એ નામ હતાં. ચાર છોકરીઓનાં નામ શોભાવતીજી; યમુનાજી, કમલાવતીજી અને દેવકાંજી, હતાં. તેમજ સત્યભામાજી અને લક્ષ્મીજી એ બે ગોપીનાથજીની છોકરીઓ પણ તેનાજ હવાલામાં હતી.

એ પ્રમાણે ૭ છોકરા અને ૭ છોકરીઓ એનાં ઘરમાં થયાં. હવે તેઓને ઠેકાણે લગાડવાની ગુસાંઈજીને ફીકર પડી. પણ તેમાં એટલું ઠીક હતું કે ૭ છોકરાસાથે ૭ છોકરીઓ પણ હતી. પછી તેણે તજવીજ કરીને જરા જરા પોતાને મલતા આવે એવા કોઇ બ્રાહ્મણોને શોધી કાઢી તેને લોભ બતાવી પોતામાં તેમને ભેલી નાખવાને પ્રયત્ન કર્યો; અને તેઓની પાસેથી છોકરીઓ લઈને

પોતાની આપવી એવો તાલ મચાવ્યો. વળી તેઓને બીજી લાલચ આપી કે તમારા છોકરાઓને છોકરીઓ અમે આપશું એટલુંજ નહીં, પણ વળી તમારૂં પાલણ પોષણ પણ કરીશું. તે એવી રીતે કે ગુસાંઈજીના છોકરાના સસરાઓનુ પણ ગુસાંઈજી પુરૂ કરે અને છોકરીઓના સસરાઓનુ પણ ગુસાંઈજી પુરૂ કરે, એપ્રમાણે ઠરાવ્યું. આપણા આર્યાવર્ત દેશમાં આળસુ તો બહુજ લોક થઈ ગયેલાં, તેથી આવો મફતનો માલ મળતો હતો એટલે ઘણીજ તંગ અવસ્થાવાળા અને છોકરા છોકરીઓવાળાએ વિચાર કર્યો હશે કે આપણને ભીખ માગવાની પીડા ટળે છે ને છોકરા છોકરીઓને પરણાવવાના ખરચની પીડા પણ ટળે છે એમ વિચારીને આઠ દશ માણસ ઉપર કહેલા કરારની રૂએ આ લોકો સાથે સામેલ થયા એમ લાગે છે. પછી તેઓએ પોતાની દીકરી દીધી અને તેઓની લીધી. એ પ્રકારે તેઓનો સંસારનો ખટલો સારી રીતે સરંજામ પોંહોચ્યો. હાલ એ પ્રમાણે ઘણે ઠેકાણે બનતું પણ આપણે જોઈયે છિયે. કેટલાએક વાણીઆઓમાં દશા વીસાના ફેરવાળા માણસો એમ કરે છે, કેટલાએક ગરીબ માણસો પોતપોતામાં સામસામી સગાઇ કરે છે. કેટલાએક પૈસા લઇ વેચે છે તથા પૈસો ખરચી લે છે એ પણ સર્વત્ર પ્રસિદ્ધ છે.

એ પ્રમાણે કેટલાંએક ધરોને અંદર લીધાં તો ખરા પણ તેમાં તેઓને એક પીડા વલગી. કેમકે તેઓ તો પોતાને પણ આચાર્ય જેવાજ થયા એમ સમજે એટલે સાથે ભળી જાય તો વળી તેઓ પણ પૂજાય એટલુંજ નહિ પણ વખતે શિષ્યોને ભમાવે તે સારૂ એક તાલ શોધી કાઢ્યો અને તે દહાડેથી પોતાનું નામ મહારાજ એવું રાખ્યું અને સાથે ભલ્યા તેનું નામ ભટડા કરી રાખ્યું. એમાં તેમને પણ સમજાવવાની યુકિત રાખી છે કે “ आपको नाम हमट्ट करकें रखतेहें क्यों कीं आपने हरामको माल खानेके लिये किसीको डर नहीं रख कर हमसे मीले सो बडो बहादुरी ( भट्टाई ) कों काम कीयो. ” વળી એટલુંજ કરીને બેસી નહિ રહ્યા, પણ પોતાના બકરા શિષ્યોને સમજાવવા સારૂ પોતાના ચોરાશી, બસે બાવન, નીજ વારતા વગેરે ઘણા ગ્રંથોમાં લખી ગયા છે કે “ वैष्णव जो भटकेहाथको खाय तो बिटल जाय, तातें वाके हातको कछु खानो नहीं, भटडेसे वैष्णव बोले तो वाको दोष लगे,

તાર્તે બોલનો નહીં ” વગેરે અત્યંત તેઓની સાથે મળવામાં સખત મનાઈ કરેલી છે. એવું અપમાન સહન કરી તેઓ ભેળા રહ્યા છે તે ઉપરથી ભટડાઓ કેટલા હલકા હશે તેનું અનુમાન થઇ સેહેજ શકે છે.

એમ કહ્યું તેથી આ વૈષ્ણવો તો બિચારા પશુ જેવા કે “ડોસી તું કહે સો સચ” તે પ્રમાણે માની બેઠા એટલે તેઓ નિર્ભય થયા. આજ દિનસુધી વૈષ્ણવો ભટડાઓને કોઇ પણ રીતે માન આપતા નથી. ખરૂં છે કે અજ્ઞાન લોકો કદી લાંબો વિચાર કરે નહીં. જો લાંબો વિચાર કરવાનીજ શક્તિ હોય તો આમાંજ તેઓની કેટલી લુચ્ચાઇ છે તે તેઓને કેમ દેખાઈન આવે ? એમાં વિચારવાનું એ છે કે પોતે ભટડાઓ સાથે ખાય પીએ, બધી જાતનો વ્યવહાર કરે એટલુંજ નહીં પણ પોતાની છોકરી પણ પરણાવે ; વળી તે છોકરીને પગે લાગવાનું આપણને કહે ને તેને છોકરો આવે તો તે ભટડો થઈ જાય. તેવા સાથે આપણને વ્યવહાર કરવાની મના છે. એનો વિચાર કરે તો તરત દેખાઇ આવે કે આમાં કાંઈક લુચ્ચાઈ છે અને તે લુચ્ચાઈનો શોધ કરે તો તરત જણાય કે પોતાનું પોગળ ઢાંકવા આમ કર્યું હશે. કેમ કે જો ભટડા સાથે વૈષ્ણવો બોલે ચાલે તો સાચી વાત જણાઇ આવે. માટે પોતાનાં બકરાંઓને સમજાવ્યાની નાથ સારી ઘાલી મુકેલી દેખાય છે.

આજ દિન સુધી તે ભટડાઓનો વધારો થતાં એઓની સાથે ભળેલા રહેલા છે તો પણ જેમ ખચ્ચરને ગધેડા એકજ જાત હોવા છતાં એક મળતા નથી દેખાતા તેમ એઓ પણ એક રસ થઇ શક્યા નથી. અને પોતાના અસલ કરાર પ્રમાણે છોકરીઓ આપ લે કરે છે અને મહારાજો ઉપર વરતી પોતાનું ગુજરાન ચલાવે છે. પણ કાંઇ નવું કામ કરતા નથી.

એ પ્રમાણે તેઓનો જથો જામ્યો અને વિવાહ વગેરેનું કામ સેહેલું થયું અને સંસાર ધુમધોકાર વગર અડચણે ચાલવા લાગ્યો. પણ એઓની સાથે પેહેલાં ભળ્યા એટલાજ ભળ્યા પણ પછીથી કાંઇ વધારો થયલો દેખાતો નથી. તેનું કારણ એ જણાય છે કે જેઓ ભળ્યા હશે તેઓની ઉપર વધારે ધિક્કાર પડ્યો હશે અને બહુ દેશોમાં ખરાબ ચરચા ચાલી હશે તેથી બીજા ભળ્યા નહિ હોય. તેમ તેઓને પણ મેળવવામાં કાંઈ લાભ જેવું નહીં કેમ કે ઘણા ભળે તો કોઈને કોઈ લુચ્ચો નીવડે તો ખરાબી કરે વળી ઘણાઓને ખાવાનું આપવાને

પૂરૂં પણ પાડવું જોઈયે ઇત્યાદિ કારણોથી વધારો થયો નથી. પણ એવું થયાથી એક બીજી પીડા વળગી તે એવી કે સામસામા પરણતાં તેઓનો વંશ વૃદ્ધિ પામ્યો. તે એક બીજાના મામા ભાણેજ થાવા લાગ્યા. ત્યારે પછી એક નવો ચાલ પોતામાં ઘાલ્યો તે એ કે ભાણેજ મામાની દીકરી પરણે તે ચાલ હજીસુધી ચાલ્યો આવે છે. એ ઓ તો એથી પણ વધારે સગપણમાં લગન કરવાને ભૂલે નહીં પણ લોકોની બીકથી આટલેજ અટક્યા છે. યદુનાથજી મહારાજે સ્વધર્મ બોધક નામનાં પુસ્તકમાં લખ્યું છે કે "પુત્રી છે તે આપણું નીપજાવેલું ફળ છે તે ફળને આપણે ભોગ કરવામાં કાંઈ દોષ દેખાતો નથી. પણ શાસ્ત્રમાં ના કહી છે તેથી આપણે કરી શકતા નથી" એ પ્રમાણે લખ્યું છે.

ગુસાંઈજીના છ છોકરાનું આપણે ઉપર વર્ણન કર્યું છે. તે પછી એક સાતમો અને છેલ્લો છોકરો ઘનશ્યામજી તે ગુસાંઇજી ૫૬ વરસના થયા ત્યારે આવ્યો. એ પ્રમાણે એઓને પોતાને છોકરા છોકરી થયાં તેનો વિવાહ પરણુવાનો ઉપર લખેલો બંદોબસ્ત થયો.

હવે અહીં આપણે ઉપર કહેલા ગુસાંઇજીના ભાઈ ગોપીનાથજીનો છોકરો જે પુરૂષોત્તમજી કરીને હતો, તે કાશીમાં ભણીને યોગેન્દ્ર નામના સન્યાશીનો શિષ્ય થઇ પોતાનું નામ જગજીવન સ્વામી કરી રાખ્યું હતું તેની થોડીક કથા બાકી રહી છે તે કરિયે. એ સ્વામી થયા પછી વિચાર કરવા લાગ્યો જે મારા કુટુંબીઓ પાખંડમાં પડ્યા છે અને ઠગાઇ કરીને પૈસો મેળવે છે તેથી અંતે નરકમાં પડશે એટલુંજ નહીં પણ લાખો માણસો તેઓની કુસંગતથી પ્રતિમાદિક પાખંડ પૂજન કરી અજ્ઞાનતામાં રહી નરકના અધિકારી થશે, તે સારૂ તેવા પાખંડીઓનો ઉદ્યોગ નિરફળ થાય તેમ કરૂં. જેથી અજ્ઞાનીઓની શુદ્ધ ઠેકાણે આવી તેઓ યોગ્ય માર્ગે ચઢે.

એવો વિચાર કરીને તે પોતાના ગુરૂ યોગેન્દ્ર પાસે ગયો અને પોતાના મનનો અભિપ્રાય તથા તે ઉપર કરેલો ઠરાવ બધો કહી સંભળાવ્યો. તે સાંભળી ગુરૂએ કહ્યું કે તું સંન્યાશી થયો હવે તારે અને સંસારને કાંઈ લાગે વળગે તેવું નથી, માટે એ તારા વિચાર સ્તુતિપાત્ર નથી. ત્યારે જગજીવને કહ્યું કે એક તો મારૂં કુટુંબ તેને વાસ્તે મને સહજ કાળજી ઉત્પન્ન થાય. વળી આ-

પણે સન્યાશીને લોકોનું કલ્યાણ કરવું જોઇયે તો તે આ કામમાં થાય એવું છે માટે આપે મને આજ્ઞા આપવી જોઇયે.

પછી યોગેન્દ્રસ્વામીએ વિચાર કર્યો કે વાત તો ખરી છે. તેથી જગજીવનને કહ્યું કે એ મોટુ કામ કાંઇ તારા એકલાનું નથી. એમાં તને સાહેતા કરે એવા બીજા માણસો પણ જોઇયે. પછી તેનો વિચાર કરીને સ્વામીએ કહ્યું કે ઠીક છે. આપણો શિસ્ય વર્ગ છે તેમાંથી આસરે પચાસ જણ તમે તમારી સાથે લઇ જજો અને તમે જે કરો તે બરાબર યુક્તિપૂર્વક અને ઠીક તથા આપણને આગલ જતા દુ:ખ ન થાય એવો પ્રયત્ન કરીને યોગ્ય કામ કરજો.

પછી કેટલાએક દહાડા વચમાં કાઢી તેની ગોઠવણ કરી ગુરૂએ પચાસ શિષ્યોને હુકમ કર્યો કે તમે જગજીવનની સાથે જાવા તૈયાર થાઓ. તે લોકોએ કહ્યું કે અમે તૈયાર છિયે. ખોટી માત્ર હવે આપની આજ્ઞાની છે. કેહેવત પણ છે કે "બાવો ઉઠયો ને બગલમાં હાથ" ગુરૂએ આજ્ઞા આપી કે ભલે કરો ફતેહ. તેઓને વિલંબ કેહવો એટલે બીજે દહાડે સવાર પડતાં બધા ગામ બહાર નીકળી પડ્યા.

પછી પોતપોતામાં વિચાર કર્યો કે આપણે કેવી રીતે કરવું? બધાની જુદી જુદી મસલત લઇને એક ઠરાવ કર્યો; તે એવો કે જગજીવને અસલ વેશમાં કાકાને ઘેર જવું અને ત્યાં તરેહવાર યુક્તિઓ કરીને જેમ તેઓની વધારે ફજેતી થઈને પાખંડ બંધ પડે તેવા ઉપાયો કરવા. બીજુ તે સાથે તેઓએ જેવી પુષ્ટી મારગની મુરતીઓ છે તેવી બનાવવી અને મથુરા, વૃંદાવન વગેરેમાં જવું અને પછી જગજીવનની તરફથી સંદેશો આવે એટલે તે મુરતીઓનાં પગમાં દોરડાં બાંધીને રસ્તામાં ધસડવી. ઈત્યાદિ ઠરાવ કરીને રસ્તે ચાલતા થયા.

હવે જગજીવન બે ત્રણ માણસો લઇને અન્યોરમાં ગયો. કાકાને જઈ પગે લાગ્યો. એને જોઈ મનમાં તો બલી રાખ થઈ ગયો પણ બાહારથી ખુશાલી દેખાડ્યા વગર છુટકો નહીં. "ભલે આવ્યો" એમ કહી તેના વિદ્યાભ્યાસ સંબંધી હકીકત પૂછી. એણે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. તેથી પેટમાં ફાળ પડી કે સારી પેઠે વિદ્વાન થયલો છે; ને વળી આપણે જેને " प्रछन्न बौद्धोसि " " भ्रांतोसि "વગેરે વિશેષણો દીધાં છે એવા જે શંકરાચાર્ય તે-

નો સિદ્ધાંત ભણી આવ્યો છે. તેથી ગમે તેમ હોય પણ તેને રાખવાવગર આ- પણો છુટકો નહીં. હમણાં જો કદી એનું અપમાન કરિયે તો લોકોની લાગણી એના તરફ બહુ ખેંચાય એ પ્રમાણે નિશ્ચય કરી તેને સારી રીતે રાખ્યો.

પછી જગજીવને વિચાર કર્યો કે એની ફજેતી થાય એવો ઉપાય કરવો. હવે ફજેતી કેમ કરવી તે વિષે ગોઠવણ કરીને તેણે એક રસ્તો લીધો તે એ કે એ લોકોની મૂર્તિને ભોગ ધરાય ત્યારે એક માણસ મંદિરમાં છવાઇ પછવાડે બેસતો હતો તે બેસવાનું જગજીવને માગી લીધું, તે પ્રમાણે તે દરરોજ બે- સવા લાગો. હવે તે જગાએ જગજીવન શું કરતો કે ઠાકોરજીને જે સામગ્રી ધરી હોય તેમાંથી ઊંચી ઊંચી ચીજ હોય તે પોતે જમી જતો. એક બે દહાડા તો ભીતરીયો વિચારમાંનો વિચારમાં કંઈ બોલ્યો નહીં. પછી ત્રીજે દહાડે છુપીને જોયું તો ભાઈ ખુબ ચઢાવવા મંડ્યા હતા. આને તો વિચાર થયો કે હવે કરવું શું ? જાણ્યું જે આપણે છુપાવી શું તો કોઈક દહાડો આપણી ઉપર દોષ આવશે, માટે તેણે ગુસાંઈજીને કહ્યું કે મહારાજ ! પુરૂષોત્તમજી આવી રીતે જમી જાય છે, તેનો બંદોબસ્ત કરવો હોય તો કરજો. મેં નજરે જોયલું છે હવે મારી માથે દોષ નથી. આ વાત સાંભળી ગુસાંઈજી ફિકરમાં પડ્યા. કેમ કે પુરૂષોત્તમજીને જો કાંઈ કેહેવા જાય તો તે ફજેતી કરે ને જો ન કહે તો કોઈક દિવસ એવી વાત સેવકોમાં બાહાર પડે તો પાખંડ જણાઈ આવે કેમ કે તેઓ જાણે કે એ મૂર્તિઓમાં અમનેજ ભાવ દેખાડે છે બાકી પોતે તો ભોગમાંથી પણ આરોગવા મંડી જાય છે.

એ વિચાર કરીને ગુસાંઈજીએ એક યુક્તિ શોધી કાઢી તે એ કે વૈષ્ણ- વોમાં ઉલટી આપણને અનુકૂળ વાત કાઢવી. એવી રીતે કે શાગરીદો માર- ફત ફેલાવવું કે આપણા શ્રી ઠાકોરજી તો આપણને સાક્ષાત્ સાનુભાવ જણાવે છે ને સામગ્રી ભોગ ધરિયે છિયે તેમાંથી કેટલીક સાક્ષાત્ પોતે આરોગી જાય છે. અને ગ્વાલબાળોને પણ દેયછે. એ વાત શ્રીજીની પ્રાગટ્ય વારતામાં ખુલ્લું લખ્યું છે કે શ્રીજીને ગ્વાલબાલકું આઠ લાડવે દીયે. ઇત્યાદિ ગપ ફેલાવવી. એમ વિચાર કરીને પોતાનો જે ભીતરિયો ખબર લાવ્યો હતો તેને કહ્યું કે જે ખરી વાત છે તે તારે કોઈને કેહેવી નહીં ને આવી રીતનો ગપાટો ઉઠાવવો. તે પ્રથમ બધાં આપણાં માણસો છે તેને કેહેવો પછી બીજાને. એટલે

આપણો મહિમાં પણ વધે, એપ્રમાણે પાંખડ કીધાથી લોકોને ચમત્કાર જણાયો અને અજ્ઞા-નીઓમાં ચરચા ચાલી કે અહીં તો શ્રીઠાકોરજી આપો-આપ પધારીને ભોજન કરે છે. એ યુક્તિથી મહિમા બહુ વધ્યો. અને તેથી હવે જગજીવનને તો "લેને ગઇ પૂત ને ખોઆઈ ખસમ" જેવું થયું. તે કરવા ગયો ફજેતી તેમાં ઉલટો મહીમા વધી પડ્યો. ત્યારે તો જગજીવન મુઝાયો કે હવે કેમ કરવું? પછી યુક્તિ કરીને કાકાને કહ્યું કે મારે તો તમા-રાથી જુદું થવું છે માટે મારી પાંતીની તમારી અડધી મીલકત વાંટી આપો. એ વાત સાંભળી ગુસાંઈજી ગભરાયા અને વિચાર કરીને કહીશ એવો ઉત્તર આપ્યો.બે ચાર દહાડા ખુબ વિચાર કર્યો તોપણ કાંઇ ધ્યાનમાં બેશે નહીં તેથી પુરૂષોત્તમજીને જવાબ આપે નહીં.પુરૂષોત્તમજીએ-બે ચાર વાર પૂછ્યું પણ કાંઇ ઉત્તર મળે નહીં. તેણે પછી એક તજવીજ કરી તે એ કે એ લોકોનાં મંદિરમાં કેટલીએક મૂર્તિ હીરાની આંખોવાળી હતી તથા કેટલીએક પોકળ હતી તેમાં ઝવેરાત ભર્યું હતું તેવી પાંચ સાત કિમતી મુરતીઓ એક દહાડો શયન સમય પોતાનાં ગજવામા મુકી દીધી. રાત્રે કાકાને કહ્યું કે તમે મારો ખુલાસો કરતા નથી તો હવે તમારા ધ્યાનમાં આવે તેમ કરો. હું આજે મથુરા તરફ ફરવા જાઉં છું ત્યાંથી આવતું ત્યાંસુધી મને રસ્તો કરી આપવાનું ધારી રાખ જો ગુસાંઈજીએ કહ્યું કે ભલે જા ને તું આવીશ ત્યાંસુધીમાં વિચાર કરી રાખશું.

પુરૂષોત્તમજી રાત્રે ચાલ્યા તે મથુરામાં પોતાની મંડળી હતી તેને જ-ઈ મળ્યા અને બનેલી હકીકત સર્વે કહી. અહીં ગુસાંઈજીનાં મંદિરમાં સવારમાં મંગળા થઇ. અને મુખિયા, ભીતરિયા, લાલબાવા વગેરે મંદિરમાં જોય છે તો કિ-મતી મુર્તીઓ મળે નહીં. એપ્રમાણે જોઈને તેઓ ગાભરા પડ્યા અને તરત ગુસાંઈજીને કહ્યું કે આમ થયું.ગુસાંઇજીએ જાણ્યું જે આ કામ જગજીવનનું છે. પણ હવે હોહા કરીશું તો આપણી ફજેતી થશે માટે બધાઓને હુકમ કર્યો કે તમારે આ બાબત કાંઈપણ કેહેવું નહીં. આપણી એક કેહેવત છે જે "કુટણ મુઠી ખુણે રૂએ" એ કેહેવત પ્રમાણે ગુસાંઈજીને નાચારીએ કરવું પડયું અને અંતે છાનામાના બેસી રહ્યા.

જગજીવને ત્યાં જાસુસ રાખ્યો હતો તે દ્વારાએ તેને ખબર મળી કે આ લોકોએ તો આ વાત આવી રીતે માંડી વાળી છે. ત્યારે પછી જગજી-

વન તથા તેના મળતીયા વગેરેએ મળીને વિચાર કીધો કે હવે ફજેતી કેમ કરવી. તે વિચાર કરીને એ લોકો જે મુર્તીઓ લઇ આવ્યા હતા તેને બીજે દહાડે પગમાં ને ગળામાં દોરડાં બાંધીને રસ્તામાં ઘસડવા લાગ્યા ને પુષ્ટીમાર્ગ વિષે ગમે તેમ બોલવા લાગ્યા. એમ થવાથી ત્યાં જે પુષ્ટી માર્ગીય વૈષ્ણવ રહેતા હતા તેઓએ અન્યોરમાં દોડી જઈને બધી વાત કહી. એ વાત સાંભળીને ગુસાંઈજી વગેરેને અત્યંત ક્રોધ ચઢ્યો ને જાણ્યું જે, જે ફજેતીથી આપણે બીતા હતા તે તો આ લોકોએ અંતે કરી. હવે ડરવું નહીં અને એ લોકોની સાથે કાયદા પ્રમાણે લઢવું. પછી બોકડાંઓને તો સમજાવવા ભારી નથી.

એમ વિચાર કરીને તેઓ મથુરા ગયા. અને ત્યાંના હાકમ પાસે ફર્યાદ કરી કે અમારો ભત્રીજો અમારા ઘરમાંથી ચોરી કરીને ભાગી ગયો છે એટલુંજ નહીં પણ વળી અમારી મૂર્તિઓને રસ્તામાં દોરડાં બાંધી ઘસડે છે. પછી તે હાકેમે જગજીવન વગેરેને તેડાવી મંગાવ્યા. તેઓ ત્યાં ગયા અને રાજાએ તેઓના ઉપરનો ગુનાહ કહી સંભળાવી બધી હકીકત પૂછી. તો જગજીવને કહ્યું કે હું એનો ભત્રીજો થાઉંછું અને મારો બાપ મરણ પામ્યો છે.એની પાસે મારો ભાગ મેં માગ્યો તે એણે આપ્યો નહીં. તે સારૂ મેં મારા હિસ્સાની મૂર્તિઓ મને પસંદ પડી તેવી ઉપાડી લઇ આવ્યોછુ. હવે તે મુર્તિઓને હું ગમે તેમ કરૂં હું પોતે તેનો માલેક છું. તે વાતમાં એને કાંઇ પુછવાની જરૂર નથી. હાકમે ગુસાંઇજીને પૂછ્યું તો એની પાંતીની વાતતો એનાથી ના પડાય નહીં. પણ એ ચોરી કરીને લાવ્યો માટે તેને પુછવું જોઇયે અને અમારે તો જીવ પ્રાણથી પણ પરમેશ્વરની મૂર્તિઓ ઉત્તમ છે. એમ હાકમને સમજાવ્યું એ પણ ખરી વાત કે તેઓના સારા દહાડા મુર્તિઓ થકી થયા હતા. રાજાએ જગજીવનને પૂછ્યું કે આ ચોરી લાવ્યાની વાતખરી છે? જગજીવને કહ્યું કે સાહેબ! મેં કાંઇ ચોરી કરી નથી. પણ મારા ભાગને પેટે જે મીલકત મારા હાથમાં આવી તે મેં મારા કબજામાં કરી છે. હવે જો મારી પાંતી આપે તો હું મુર્તિઓ સ્વાધીન કરૂં. વળી આપ સાહેબને મારે બે વાતો એકાંતમાં કેહેવાની છે. રાજા કહે ઠીક છે. કહો. પછી બે જણા એકાંતમાં ગયા અને ગુસાંઈજીની કેટલી લુચ્ચાઇ છે।તથા કેવાં પાખંડ કરી લોકોને ઠગે છે તે બધું સવિસ્તર વર્ણન કરી સંભળાવ્યું. પછી શાસ્ત્રમાંથી

શ્લોક કાડી બતાવ્યો જે પાખંડી માણસને રાજાએ કદી મદદ કરવી નહીં. પણ દંડ દેવો ને કદી તેમ ન કરે તો તેનું પાપ રાજાને ભોગવવું પડે છે.

**राजा राष्ट्रकृतं पापं राज्य पापं पुरोहितं**
**भर्त्ताच स्त्री कृतं पापं शिष्य पापं गुरुस्तथा**

**અર્થ**—રૈયત પાપ કરે ને રાજા તેનો બંદોબસ્ત ન કરે તો તે પાપ રાજાને ભોગવવું પડે. વગેરે રાજાને સમજાવી કહ્યું પરન્તુ તેણે જવાબ દીધો કે એ વાત ખરી, પણ એનો કાંઇક દાખલો હું નજરે જોઉં તો તે માનું. ત્યારે જગજીવને કહ્યું કે જુઓ એ લોકો મૂર્તિને વાસ્તે કેટલો કલ્પાંત કરે છે. હવે એ કલ્પાંત મૂર્ત્તિ સારૂ નથી પણ તેમાં કેટલુંક ઝવેરાત ભરેલુ છે તેને સારૂ છે. તેઓની જેવી મૂર્ત્તિ હતી તેની સઘલી વાત રાજાને કહી સંભળાવી. રાજાએ કહ્યુંકે એ સઘલુ સત્ય નથી દેખાતું. જગજીવને કહ્યું કે તેનું હું પ્રત્યક્ષ પારખું તમને બતાવવા તૈયાર છું. મારીપાસે બીજી એના જેવીજ નક્કર પીતળ વગેરેની મૂર્ત્તિઓ પણ છે તે હું સામી કરીશ. પછી તમો જોઇ લેજો. રાજાએ કહ્યું કે ઠીક છે તે પ્રમાણે તમે કરો. જગજીવને કહ્યું કે તમે એને કહો કે એ એની પાંતીના કેટલા રૂપીયા મને આપે છે તો પછી જોઇ લેજો કે મૂર્તિમાં ઝવેરાત છે તેટલું અથવા તેથી ઓછું નાણું આપતા કહેછે.

પછી બેહુ ગામ બાહાર નીકળ્યા. હાકમે ગુસાંઈજીને કહ્યું કે પુરૂષોત્તમજીના ભાગનું જરૂર નહી થવું જોઇયે. એટલે તરત ગુસાંઇજી બોલ્યો કે હું તૈયારછું. પછી ભાંજગડ કરતાં કરતાં તેઓ જગજીવનના કેહેવા પ્રમાણેજ બોલ્યો કે આટલી રકમ આપીશુ.ત્યો રાજાએ કહ્યું ઠીક છે. તમે તે રકમ મંગાવો અને જગજીવન મૂર્ત્તિઓ મંગાવે. ગુસાંઇજીએ ઘણી મુસ્કેલીથી પોતાપાસેથી તથા શિશ્યોની પાસેથી એકઠા કરી પૈસા ત્રણ ચાર રોજમાં લઇ આવ્યા. એટલે જગજીવનને તેડાવ્યો. પછી જગજીવન જે વગર ઝવેરાતની મૂર્તીઓ હતી તે રાજાની ખાતરી કરવા લઇને ત્યાં આવ્યો.

રાજાની સમક્ષ તેણે મૂર્તિઓ હાજર કરી. ગુસાંઇજી વાળાઓએ મૂર્ત્તિઓ હાથમાં લીધીને જ્યાં જોયું ત્યાં હીરા માણેકવાળી મૂર્તિ ન મળે પછી તો રાજાની આગળ ધામધુમ કરવા લાગ્યા કે આ મૂર્તિઓ અમારી નહીં ને એ-

તો જૂઠીછે,ને આ માણસ ઘણી લુચ્ચાઇ કરેછે વગેરે કહી ઘણોજ બકવા કરવા લાગ્યા. હાકમે કહ્યું કે ભાઇ! તમારી મૂર્તિઓ બધી સરખીજ હોવી જોઈયે. કેમકે જો એ મૂર્તિઓ ભગવાન હશે તો આ મૂર્તિઓ પણ ભગવાન હશે.માટે તમે તકરાર ફોકટ કરોછો. તોપણ આતો જાણે ન ખોદ ગયું હોય તેમ ધાંધળ તથા કલ્પાંત કરવા લાગ્યા. ત્યારે જગજીવને હાકમને કહ્યું કે જુઓ સાહેબ મેં વાત કરી તે ખરી કે નહીં ? હાકમે પણ જોયું કે આ માણસ પૈસાને વાસ્તે આમ કરેછે અને તે જરૂર પાખંડ ચલાવતો હશે તે કારણથી તેણે ખૂબ ગુંસાઈજીને બે આબરૂ કર્યા અને તાકીદ કરી જે તમે આવા આવા પ્રકારનાં પાખંડ ચલાવશો તો તમને શિક્ષા થશે, હમણાં હું તમને મૂર્તિઓ અપાવુંછું પણ હવે પછી ફરિઆદ થઈ તો તમારી એકદમ ફજેતી કરી ગામ બાહાર કહાવી મૂકીશ.

પછી તેને તેની મૂર્તિઓ અપાવી અને જગજીવનને પૈસો આપાવ્યો. ગોસાંઇજી તથા તેના પંથની ઘણીજ દુર્દશા થઈ. આમ થવાથી ગુંસાઈજીએ જાણ્યું જે આપણો માર્ગ આપણાથી ચૂંથી નખાય નહીં અને રહીયે તો પાખંડ કર્યા વગર છુટકો નથી તે કરશું તો પછી નાચારીએ દેશ છોડવો પડશે તો પૂરી રેવડી થશે. ઈત્યાદિ ઇત્યાદિ વિચાર કરીને ગુજરાત તરફ રવાના થઈ જવાનો વિચાર કર્યો. (જેમ અહીં જદુનાથ મહારાજે લાઇબલકેસ પછી હેદરાબાદ જાવાનો વિચાર કર્યો હતો તેમ )

બે ચાર દહાડા ગિરિરાજ અન્યોર વગેરે સ્થળોમાં રહી સેવકોને સારીરીતે ભલામણ આપીને પોતાની ફજેતી થઇ હતી તે ઢાંકવાની યુક્તિઓ શીખાડી. અને સંવત ૧૬૧૩ ની સાલમાં ગુજરાત તરફ પ્રયાણ કર્યું. અને અહીં તો "પીર મુરીદે મલતાજ હતા."

હવે જગજીવને શું કર્યું કે તે હાકમને સારી રીતે બોધ આપ્યો અને તેના મનમાં પક્કેપણે ઠરાવી રાખ્યું કે એજો પાખંડ કરે તો તમારે તેને શિક્ષા કર્યા વગર છોડવો નહીં. પછી જગજીવનનાં મનમાં નિશ્ચય થયો કે આ હાકેમ છોડે તેવો નથી ને ગામમાં ફજેતી પણ સારી રીતે થઈછે. હવે એ પાખંડ ચલાવતાં ડરશે ખરો. પછી થોડા દહાડા તે જગજીવનની જમાત મથુરા, વૃંદાવન વગેરેમાં રહી.અને જગજીવને વિચાર્યું જે આપણે જોઇયે તો ખરા કે એ

શુ કરેછે? પછી અન્યોર તથા ગિરિરાજ તરફ ખબર કાઢવા તેણે એક માણસ મોકલ્યો. તેણે આવી ખબર આપી કે ગુસાંઇજી તો કેટલા દહાડા થયા ગુજરાત તરફ રવાને થયાછે. બાકી ત્યાં સર્વે કુટુંબ વર્ગ છે.

એવું સાંભળીને જગજીવને જાણ્યું જે આપણે જે કરવાનું હતું તે તો થયું. અહીં ફજેતી પણ ઠીક થઇ. હાકમનાં પણ ધ્યાનમાં વાત છે અને ગુસાંઇજીને પણ હાલ તરત દેશ છોડવો પડ્યો એટલે હવે થોડે થોડે તેઓ ઘસાઈ જશે. એમ વિચાર કરીને તેઓ બધા કાશી તરફ રવાના થઈ ગયા. ત્યાં જઇ પોતાનાં કામમાં પાછા લાગ્યા.

આ ઉપર લખેલી ગોપીનાથજીને દિલ્હી લડવા જાવું પડયું ત્યાંથી અહીં સુધીની બધી હકીકત પુરૂષોત્તમજી અથવા જગજીવન સ્વામી એક પુસ્તકનાં આકારમાં લખી ગયા હતા, તે ઉપરથી "સ્વામીશ્રી સચ્ચિદાનંદ બ્રહ્મતીર્થ નામના સન્યાસીએ પુરાતનકથા એ નામનું પુસ્તક ગુજરાતી ભાષાની કવિતામાં આસરે ૧૫૦૦ શ્લોકનું બનાવેલું છે. તેમાં તો ઘણી હકીકત છે. પણ અહીં ટુંકામાં વરણુ ન કરેલું છે. તોપણ ઘણું કરીને તેનો સઘલો સાર ટુકામાં સમાવેલોછે.

એમાં કોઇને એવી શંકા થાય કે એવી રીતે એઓની ફજેતી થઇ ત્યારે એનો માર્ગ ત્યાં રહી કેમ શકયો? અને વળી દહાડે દહાડે વધતો કેમ ગયો? ત્યાં કહેવાનું એ છે કે જગજીવન તેઓને ફજેત કરી ચાલ્યો ગયો પણ પછીથી પૂઠે આદું ખાઇને મંડવું તે તેનાથી થયુ નહીં. ગોસાંઈજી તો વાણિયા મુછ નીચી કરી વટાણા વાવી ગયા; અને પાછો સમય જોઇને કારભારીઓ વગેરેની ખુશામત કરીને ઘુસી ગયા. વળી એઓના શિષ્યો તો ઉપર કહ્યા તેવા મુર્ખના સરદાર એટલે બીજું જુવે પણ શું કરવા? કદી કોઇને મનમાં વસવસો થાય તો તેને સમજાવવામાં તેઓ કયાં કાચા હતા. મેંઢાની લાહાર ચાલી તે તરફ ચાલી. એ બાબતમાં પ્રસિદ્ધ દાખલો છે. જુવો! આજ મહારાજોના દુર્ચારથી તેઓની ફજેતી કેટલાં વરસ થયાં ચાલે છે. તેઓ કેવા ગુણવાન છે તે આખા જગતમાં પ્રસિદ્ધ થયું છે. એટલુંજ નહીં, પરન્તુ જાહેર કોર્ટમાં તેઓ કેવા અનીતિવાન ઠર્યા છે એટલું છતાં અને વળી જેઓની મા, બેન, દીકરીઓ સામી તેઓ નજર કરે છે તેવા માણસો હજી પણ કાંઇ તેઓને મુકી દેવાનો વિચાર કરે

છે. એવું છતાં પણ જેઓને જંગલી લોકો મુકતા નથી એટલુંજ નહીં પણ ઉલટા તેઓના તરફથી લડવાને મરી પડે છે.ત્યારેતે વખત તો આજના કરતાં તેઓ કાંઇક સારા હશે તો તેવા સમયમાં મુર્ખ લોકો કેમ મુકે એ સહજ સમજાય તેવું છે.

ગુસાંઇજી ગુજરાતમાં ગયા, ત્યાં બધો તપાસ કર્યો તો ગુજરાતમાં તે વખતે કેટલેક ઠેકાણે મુસલમાની રાજ હતું અને કેટલેક ઠેકાણે રજપૂતો હતા. ત્યાં રાધાવલ્લભીવાળાઓનો ધર્મ બહુ જગ્યાએ પસરેલો હતો. અને તેમાં વલી ગુસાંઇજીએ જોયું તો રાધાવલ્લભીપંથવાળાકે ાઈ મહંત ત્યાં હતા નહીં. જેઓના મહંતોને ગોડિયા ગોસાંઇ કેહેતા હતા.

પછી એણે એના પંથનો શોધ કર્યો અને તેઓનાં કેટલાંએક પુસ્તકો એકઠાં કર્યા. વળી જેટલી એકઠી-થઈ શકી એટલી સામગ્રી એ પંથની મેળવી. હવે એને અહિંયાં પણ કેટલોએક વખત થઇ ગયો અને પોતાનાં વતનને મુકે પણ ઘણા દહાડા થયા, તેથી પાછાં ત્યાં જવા વિચાર કર્યો. બે ચાર દાહડા ફરીને પોતાનાં ગામ તરફ કુચ કરી ત્યાં જઈ પોતાનું બધું શમું નમું કર્યું. મથુરામાં પણ ઉપર કહ્યા પ્રમાણે કારભારીઓ વગેરે સાથે ખટપટ કરીને પોતાનો આગલો ડર કાઢી નાખ્યો. મથુરામાં પોતાને રેહેવા જોગ ઘર બાંધ્યુ તેમાં અવાર નવાર તેઓ રેહેતા હતા.

પછી તેને રાધા વલ્લભીના મહંતો એટલે ગોડીયા ગોસાંઈ ગુજરાત તરફ હાલ કેમ આવતા નથી તેનો શોધ કર્યો, તો તેમાં તેને પોતાને લાભ થઇ જાય એવી વાત જણાઇ. તે.એવી રીતે કે રાધાવલ્લભીવાળાઓનો સંપ્રદાય ઘણો મોટો હતો અને આર્યાવર્ત દેશના કેટલાએક ભાગોમાં તે પસરેલો હતો. તે સંપ્રદાયકૃષ્ણચૈતન્ય નામના કોઇ પુરૂષથી આસરે ૬૦૦ વર્ષ ઉપર જન્મ પામ્યો હતો. તેનું મુખ્ય મથક બંગાલ પ્રાંતમાં હતું. તેને રાધાવલ્લભી સંપ્રદાય ચૈતન્ય સંપ્રદાય, અને ગોડિયા ગોસાંઈનો સંપ્રદાય એવાં એવાં નામોથી લોકો ઓળખતા હતા. હવે એ સંપ્રદાયના મૂળ પુરૂષની વંશવૃદ્ધિ થતાં ગુસાંઈજીના વખતમાં તેના વંશમાં આસરે પાંચસે માણસ થયાં હતાં. તે વખતે તે લોકોને પેદાશ બંગાળા પ્રાંતમાં ઘણી હતી.તેથી બધાં માણસોનો ડોળો તે ગાદીપર ફર્યો, એટલે તેઓ પોતપોતામાં લડવા લાગ્યા અને બીજાં ગામોની પંચાત તેથી બધી છોડી દીધી. તેથી ગુજરાત વગેરે દેશોમાં તેમાંના કોઈથી પણ આવવાનુ બન્યું નહી અથવા ખટપટથી સુઝ પડયું નહીં હોય.

આ બધી વાતો સાંભળીને ગુસાંઇજીને એનાં નામથી પોતે ધુસી જઇ ધણી થઇ બેસવાનું બહુ સવળ જેવું દેખાયું. પછી સંવત ૧૬૨૦ ની સાલમાં પાછા ગુસાંઇજી રાધાવલ્લભીવાળાઓની રીતભાતનો અભ્યાસ કરીને ગયા. હવે રાધાવલ્લભી લોકોને ગયે એ તરફ ઘણાં વરસ થઇ ગયાં હતાં અને તે લોકો ગોડિયા ગુસાંઈના નામથી ઓળખાતા હતા ત્યારે આણે પોતાનું નામ ગોડિયાને બદલે ગોકુળિયા ગુસાંઈ કરી રાખ્યું. અને સાગરીદ તથા મુરીદ તો એવાઓની સાથે હોયજ તેઓએ ફેલાવ્યું કે આ ગુજરાતમાં અસલ સંપ્રદાય છે તેજ ધણીનો આ કાકો થાય છે ત્યારે નામમાં કાંઇ ફેર નહીં. વળી તે લોકોમાં દિવસનાં ૧ મંગળા, ૨ શૃંગાર, ૩ ગ્વાલ ૪ રાજભોગ ૫ ઉત્થાપન ૬ ભોગ ૭ આરતી ૮ શયન એ આઠ વારનાં દર્શન હતાં તે કરાવવાનો નિયમ બાંધ્યો. તે લોકોમાં ગવાતાં પદો તેજ પદો શ્રીઠાકોરજી આગળ ગવડાવવાને ગવૈયા રાખ્યા. કથા વારતાનો પ્રસંગ પણ તેના જેવોજ રાખ્યો; વગેરે ઘણીક બાબા તોની નકલજ જાણે તેઓની કરી લીધી હતી.

એ પ્રમાણે થવાથી કેટલાંએક માણસોએ જાણ્યું જે એઓ તો આપણ આગલા ગુરૂમહારાજજ છે તેથી એને માનવા લાગ્યા; અને એ પણ નવો મચ્છીમાર તેથી જાળ પણ તાજી બનાવેલી એટલે અજ્ઞાન શિષ્યરૂપી માછલાંને ખુબ પકડવા સમર્થ થયા. તેઓ સારી રીતે સપડાયા અને ગોડિયા ગુસાંઈને પેઠે ગોકુળિયા ગુસાંઇને ધણી કરી બેશી રહ્યા. પછી દરસણ વગેરેની પોતાની હવેલીઓ બનાવી અને તે લોકોની રીતભાત ઘણી ખરી કરવા લાગ્યા. (આજસુધી પણ રાધાવલ્લભી સંપ્રદાયવાળાની બધી રીતભાત એ પ્રમાણે ચાલી આવે છે.) એટલુંજ નહીં પણ સ્ત્રીઓમાં કહાન કુંવર બની રાસ ક્રીડા વગેરે કરવી તે પણ તે રાધા વલ્લભીવાળાઓ હજી કરે છે ને ગુસાંઇજીથી આજ દિન સુધી વલ્લભાચાર્યવાળાઓ મતસ્થ પણ એ પ્રમાણે કરે છે.

આજે એ રાધાવલ્લભી અથવા ચૈતન્ય સંપ્રદાયની પેઢી ગુજરાતમાં ક્યાંય પ્રબળ નથી. બંગાળામાં કાંઈક જોરમાં છે અને વૃંદાવનમાં તે સંપ્રદાયનાં ઘણાં મંદિરો છે. ગુજરાતમાં અમદાવાદ તથા વડોદરામાં એક એક મંદિર છે. બીજે કોઇ કોઇ ઠેકાણે મંદિરો છે તે એ મંદિરો પુષ્ટિ માર્ગથી જુદાં રહી ગયાં તેનું કારણ એમ હશે કે રાધાવલ્લભીના આચાર્યો ગુજરાતમાં

આવતા બંધ થયા અને ગુસાંઈજી ઘુસી ગયા ત્યારે બીજા બધા તો ગુસાંઈજીમાં મળી ગયા હશે બાકી જે હાલ રહ્યા છે તે મંદિરોના તે વખતના પુજારી લોક હશે. તેણે જાણ્યું હશે કે આપણા હાથમાં આવો બાસો મજાનો પેંડો છે તે શું કરવા મુકી દઈયે? વગર મેહેનતે મફતનો પ્રસાદ ઝુડિયે નહીં? તેથી તેઓ આજસુધી જુદા રહી ગયા છે. અમારો એક મિત્ર વડોદરે ગયો હતો તે વાત કરતો હતો કે વડોદરામાં હું રાધાવલ્લભીવાળાઓને મળ્યો હતો તેઓએ કહ્યું કે તમારા પુષ્ટી માર્ગવાળાઓએ અમારી ચોરી કરી પોતાનો પંથ ચલાવ્યો છે. તેના દાખલા આપ્યા કે અમારાં પાંચસો પાંચસો વરસનાં લખેલાં પુસ્તકો છે તેમાં પદ તથા અમુક ગ્રંથો લખેલા છે અને તેજ ગ્રંથો તમારામાં બીજાનાં નામો ઘાલીને ચાલે છે. તમારામાં સુરદાસને પોતાનો ઠોકી બેસાડ્યો છે તે તદન ખોટી વાત છે. સુરદાસ અમારા પંથનો છે, અને તેણે સવાલાખ પદ કેવળ રાધા વલ્લભપર જોડેલાં છે; વગેરે કહ્યું અને બીજુએ પણ કહ્યુ કે જો કોઈ એ ગ્રંથ જોવા માગે તો તેને દેખાડવાને પણ ખુશી બતાવી હતી.

પછી આ ગુસાંઇજીવાલા લોકોને તો બીજું શું કામ હોય ? કાંઇ નહીં. એકજ કામ કે સંપ્રદાય વધારીને જંગલીઓને વાડામાં પુરવા. અને તે વધારે ને વધારે કેમ પુરાય તેના ઉપયો શોધવા. પછી પંથો તો સાત પાંચ જોએલાજ એટલે તરેહવાર યુક્તિઓ શોધતાં હતાં જેવી કે પોતે સાક્ષાત્ પરમેશ્વર બનવું, પતીત હોવાથી કોઇ પારખી શકે નહીં માટે કોઇના હાથનું ખાવું નહીં, લોકોને શ્રદ્ધા બેસાડવા સારૂ ખોટા ગ્રંથો બનાવવા, મૂર્તિઓમાં ભાવ ચોંટાડવા સારૂ તરેહવાર ગપાટા ઉડાવવા વગેરે હજારો તરેહનાં પાખંડ માંડીને જાળની નવી નવી ગુંથણી કરવા લાગ્યા. પછી કેટલાએક જંગલીઓમાં પણ સમજુક હોયછે. તેને એવા જાલગ્રંથોમાં તરેહવાર પ્રશ્નો ઉઠે તેનું સમાધાન કેમ કરવું તે વિષે "મુલુ ચોરને બાંગો ગોવાઇ" ની પેઠે ગુસાંઇજીનો એક છોકરો ગોકુળનાથજી સવારનાં રોજ એક દોઢ કલાક ભાંજગડ ગુસાઇજી સાથે કરતો. અને પછી પોતાની કોઈ લુચ્ચાઈ ભરેલી વાત હોય તેમાં અજ્ઞાનીને યુક્તિ પૂર્વક કેમ સમજાવવું તે બધુ બરોબર રીતે બેઉજણ નક્કિ કરતા હતા અને પછી જંગલીઓને સારીપેઠે સમજાવતા હતા.

ગુજરાતમાં વરસ બે વરસ ફરીને પોતાનો પગદંડો બેસાડ્યો. પછી પાછા મથુરાં ગયા. તે વખતે મથુરામાં કાંઈ ઉપદ્રવ હતો નહિ. વલી ગુજરાતમાં ગોકુળિયા ગુસાંઈ પોતાનું નામ ઘુસાડી આવ્યા હતા તે કારણ સારૂ તેણે ગોકુળ નામનાં ગામડામાં રેહેવા ઠરાવ કર્યો. અને પછી ત્યાં જઈ રહ્યા.

પછી પાછા સંવત ૧૬૨૩ માં ગુસાંઈજી ગુજરાત તરફ ફરવા આવ્યા. ત્યાં જઈ પોતાની પેઢીઓ તપાસી તથા નવી નવી યુક્તિઓ સુઝ પડી તેવી તેવી તજવીજો કરીને પોતાનો પંથ વધારતા ચાલ્યા. પછવાડે ગિરિરાજ ઉપર ઉપદ્રવ થયો તે એવો કે દિલ્હીમાં જે બાદશાહ હતો તેણે સાંભળ્યુ છે કે ગિરિરાજ ઉપર એક પાખંડ ઉત્પન્ન થયું છે. મુસલમાન પાદશાહોને હિંદુસ્તાનને વટાળવું હતુ ને તેમાં એવા એવા ઉલટા નવી જડ ઘાલનારા થાય તે સાંભળી તેઓને ઉખેડી નાખવા વિચાર થતો હતો તે પ્રમાણે આ બાદશાહને પણ થયું. તેથી તેણે કેટલાંએક માણસો મોકલી તે મૂર્ત્તિ ઉખેડી નખાવવા હુકમ કર્યો. હવે એ વાતની ગુસાંઇજીનાં કુટુંબીઓને ખબર પડી. ઉપાધીવાળા માણસો. ના શત્રુ હોય તેમ મિત્ર પણ હોય છે તેમાંના કોઇએ ચેતવણી આપી હશે-પછી તેઓ તૂર્ત શ્રીનાથજીની મૂર્ત્તિ મજકુર બાસ્તીને લીધે પોતાને ઘેર લઇ આવ્યા. વળી વિચાર્યું કે તેઓ શોધતા શોધતા અહીં આવશે તો કેમ થશે? તેથી વિચાર કરીને મથુરાંમાં પોતાનું ઘર હતું ત્યાં રાતનાં છાની માની મૂર્તિને બેસાડી આા. એ દહાડે ગુજરાતીઓની ફાગણ વદ ૭ ની મહાવદ હતી. પ્રાગટચ વારતામાં લખે છે કે " श्रीजीका गुसांइजीके घर पधारवेकी इच्छा भई सो वा दिनां पधार और गुसांइजीके कुटुंबसों होला खेल पीछे मास दोय अरु दिन बावीस तांई श्रीजीकी इच्छा इहां बिराजवेकी भई ता तांइ बिराजे. पाछें श्री गिरिराज परवतके उपर निजमंदिरमें पधारे ता बिरियां श्री गुसाइजीके सब बालकनने ओर बहु बेटी ओने अपनो सरवस्व श्रीनाथजीको समर्पण कर दीया. " હવે મૂર્તિને ત્યાં ઉઠાવી ગયા એ પ્રસિદ્ધ બનેલી વાત તે તો લખવા વગર છુટકો નહીં ત્યારે તે મૂર્ખાઓને સમજાવવા " पथ्थरेश्वर " ની ઇચ્છા થઇ એમ ઠોકી બેસાડ્યું. હવે ઇચ્છા હોય તો તે બ્યાસી દહાડાનીજ ઇચ્છા કેમ થઈ? વળી કહ્યું છે કે ત્યાં વહુ બેટીઓ સાથે શ્રીનાથજી હોળી ખેલ્યા. વારે વાહ! તેઓનાં

ધન્ય ભાગ્ય કે પથરાને નાચતાં કુદતાં જોયા ! ! ! આપણાં એવાં ભાગ્ય નહિ કે પથરાને હોળી ખેલતાં જોઇયે. બાકી સુરંગ મારતાં આકાશમાં પક્ષી બની ઉડે છે તે તો આપણે પણ જોઈ શકિયે છિયે. વળી વૈષ્ણવોને ભાવ લગાડવા સારૂ કહ્યું છે કે તેઓએ સર્વસ્વ શ્રીજીને અર્પણ કર્યું. પણ એમાં વિચારવાનું ખુલ્લું છે કે શ્રીજીના ધણી તેઓ પોતે, તો હું કહું જે મારી તીજોરીને મેં સારૂં સર્વસ્વ અર્પણ કરી દીધું તો એમાં મારૂં ઔદાર્ય શાનું ? ને છતાં પણ માલનો બધો ગોકુળમાં હતો. મથુરાનાં ઘરમાં તો પરમાણુ હતા. તો એ બધી લોકોને ઠગવાની વાતો નહી તર બીજુ શુ કહેવાય.

ત્યારબાદ પછી જુની વાત થઇ ગઇ એટલે કાંઇ કારણ રહ્યું નહિ ત્યારબાદ બાદશાહો અસલ એવા હતા કે મનમાં જે વાત આવી તે આવી. પછી પાછું સામણુ તે લે અંધારૂં. ઉપરાંત આ લોકો પણ કારભારીઓ સાથે ચાલમેલ કરવામાં કાંઇ કાચા નહિ તેથી તજવીજ કરીને સમાધાન કર્યું. એટલે શ્રીજીની મૂર્તિ પાછી ગિરિરાજ પર્વત ઉપર પોતાનાં મંદીરમાં બેસાડી.

એ વાતની ગુસાંઇજીને ગુજરાતમાં ખબર પડી એટલે ત્યાંથી જે કરવી ઘટે તે વારફેર કરીને પોતે પણ પાછા જલદી ગોકુળ જઇ પોહોંચ્યાં. તો ત્યાં બધું સમું નમું થઇજ ગયું હતું. કાંઈ ઘટ હશે તે એણે પૂરી કરીને પાછુ જેમ હતું તેમ ચલાવ્યું.

હવે અહીં તો કાંઈ સેવકો વગેરેમાં પણ વધારો થાય તેવું ન હતું. ઘણા ખરા "જે જમના મૈયાજી" ને ફાંદામાં લઈ લીધા, પણ તેમાંથી કાંઇ પાકે તેમ ન હતું. પણ ગુજરાતમાં બે ત્રણ વાર જવાથી ત્યાં માલ સારો જોયો એટલે ગુસાંઈજીની નજર તે તરફ બહુ ખેંચાઇ. પણ ત્યાં જાથુ રેહેઠાણ કરી રેહેવાની અથવા પોતાના કોઇ છોકરાને ત્યાં બેસાડવાની તજવીજ કરી હોય એવું દેખાતું નથી. અને તેમ થવુંજ જોઈયે. જો એ જાથુક રહે તો નવું સવું કામ હોવાથી વખતે કોઈ શોધ કરે તો પોકળ પાધરૂં થઇ જાય. ઉપરાંત રાધા વલ્લભીવાળો કોઇ આવી ચડે તો પૂર્ણ ફજેતી થાય. તે સારૂ એવો તાલ રાખ્યો હતો ત્રણ વરસે આવવું, પૈસો જડે તે ઉપાડી જવો અને તેઓમાં ભાવ વધારતાં જવો એમ કરેલું દેખાય છે. એમ કરી કરીને વીસ પચીસ વર્ષમાં તે છ વખત ગુજરાત તરફ ગયા અને પોતના પંથનું સ્થંભારોપણ ઠીક ઠીક કર્યું.

તે પછી ગુસાંઇજી ગોકુળમાં જઇ રહ્યા. હવે ઘરમાં કીચલ ઘાણુ ઘણી થઇ. છોકરા ૭ વૈવાર ૭ ને છોકરીઓ ૬ વગેરે. તેથી ગુસાંઇજીએ પોતાના છોકરાઓને જુદા કરવાનું ડહાપણ વિચારી જુદા કર્યાં.

૧. મોટા છોકરા ગિરધરજીને મથુરેશજી નામના ઠાકોરજી આપી જુદા કર્યા. અને એઓની પુંજીમાં તો મૂર્તિ; કેમ કે એ તો પેદાસની મુખ્ય ચીજ તે તેઓને આપી. અને પછવાડેથી ગિરધરજી અથવા તેના કોઈ વંશજોને ગોકુળમાં પસંદ નહીં પડયું હોય તેથી તેઓ બુંદી કોટામાં નવું મંદિર માંડીને બેઠા અથવા ત્યાં શિષ્યો બનાવ્યા હશે તેથી પણ ત્યાં રહ્યા હોય.

૨. બીજા છોકરાં ગોવિંદરાયજીને વિઠ્ઠલેશરાયજી નામની મૂર્તિ આપી તે હાલ શ્રીજીદ્વારમાં છે; કેમ કે ગિરિરાજ ઉપરથી શ્રીજીને મુસલમાનોના ભયથી ગોવિંદજી ઉપાડી ગયા હતા, તેથી તેને પોતાની મૂર્તિ પણ ત્યાં લઇ જવી પડી હશે એ સાફ દેખાય છે.

૩ ત્રીજા બાલકૃષ્ણજીને દ્વારકાનાથજી નામની મૂર્તિ આપી. એ પણ ગોવિંદજીની સાથે ભાગ્યા હશે તેથી તે મૂર્ત્તિ હાલ કાંકરોલીમાં છે.

૪ ચોથા ગોકુલનાથજીને ગોકુલેશજી નામની મૂર્તિ આપી જુદો કર્યો. એણે ઘણાં પરાક્રમ કર્યા છે.

૫ પાંચમાં રઘુનાથજી તેને ગોકુળચંદ્રમાજી નામની મૂર્તિ આપી. તેના વંશજો પછી કામ વનમાં રહ્યા.

૬ છઠ્ઠા યદુનાથજી તેને બાળકૃષ્ણજી નામની મૂર્તિ આપી તેના વંશજો સુરતમાં આવીને રહ્યા,

૭ સાતમાં ઘનશ્યામજી તેને મદન મોહનજીની મૂર્તિ આપી. તે કામવનમાં રહ્યા દેખાય છે.

એ પ્રમાણે એણે સાતે છોકરાને વેંહેંચણી કરી આપી તેમ ૭ છોકરીઓને પણ હવેલીઓ ઉઘાડી આપી,તે પ્રમાણે આજસુધી પણ ચાલી આવે છે. છોકરાઓની પેઢી મુખ્ય અને છોકરીઓની ગૌણ કહેવાય છે. શ્રીનાથજીની મૂર્તિ કોઈને ખાસ સોંપેલી દેખાતી નથી. સર્વેના સર્વેચમાં રાખી હોય એમ જણાયછે ઉપરાંત તેમાં અધિકારી હસ્તક કામ હતું એટલે કોઈને સોંપાય પણ નહિ એમ સ્પષ્ટ થાય છે. અને તેમાં વલી પછી તો અહિંથી તે મુર્તિને ઉપાડી જવી પડી. તેથી તે ઉપાડી જનારનો વધારે હિસ્સો રહ્યો હશે.

ગુસાંઈજીએ પોતાના માર્ગને અનુકૂળ કેટલાએક સંસ્કૃત ગ્રંથો બનાવ્યા છે. તેમાં એક વિદ્વન્મંડન નામનો ગ્રંથ મોટો કર્યો છે. બાકી ઘણાએક નાના પણ છે. જેવા કે વલ્લભાષ્ટક, સ્વામિન્યષ્ટક, સ્વામિનિસ્તોત્ર, કૃષ્ણ પ્રેમામૃત, સર્વોત્તમ, પ્રબોધ વગેરે.

ગુસાંઈજી શરીરે પુષ્ટ, જરા પોહચેલા અને મોજી માણસ હતા એમ કેટલાએક કારણોથી જણાય છે. તેણે પોતાના ગ્રંથમાં શંકરાચાર્યની બહુ નિંદા કરી છે. વિદ્વન્મંડનમાં લખે છે કે "त्हृदयशून्यो भासि, भ्रांतोसि, प्रछन्न बौद्धोसि, निरंकुशत्वात्तेतुंडस्य" એટલે તું કાળજાનો ઉજડ દેખાય છે; તું દીવાનો છે, તું છાનો બૌદ્ધ છે, તારે મોહોડે લગામ નથી. વગેરે શંકરાચાર્યને માટે કહ્યું છે. એક અષ્ટાક્ષરની ટીકા લખી છે તેમાં લખ્યું છે કે શિવમાર્ગી જે હોય તેને અડકવું નહીં ને કદી ભૂલે ચુકે અડકી ગયા તો સઘળાં કપડાં બોળીને સ્નાન કરી નાખવું. તેઓને મુડદા માફક ગણવા વગેરે ઘણી વાતો લખી છે. વળી ખોટી ખોટી વાર્તાઓ જોડી કાઢી છે કે પદ્મપુરાણમાં શિવને ભગવાને આજ્ઞા આપી કે તું પાખંડ ચલાવ. તેથી શંકરે અવતાર ધરી પાખંડ ચલાવ્યો. વગેરે હજારો તરેહથી શંકરના માર્ગની નિંદા કરી છે. ખરૂં છે, એટલી નિંદા ન કરે તો ચેલા વખતે ત્યાં નિકળી જાય અને તે માર્ગ તો એના કરતાં ઘણો સારો એટલે ચેલાનું મન ફરી જાય તે સારૂ મજબુત કાંટાની વાડ તેઓએ કરી લીધેલી દેખાય છે. વળી ગુસાંઈજીમાં વ્યભિચારનો પણ બુરો છંદ હતો એવું પાખંડધર્મખંડન નામના નાટક ઉપરથી દેખાય છે અને તેની પોતાનીજ વારતા ઉપરથી અમા ક્ષત્રિયાણીને છોકરો પેદા કરી આપી તેથી પણ જણાય છે.

છેવટ ગુસાંઈજી બસો બાવન માણસોને પોતાના શિષ્ય કરી સંવત્ ૧૬૪૨ ના માહાવદ ૭ ને રોજ પોતાની સીતેર વર્ષ અને ઓગણત્રીસ દિવસની વયે ગોવરધન પર્વત ઉપર મરણ પામ્યા. એની નીજ વારતા ઉપરથી તો વલ્લભાચાર્યની પેઠે એનું મૃત્યુ પણ આત્માહત્યા અથવા આપઘાતથી થયલું દેખાય છે.

નીજ વારતામાં લખે છે કે "શ્રી ગુસાંઈજીને સ્વધામ પધારવાની ઈચ્છા થઈ ત્યારે ચરણમાં પાદુકા, ને ઉપર ધોતી ઉપરણો ધરીને શ્રી ગિરિરાજની ગુફામાં તે પધાર્યા. પછી તે ગુફામાં ઘણી શોધ કરી પણ આપ તો

ગોલોકમાં ગયા તે ક્યાંથી દેખાય? એ ઉપરથી એમ જણાય છે કે પાછળ પોતાનો મહીમા વધીને છોકરાઓ બહુ પુજાય માટે તેણે મરવા ટાણે ઉપર લખ્યા પ્રમાણે વખતે કર્યું હશે. અથવા તો કોઈ બીજી રીતે ગિરિરાજ ઉપર મરણ થતાં ગિરિરાજ ઉપર લાગતા વળગતાઓએ તેમને દાટીને બાહાર ઉપર લખેલી વાત ફેલાવી હશે. એવી વાતો અદ્યાપિ એ લોકોના લુચ્ચા શાગરીદો ફેલાવે છે. કોઇ મહારાજ મરી જાય છે તેને બાળવા લઈ જાય છે, ત્યાં પછી તેની ચિતા ખડકીને તેને ચોફેરથી કનાત બાંધે છે, ચિતા ઉપર હજારો સેવકો આ બળવા જાય તે સુખડના મોટા મોટા કડકા નાખે છે. તેથી તેઓની ચિતા આસરે વીસેક ખાંડીની થવા જાય છે. મુડદું મુદ્દલ તેથી દેખાય નહીં એમ બને છે. પછી કનાતમાં બે ચાર માણસો જાય છે. તે વાંસ તથા અરણીનાં લાકડાનું ઘર્ષણ કરી તેમાંથી અગ્નિ ઉત્પન્ન કરે છે. તેથી તે મુડદાને તેઓ દહન કરે છે અને તે સળગી જાય છે. પછી મૂઢ ને જંગલી શિષ્યોમાં લુચ્ચાઓ વાતો ફેલાવે છે કે મહારાજના ચરણમાંથી અગ્નિ નીકળ્યો તેથી તે આપોઆપ બળી ગયા. પરન્તુ મુર્ખો સમજતા નથી કે જો આપોઆપ અગ્નિ નીકળે તો એ પાછા ઉઠેજ કાં નહીં? વળી કેટલાક કહે છે કે ચિતા બળ્યા પછી મુદ્દલ મહારાજનાં દર્શનજ ન થયાં માંહેથીને માંહેથીજ અંતરધ્યાન થઇ ગયા. અંતરધ્યાન કાં ન થાય? જ્યાં સવા ખાંડી લાકડાં જોઈયે ત્યાં પંદર વીસ ખાંડી થાય; વળી મુડદું મુદ્દલ દેખાય નહીં એવાં લાકડાં ખડકેલાં ત્યાં બળિ જતાં શુ દેખાય? જુવો કયાંક આગ લાગી હોય અને તેમાં કોઇ માણસ આવી જાયછે તો પછી તેનાં શરીરનું એક હાડકું સરખું પણ દેખાતુ નથી. ત્યારે તે તો એવા ચમત્કારી મહારાજોના કરતા પણ મોટો ગણાય કે નહી તેવી રીતે એ લોકો લોકોને મોહ ઉત્પન્ન કરવા ઘણી વાતો લખી ગયેલા દેખાય છે. તો તેવી વાતો તત્વ શોધન કરનારા કદી સાંભળે તો માને? નહી. બાકી અજ્ઞાની તે તો અજ્ઞાનીજ તેઓની શું કથા કરવી?

હવે એ માર્ગને માનનારા લોકો ગુસાંઈજીને સાક્ષાત્ ભગવાનનો અવતાર માને છે, ને એના કેટલાએક ચમત્કાર વર્ણન કરેલા છે. ચમત્કાર તો આપણે પ્રથમ ભાગમાં નિષેધ કરેલા છે તે સહુ જાણતા હશે તેથી વારે વારે પીંજણ કરવું કાંઇ જરૂરનું નથી. હવે ભગવતના અવતાર સંબંધી વિચાર કરિયે.

૧ જો કોઈ વેદને માનતો હોય તેણે જાણવું જોઈયે કે ઈશ્વર અવતાર

પરતોજ નથી. વેદમાં સ્પષ્ટ લખ્યું છે કે मशुक्रमनाडिमरइनापिशुद्धं न पाप विद्धं मितिश्रुतेः.

૨ જે કોઈ પુરાણને માનતો હોય તો તેમાં ચોવીસથી વધારે અવતારો નથી. ત્યારે પચીસમો વલ્લભાચાર્યનો અવતાર એ પુરાણોથી પણ જુદો ઠર્યો ત્યારે છવીસમાં વિઠ્ઠલ તે તો સંભવેજ ક્યાંથી ? नष्टे मूलेकुतो शाखा. હવે એવી કોઇ કલ્પના કરે તેને ઝટ આ નીચે લખેલો ગીતાજીનો શ્લોક તેઓ કહી સંભળાવેછે. કે,

यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानंसृजाम्यहम् ॥

અર્થ—જ્યારે જ્યારે ધર્મ ઢંકાઈ જાય છે અને અધર્મની પ્રવૃત્તિ થાય છે ત્યારે હે! અર્જુન, હું અવતાર ધારણ કરૂંછું. એ શ્લોક કહીને જે વખતે ધર્મ ઢંકાઈ ગયો હતો તે વખતે વલ્લભ વિઠ્ઠલનું ભગવાને સ્વરૂપ ધર્યું. ત્યારે એ વાત પણ ઉલૂક શિવાય કોઇ માને નહીં. કારણ કે પુરાણોમાં ભગવાનના ચોવીસજ અવતાર કહ્યા છે તેથી જો બે વધારે ધરવાના હોત તો તેમ કેહેતાં કાંઈ અડચણ હતી? પણ એમના વિચાર પ્રમાણે તે વખત ભગવાન ભાંગ બાંગ પીને બેઠા હશે તેથી બે વધારે કેહેતાં ભૂલી ગયા હશે. એ બાબત યુક્ત વિચાર કરતા એમજ જણાય છે કે જે કાલમાં પુરાણો રચાયા ત્યારે તો તેઓ જન્મેલાજ નહી નહીતર એના સેવકોએ જો પુરાણો રચ્યા હોત તો બીજી સંપ્રદાયોના જેમ તેઓના ઈષ્ટનુ પણ યાથાતથ્ય વર્ણન આવત એમાં કંઈ સંશય નથી. જો કે પછવાડેથી અગ્નિપુરાણમાં એનુ નવું પ્રકરણ બનાવી ખોશવાની પ્રેરવી કીધેલી દેખાય છે તો પણ તેમાં એ સંપ્રદાયના પ્રવર્તનારાઓ ફાવ્યા હોય એમ દેખાતુ નથી.

૩ તેમ તે પછી પણ ઘણા મતલબ સિંધુવાળા થયા છે તેઓએ પોતાના ગ્રંથોમાં ચોવીસ તો પુરાણના ને પચ્ચીસમા પોતે એમ ઠોકી બેસાડેલું છે. તે પ્રમાણે વલ્લભ વિઠ્ઠલને તેમાંહેના કોઈએ ગણત્રીમાંલીધા નથી. કેમ કે તેઓએ પોતપોતાનાજ ઈષ્ટને વધારવાની તજવીજ કીધી છે તે પ્રમાણે એ-ઓએ પણ કીધેલુ દેખાય છે.

૪ તેઓના પોતાના ગ્રંથોમાં બરાબર વ્યવસ્થિત ન લખી રાખેલું હોવાથી પણ વધારે સંશય થાય છે કેમ કે તેઓના કેટલાએક ગ્રંથોમાં સાક્ષાત્

ઈશ્વરના અવતાર તેઓને ગણ્યા છે. કેટલાકમાં ગોલોકેશ્વરનો અવતાર ગણ્યા છે. કેટલાકમાં સ્વામીનીજીનો અવતાર ગણ્યા છે અને કેટલાએકમાં ચંદ્રાવળી સખીનો અવતાર કહ્યા છે. ત્યારે તેમાં ખરૂં શું માનવું ?

૫ એમના પોતાના નિજવારતા ગુસાંઇજીકી નામના પુસ્તકમાં લખે છે કે ગુસાંઇજી અઢાર વરસના થયા ત્યાંસુધી છોકરવાદ બુદ્ધિવાળા હતા. તે છોકરાઓ સાથે બહુ મસ્તી કરતા. પછી એક દહાડો દામોદર દાસે બહુ ધમકાવ્યા કે "યહ ક્યા કરતે હો, ઐસે કરોગે તો મારગ કૈસો ચલેગો" વગેરે કહ્યું, તેથી તેણે મસ્તી કરવી મુકી દીધી. વળી લખે છે કે "દામોદરદાસકા માન શ્રી ગુસાંઈજી બહુત રખતે" પણ ભાઈ! એટલું તો વિચારો કે રાખે નહીં તો જાય ક્યાં? મુરીદ તો દામોદરદાસ તેનાથી ડરે નહીં તો માર્ગને ચુંથી ન નાખે? તેથી આમનાય રાખવીજ પડે.

૬ વળી પોતાના દ્વાદશકુંજ નામનાં પુસ્તકમાં લખે છે કે ગુસાંઇજી એક દહાડો શ્રીજીનાં દર્શન બંધ હતાં તે વખતે બેઠકમાં અત્યંત ઉદાસીમાં બેઠા હતા. તે વખતે દામોદરદાસે આવીને પુષ્ટિ માર્ગનો સિદ્ધાંત કહ્યો, અને મુવા પછી ક્યાં જવું તે બધું કહી દેખાડ્યું, ત્યારે ગુસાંઇજીને સંતોષ થયો. વાહવારે ચામડિયાનાથ તું તો એવો જબરો ભગવત અવતાર કે તારા પોતાના માર્ગની તને કાંઇજ ખબર ન મળે!! ના! ના! હું ભૂલ્યો. એઓના ખરેખરા ભગવાન જે પથ્થરેશ્વર વા ધાતુનાથ હોય છે તેને પણ કોઇ ઉઠાડે તો ઉઠે ને સુવાડે તો સુએ. ત્યારે ભગવત અવતારને તો તે પ્રમાણે કોઇક બોધ આપે ત્યારેજ જ્ઞાન આવવુંજ જોઇએ. માટે તેઓએ બરોબર લખ્યું છે.

૭ ગુસાંઇજીએ કેટલાંએક સ્વામિન્યાદિ સ્તોત્ર કરેલાં છે તેમાં તેના ચરણમાં પોતે માથું નાખે છે ને બહુ સ્તુતિ કરેલી છે. એવું લખ્યું છે. હવે ભગવત અવતાર હોય તો તેણે પોતાની સ્ત્રીનીજ પોતે સ્તુતિ ગાઇ અને સ્ત્રીનાં ચરણમાં માથું ધાલ્યું તે સંભવે છે? એવી રીતે સાધારણ અક્કલવાળો માણસ પણ ન કરે. ત્યારે એ કેમ ભગવત અવતાર કહેવાઇ શકાય તે મૂઢ વૈષ્ણવોએ શોધવું. એમાં પણ હું ભૂલું છું ખરો. એમના તો માર્ગનો એ સિદ્ધાંત છે. પદોમાં પણ ઘણી એવી બાબતો છે. એક પદમાં તો સાફ લખે છે કે "चांपत चरन मोहनलाल" વગેરે.

એવી એવી તો અનેક વાતો એના પોતાનાજ ગ્રંથ ઉપરથી નીકળી

શકે છે કે જેથી તે સાધારણ માણસની ગણનામાં પણ બરોબર ગણાય નહીં. પણ અફસોસ! તે વાતો વિચારી જોય કોણ? એમના બોકડાંને તો કાનમાં મંત્ર મળ્યો કે ઉદ્ધાર થઇ ગયો સમજીને બીજું કાંઈ પણ તેઓ જોતા નથી.

એ શિવાય કોઈ પાધરી બાબત હોય તે નારદિયા છોકરાંઓને સમજાવ્યા જેવા સમજીને છોકરા જેવી બુદ્ધિવાળા શિષ્યોને ઝટ સમજાવી દે છે. એ બાબતનો એકજ દાખલો હાલ આપુંછું. ગુસાંઈજીને શ્રીનાથજીનાં દર્શન બંધ થયાં એ વાત તો મુલક મહશૂર હતી તેથી તે લોકોને પુસ્તકમાં લખવા વગર છુટકો નહીં એટલે લખી તો ખરી. પણ ઝટ તેનો રદીયો બીજી પોથીમાં લખી દીધો તે એ કે ગોલોકમાં એક દહાડો લલિતા સખીએ શ્રી ઠાકોરજીને પ્રસન્ન કર્યા અને તેની સાથે ગુપ્ત ક્રીડા કરી. તેથી સ્વામીનીજીને ક્રોધ ચઢયો; પછી લલિતાને નિજકુંજથી બાહાર કરીને છ મહીના સુધી શ્રીઠાકોરજીનાં દર્શન બંધ કીધાં પછી લલિતાજીએ શ્રીસ્વામીનીજીને શાપ આપ્યો કે " मैं तेरेकुं भूतलपें ऐसेई करुंगी " પછી બેઉ ભૂતલમાં અવતર્યા. સ્વામીનીજીએ ગોસાંઇજીનો અવતાર લીધો ને લલિતાએ કૃષ્ણદાસ અધિકારીનો અવતાર લીધો. પછી પેલા શાપની વાત ખરી કરવા સારૂ કૃષ્ણદાસ અધિકારી ( લલિતા સખી ) એ ગુસાંઇજી ( સ્વામિનીજી ) ને બરાબર છ મહિના સુધી દર્શન બંધ કર્યા. હું ધારૂં છું કે સાક્ષાત્ પશુજીને પણ એવી વાત કહિયે તો તે કાન ફફડાવીને ના કહે કે એવી વાત હું માનું નહીં. પણ પુષ્ટીમાર્ગના અજ્ઞાની શિષ્યો તો એવી વાત પણ ખરી માની બેઠા છે. અહા! તત્વશોધક આર્યોને ઠગારાઓએ કેવા મુઢ બનાવ્યા છે? તેઓનાં વિદ્યા વગેરે સર્વે સાધનો છોડાવીને અત્યંત અનુચિત, અક્કલથી દૂર, કોઈ પણ પ્રમાણોથી ખાલી એવી અસંભવિત વાતો માનનારા બનાવી મુકેલા છે!!! વળી અહીં એક બીજી શંકા થાય છે કે ગોલોકમાં મહીના આ લોકના જેવડાજ હશે કે આ લોકોને કોષ્ટક નહીં આવડતાં હોય. એ બેમાંથી સમજવું શું?

એ પ્રમાણે ગુસાંઇજીએ વલ્લભાચાર્યના પંથને પુષ્ટી આપીને વધાર્યો, અને ગુજરાતમાં પોતાની ઉપર કેટલાએક લોકોની શ્રદ્ધા બેસાડી તો પણ ક્યાંય ગાદી સ્થાપન કરી દેખાતી નથી તેનું કારણ તો ઉપર આપણે લખી આવ્યા છિયે. એ પછી એના છોકરાઓએ તદબીર જારી રાખીને પોતાના પંથને આગળ ચલાવ્યો અને શ્રીજી વગેરેનું ગિરિરાજ ઉપરથી ઉત્થાપન થયું તેની કથા ત્રીજા ભાગમાં લખવા ધારૂં છું.

# પુષ્ટિ માર્ગ તથા વલ્લભાચાર્યના વંશજોનો ઇતિહાસ.

## ભાગ ત્રીજો.

ગોસાંઈજી ગિરિરાજની ગુફામાં સમાધિસ્થ થયા પછી તેના સાત છોકરાઓ પોતપોતાની ગાદી સંભાલી બેસી રહ્યા અને શ્રીનાથજીને સેવવા લાગ્યા. એ સાત છોકરાઓમાં ગોકુળનાથજી નામનો છોકરો ઘણોજ ખટપટિયો જણાય છે. તેણે પોતાના શિષ્યોને પોતાના મત ઉપર શ્રદ્ધા બેસાડી પોતાની આજીવિકા ચલાવવા સારૂ વ્રજ ભાષામાં કેટલાંએક પુસ્તકો રચ્યાં. તેમાં મુખ્ય ચોરાશી, બસેં બાવન, રહસ્ય ભાવના, વચનામૃત, નિજ વારતા એ વેગેરેમાં ઘણું કરીને "ભોળા લોકોને ભમાવીને ઠગવાને પ્રપંચ કીધેલો જણાય છે એટલુંજ નહી પરન્તુ કેટલીક વાતો એવી પણ ગોઠવી છે કે જેથી સાધારણ લોકોની સાંસારીક નીતીનો પણ બગાડ થયા વગર રહે નહી એ પણ લક્ષમાં રાખવું જોઇયે.

તેમ એ અરસામાં એ લોકોએ પોતપોતામાં સલાહ સંપથી કામ ચલાવવાની ધોરણ રાખી હોય એમ નજરમાં આવે છે. એ વખતે ગોકુળનાથજીએ ગુજરાત તરફ પણ મુસાફરી કરેલી દેખાય છે. તે સમયે એક વખત વડનગરમાં કોઈ નાગર બ્રાહ્મણની સ્ત્રીને સમર્પણ આપી તેની સાથે રાસ રમ્યા હશે. તે વાતની તે નાગર ગૃહસ્થને ખબર પડતાં તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને આખરે સન્યાસી થઇ ગયો અને તેણે પોતાનું નામ ચિદ્રુપસ્વામી કરી રાખ્યું. જેણે એઓની સંપ્રદાય વિરૂદ્ધ ઘણુ લખેલું સંભલાય છે. અને ગોકુળનાથજીને વડનગરમાંથી તો પ્રથમજ એવી ચાલ વાસ્તે ભાગવું પડ્યું હતું અને વળી તેને પછવાડે ચિદ્રપ થયો તેણે નિશ્ચય કર્યો હતો કે મારે એની પાસેથી વેર લેવું અને એઓને સર્વત્ર ફજેત કરી એની સંપ્રદાયનુ પોકળપણુ બહાર કાહાડવું. અને એ પાખંડ આગલ ચાલતું અટકાવવું.

તે ધારણાથી એ ચિદ્રુપસ્વામી દિલ્હીમાં ગયા. ત્યાં અકબરનો છોકરો જહાંગિર તે વખતે રાજ્ય કરતો હતો, તેને જઈને મળ્યા અને વલ્લભી સંપ્રદાય દેશનું નખોદ કાઢે છે અને અત્યંત અનીતિનો ભંડાર છે એ બાબતથી તેને પૂર્ણ

વાકેફ કર્યો. હવે મુસલમાન બાદશાહોને તો મૂળ મૂર્તિ પૂજકો ઉપર ચીડ ચઢેલીજ હતી અને તેમાં વળી આણે એક નવો ફરકો જગાડેલો સાંભળ્યો. એટલે તેથી તેણે વિચાર કર્યો કે આપણે અને આપણા વડવાઓ મૂર્તિનું ખંડન કરિયે છિયે ને આ વળી નવો મૂર્તિ સ્થાપનાર તથા અનીતિ કરનાર ક્યાંથી જાગ્યો ? એનુ પારિપત્ય તો જરૂર કરવું જોઇયે.

ચિદ્રુપસ્વામીની વાત સાંભળીને બાદશાહને બહુજ ક્રોધ ચઢયો. અને તેણે તૂર્ત હુકમ ફેરવી દીધો કે આપણા મુલકમાં જેટલા વલ્લભીઆદિમતોમાં કંઠી, તિલક કરનારા હોય તેની કંઠી તોડીને તિલક કઢાવી નાખી તે ધર્મનો સર્વત્ર ત્યાગ કરાવવો. જેવો બાદશાહનો હુકમ થયો એટલે તેવાંજ કંઠી, તિલક તુટવા માંડ્યાં કેટલાએકોએ તો પોતાની મેળે કાઢી નાખ્યાં, કેટલાએકોએ બાદશાહના ડરથી કાઢીનાખ્યાં, કેટલાંએકોએ જબરદસ્તીથી નાચાર થઈ કાઢી નાખ્યાં અને કેટલાએકોએ બાહારથી કાઢી નાખી અંદર રેહેવા દીધાં. એમ સેંકડોનાં કંઠી તિલક ઉતર્યા. અટલુંજ કરી બાદશાહ બેસી રહ્યો નહીં. તેણે ગોકુળ અને ગિરિરાજ ઉપર ધાડું મોકલ્યું. તે વખતે એ લોકોનાં પણ માણસો ચોતરફ ફરતાં હતાં તેઓની તરફથી ગોકુળનાથજી વગેરેને ખબર થઈ કે બાદશાહ આપણી પછવાડે લાગ્યો છે અને મૂર્તિઓનો નાશ કરવાને આપણા પર લસ્કર લઈ આવે છે. તેથી પોતાના ઘરનો સરંજામ તથા બાયડીઓને મથુરામાં પોતાનું ઘર રાખેલું ત્યાં મોકલી દીધાં ને પોતે બધા છડા છાંડ થઇ રહ્યા. પછી વિચાર્યું કે આપણે આપણા ઘરનું તો સઘલું ઠીકઠાક કર્યું પણ શ્રીજીની મૂર્તિની વ્યવસ્થા કરવી જોઇયે. હવે જો એ મૂર્તિ મથુરામાં લઈ જાય તો તો વખતે બાદશાહનાં માણસોને એનાં ઘરની ખબર પડે તો તેના ઝાડા લેય તો તેઓનું નખોદ નિકલી જાય. તે સારૂં એક જંગલમાં કોઈ ટેકરી ઉપર એક સાધુ રેહેતો હતો તેની ગુફામાં તેને બેસાડી આવ્યા. તે વિષે શ્રીજીની પ્રાગટ્ય વારતામાં લખ્યું છે કે એ સાધુ ઘણો ભગવદી હતો તેના ઉપર કૃપા કરીને શ્રીજી ત્યાં પધાર્યા અને દર્શન દીધાં ( એનું વિસ્તાર પૂર્વક વર્ણન આગલ શ્રીજીના પ્રાગટ્યની વાત લખવી છે તેમાં આવશે.)

એ પ્રમાણે એ લોકો તૂર્ત ઘટતી વ્યવસ્થા કરી નિરાંતે બેઠા બે ત્રણ દહાડામાં ફોજ આવી પોંહોંચી. તેના ઉપરીએ એ લોકોને કહાવી મોકલ્યું

કે, તમે કંઠી તિલક કાઢી નાખો ને તમારી મૂર્ત્તિઓનું પાખંડ બંધ કરી તેમને જમનામાં ડુબાવી નાખો. નહિ તો હમને બાદશાહનો હુકમ છે તે પ્રમાણે જબરદસ્તીથી તે કરવામાં આવશે. એ વાત સાંભળી મનમાં તેઓ બહુ ગભરાયા; પણ આગલથીજ મૂર્ત્તિને ઠેકાણે લગાડી બેઠેલા એટલે જરા વાર ખોટી ખેચ પકડી પણ બાદશાહનો સખત હુકમ હતો તેથી તેઓનાં કંઠી તિલક છોડાવી દીધાં. ગોકુળ નામનું ગામડું જે એ લોકોએ વસાવ્યું હતું તેમાં જે મૂર્ત્તિઓનાં દેહેરાં હતાં તે ભાંગી નાખ્યાં અને બીજી જે મૂર્ત્તિઓ હતી તેને બાલી નાખી હતી. એવું જોઇ ગામની સઘલી બીજી વસ્તી નાહાસી ગઈ, અને ગામ ઉજડ પડયુ. ગુસાંઈજીવાળા લોકો હતા તે પણ નાચારીએ મથુરામા જઇ વસ્યા, અને સઘળું હાલ હવાલ મલી ગયું. હવે એ વખતે ગિરિરાજ ઉપર ખબર કઢાવતાં તે મૂર્ત્તિ તો અગાઉથી ગેબજ કરેલી હતી એટલે તેઓને ખબર પડી કે ત્યાં તો મૂર્ત્તિ નથી તેથી તે લોકો ગોકુળનું બેદાન મેદાન કરી ચાલી નીકળ્યા.

એવી રીતે એ લોકો હાલ હવાલ થઈ મથુરામાં જઇ વસ્યા. પણ કહ્યું છે કે, "જીવતો નર ભદ્રા પામે! અને ઉદ્યોગ કરેથી બધું થઈ શકેછે એ ખરૂં છે. એ લોકોની એવી દશા થતાં છતાં પણ તેઓએ ઉદ્યોગ જારી રાખ્યો. વળી સંકટથી કેમ ઉગરવું તે તો તે લોકો પોતાના બાપ દાદાના વખતથી સારી રીતે શીખેલાજ હતા. હવે એ વખતે તો તેઓએ સમજથી જાણે કાંઇ જાણતા ન હોય એમ ચુપ કીદી પકડી બેઠા હતા. વલી સંન્યાસીઓનું પછવાડે કામ ન ચાલે એ તો આપણે આગળ જગતજીવનનાં વરણનમાં કહેલુંજ છે હવે આ ચિદ્રુપનું પણ તેમજ થયું. તેણે આ લોકોને એક સજ્જડ ઘા માર્યો. સેંકડો મણસોનાં કંઠી તિલક કઢાવી નાખ્યાં. પોતાને પણ ગોકુળથી ભ્રષ્ટ કરાવ્યા એટલે જાણ્યું કે, હવે તો એઓનુ સઘલુ પાખંડ પડી ભાંગશે. એમ માની સંતોષ કરી તે તો પોતાને રસ્તે ચાલી નીકળ્યો.

હવે આ લોકોએ પોતાની તજવીજ ધીરે ધીરે જારી રાખી. મથુરા વૃંદાવન વગેરેમાં બાદશાહના કારભારીઓ હતા તેઓને તો અગાઉથીજ લાંચ વગેરે આપી પોતાની તરફ કરી રાખેલા હતા. પછી એક દિવસ બના

વ એવો બન્યો કે જહાંગીર બાદશાહ પોતે મથુરા તરફ કાંઇ કામે આવ્યો હશે. તે વખતે ગોકુળનાથજી અને તેના બીજા ભાઇઓએ ઉદ્યોગ કરી કેટલાએક કારભારી ઓની ખુશામત કરી તથા કેટલા એકને લાંચ આપી બાદશાહની મુલાકાત કરવાની તજવીજ કરી તેમાં તેઓ ફાવ્યા. કેમ કે ગોકુળ નાથજી ભારી ખટપટિયો હતો તે મુલાકાત લેવાને ગયો. અને જાંહગિર બાદશાહને મળ્યો. અને તેને પ્રથમ અચ્છી રીતે કાલાવાલા કર્યા હશે એ તો પાધરૂંજ છે. તેમ કરતાં તેણે માન્યું નહીં હોય એટલે ગોકુળનાથજીએ પોતાનાં મનમાં એક બીજો વિચાર કર્યો તે એ કે બાદશાહ પણ ખુશી થાય ને પોતાનું પણ ભાવતુ થાય; એ રીતે દૂધને દોણી બે રાખવાં. એવો નિશ્ચય કરી બાદશાહને અરજ કરી કે સાહેબ? હવે હું તમારૂં કહ્યું કરૂં, અને તમે પણ મને જરા છુટ મુકો તો ઠીક. બાદશાહે પૂછ્યું કે તું શું કરવા માગેછે? ગોકુળ નાથજી એ કહ્યું કે હું મૂર્ત્તિ પૂજા મારા પંથમાંથી કાઢી નાખું, હું તથા મારા આશ્રિતો પોતાના કપાળ ઉપર મસીદના બે ટાંડા સરખાં તિલક કરિયે અને આપ, કંઠી પેહેરવાની રજા આપો. હવે બાદશાહોને તો મૂર્ત્તિ ઉપર દ્વેષ ઘણો તે તો એણે કાઢી નાખવા કહ્યું; વળી કારભારીઓને પૂછ્યું તો તેઓની પૂજા તો આ લોકોએ કરીજ રાખેલી હતી એટલે તેઓએ ઝટ કહી દીધું કે "ખાવંદ એ અચ્છા કહતાહે" પછી એ પ્રમાણે નક્કી કરી કહ્યું કે મૂર્ત્તિને માનવી નહીં, તિલક મસીદના ટોડા જેવો કાઢવો, પણ કંઠી ગળામાં બાંધવી.

એ પ્રમાણે માત્ર કંઠીનો હુકમ મેળવ્યો. એટલામાં તો પોતાના માર્ગના ગ્રંથોમાં મોટી મોટી બડાઇનાં બાંકાં ફુકયાં છે કે ગોકુળનાથજીએ કંઠીનો ધર્મ રાખ્યો. બાદશાહની સન્મુખ સન્યાસી ઓને જીત્યા. બાદશાહને જમનાજી માંથી હજારો મોતીની માળા કાઢી દેખાડી વગેરે બાંકા ઘરની અંદર ફુંકયાં છે. વળી તે ઉપર એક પદ પણ એઓના કવિએ જોડયું છે.

પદ—રાગમારૂ

ધન્ય વલ્લભ સુવન. પ્રગટ વલ્લભ બલી, પ્રગટપનુ કર તિલકમાલ રાખી
ટેક—ખંડિ દંડી હરી વિમુખ દૂરી કરી હર્યો કલિકાલ તમ નિગમ સાખી. ૧.
અપ શ્રીપાત જાંગીર બસ કરિ રહ્યો, ધરત નિજ માલ ગોકુળ ગુસાંઇ. ૨.

તહીં કર્યો શાસ્ત્ર શ્રુતિ દોષ તોહિ હોત હૈ દૂર કર બેગ દેહૂ દુહાઇ. ૩. ઇત્યા-દિ. ઇત્યાદિ.

એમાં કહ્યું કે પ્રત્યક્ષ જાણે વલ્લભ એવા વલ્લભના પુત્રને ધન્ય છે. હું તેના પરથી વારી જાઉં છું. કે જેણે પ્રગટ પ્રતિજ્ઞા કરી તિળક માળ રાખી. હરિથી વિમુખ એવા દંડીનું ખંડન કરી તેને દૂર કર્યો; અને કલિકાલજનિત અંધઃકા-રનો નાશ કર્યો એનો સાક્ષી વેદછે, (પછીનાં ચરણોમાં એનો ઇતિહાસ કહેછેકે) કપટી શ્રીપાતે જાંગીરને વશ કરી લીધો અને તેને સમજાવ્યું કે ગોકુળિયા ગોસાંઇ માળા પેહેરેછે તેથી વેદને શાસ્ત્રમાં કહેલાં દોષ તને લાગેછે માટે તે તોડાવી નાખ. એવી દુહાઇ જલદી ફેરવ. ઇત્યાદિ. ઇત્યાદિ.

હવે ગોકુળનાથજીએ પોતાના ભાઇઓ આગળ આવી વાત કરી કે આમ નક્કી કર્યું છે. તેઓએ કહ્યું હશે, કે આપણાથી એમ કેમ બને? તમે કબુલ કરી આવ્યા છો તો તમો તે પ્રમાણે ચાલો. તેથી તેણે પોતાનો પંથ જુદોજ ચલાવ્યો, જેએને તો એ ભાવતુંજ હતું. એણે પુષ્ટિ માર્ગમાં ઘણો ઠગાઇ ભરેલો રસ્તો કરતાં સંતોષ ન પામીને પોતેજ કેવળ પરમેશ્વર બનીને નવો પંથ ચલાવ્યો. તે પંથ હજી સુધી ચાલે છે. તેમાં મૂર્તિપૂજા નથી. માત્ર ગોકુળનાથજીનેજ ભગવાન કરી માને છે ને તેની ચાખડાઓને પૂજે છે. મસીદના ટોડા જેવું તિલક કાઢે છે. ઇત્યાદિ ઇત્યાદિ.

હવે બાદશાહે તો જાણ્યું કે આપણે મૂર્તિપૂજા બંધ કરાવી એટલે તે તે પાછો પોતાનાં સ્થાનક ઉપર ગયો; અને ગોકુળનાથજીએ પોતાનો નવો પંથ ગોકુળ, મથુરા અને ગુજરાત વગેરે ઠેકાણે ચાલુ કર્યો. પેલો ચિદ્રુપ સન્યાશી પોતાની ફતેહ સમજી કાશી વગેરે સ્થળોમાં જઇ રહ્યો. અહીં ગોકુળ મથુરા તરફ આ લોકોએ પાછી પોતાની તજવીજ ચલાવી શ્રીજીની મૂર્ત્તિ છપાડી મુકી હતી તે પાછી ઠેકાણે બેસાડી. ગોકુળનો જે નાશ થઇ ગયો હતો તે પાછું વસાવવાનો ગોકુળનાથજી બાદશાહ સાથે બંદોબસ્ત કરી આવેલા તે પ્રમાણે ફરીથી નવું ગોકુળ વસાવ્યું. ભાઇઓએ ગોકુળનાથજીની શરત કબુલ કરી નહીં તેથી ગોકુળનો કબજો ગોકુળનાથજી લઇ બેઠો. એ પ્રમાણે એ લોકો ઉપરથી દુખનું વાદલ હાલ તરત ટળ્યું; એટલે પાછા પોત પોતાના લોકોને ઠગવાના ધંધામાં પ્રવૃત્ત થઇ પોતાનો ક્રમ ચલાવવા લાગ્યા.

ત્યારપછી કેટલાંએક વર્ષોસુધી એ લોકોને ઝાઝાં વિઘ્ન નડ્યાં હોય એવું જણાતું નથી. પણ વળી પાછું ૪૦–૫૦ વર્ષે એક મોટું વિઘ્ન આવી નડયું. તે એ કે દિલ્હીમાં ઔરંગઝેબ કરીને બાદશાહ રાજ્ય કરતો હતો, તેના વખતમાં શ્રીજીની બાબતમાં એ લોકોને પોતાને માંહો માંહે ટંટો ઉત્પન્ન થયો. કારણ કે શ્રીજીની મૂર્ત્તિ સર્વેના ભાગમાં હતી એટલે બધા ધણી થવા લાગ્યા અને પોત પોતામાં લડવા લાગ્યા, પણ તેનો કંઇ નિકાલ આવે નહીં. પછી તેમાંથી એક બે જણાની આગરામાં બાદશાહના કારભારીઓ સાથે ઓળખાણ પિછાન હતી તેથી તેઓએ આગ્રામાં જઇ કારભારીઓની સાહેતાથી બાદશાહને અરજ ગુજારી ફરિયાદ કરી. પછી બાદશાહે ન્યાયાધીશ કાજી વગેરેને બોલાવી ન્યાય કરવા કહ્યું. તેઓએ સામા પક્ષીઓ ઉપર સમન મોકલી બોલાવી લીધા.

મુદતસર બધા હાજર થયા અને એક બીજાની જુબાનીઓ લેવાઇ. તેમાં શ્રીજીનો વૈભવ, મૂર્ત્તિની વિગત, માણસોની આવજાવની વિગત, તેના મહિમાની અનેક વાતો, તેની આવજાવની વિગત, તેના મહિમાની અનેક વાતો, તેની ઉપજ ખરચની બાબત વગેરે અનેક બાબતો વિષે પુછવામાં આવ્યું અને તે એક બીજાની અદેખાઇને લીધે બધું કહી દેવામાં આવ્યું. હતું. એ ટંટો ઘણાક દહાડા ચાલતાં એનો શેવટનો ખુલાસો થયો કે ગોસાંઇજીનો મોટો પુત્ર ગિરધરજી છે તેથી ટીલો એના વંશને મળવો જોઇયે. એમ ઠરાવી ગિરધરજીના વંશને ટીકાયત તરીકે રાખવા હુકમ થયો. અને બીજાઓ એ મંદિરમાં આવે જાય અને સેવા કોઇ કોઇ વખત કરે એવો ઠરાવ થયો.

એ તો પત્યું પણ કાજી મુલ્લાં વગેરેએ બાદશાહને કહ્યું કે સાહેબ! આપણે આમ મૂર્ત્તિઓનું ખંડન કરિયે છિયે ને આ લોકોએ તો વળી નવું લાકડું પેસાડયું; માટે એવું અનર્થકારક કામ આપણા રાજ્યમાં નવે સરથી થાય તો આપણને મોટી શરમ ભરેલી વાત થઇ પડે, તે માટે એનો જરૂર ઘટતો ઉપાય કરવો જોઈયે.

બાદશાહને એ વાત ધ્યાનમાં આવી કે આપણા પૂર્વજો મૂર્ત્તિઓનું ઉત્થાપન કરતા હતા ને આપણા વખતમાં તેનું સ્થાપન થાય એ ઠીક નહિ. પછી બાદશાહે એ લોકોને કેહેવડાવી મોકલ્યું કે તમારા વડવાઓ અને અમારા

વડવાઓ વચ્ચે શરત થયેલી છે કે તમારે મૂર્ત્તિપૂજા કરવી નહિ તે છતાં તમે હજી એ પાખંડ રાખી બેઠા છો એ કામ તમે ઘણુંજ અણુ ઘટતું કર્યું છે. હવે આ હુકમ દેખતા તમારી મૂર્ત્તિપૂજા કાઢી નાખી કરાર પ્રમાણે કરજો નહિતર બલાત્કારે તમને તેમ કરવાની ફરજ પડવામાં આવશે.

એ હુકમ આવતાં આ લોકોના ટાંટિયા નરમ થઈ ગયા. ને મનમાં ઘણો પસ્તાવા કરવા લાગા કે, આપણે પોતપોતામાં લડીને બધું જાહેર કીધું, તેમાંથી અંતે આ મુશીબતનું ફળ નિપજ્યું. પણ હવે થાય શું? હલકારાને કહ્યું કે ઠીક કરશું. બે ત્રણ દહાડા હલકારા રહ્યા પણ કાંઈ કીધું નહીં. ત્યારે હલકારાઓએ કહ્યું કે તમે કાંઈ કરતા નથી, માટે કરતા હો તો કરો. નહિ તો અમે બાદશાહને જઈને કહિયે છિયે પછી અમને દોષ દેશો નહીં. પણ અહીં તો શું કરવું તે સુઝે નહીં, ને મૂર્ત્તિપૂજા બંધ કરવી એમ તો બને નહીં એટલે કાંઈ પણ જવાબ આપ્યા વગર બેસી રહ્યા!

બીજે દહાડે હલકારા લોકો એઓને કહીને ગયા કે અમે જઈને બાદશાહને આમ કહીશું. આ લોકોએ જાણ્યું કે હવે થાય તે ખરૂં. પાદશાહી છે. વળી યાદ આવશે ત્યારે કાંઈક કરશે. એટલામાં આપણે આટલાં વરસ કર્યું તેમ કાંઇક રસ્તો કરી લઇશું. હલકારા લોકોએ તો આગરામાં જઇ જાહેર કર્યું કે એ લોકો હુકમ માનતા નથી. બાદશાહને એ વાત સંભળતાં ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો. પછી તરત હુકમ કરી દીધો કે પાંચસે માણસોનું લશ્કર લઈ જાઓ અને એ લોકોની મૂર્ત્તિને ભાંગી નાખો. એવાં માણસોને તુર્ત શિક્ષા થવી જોઇયે.

બાદશાહનો હુકમ થયો પછી કેટલીવારમા લશ્કર એકઠું થયું ને ચઢાઇ ચાલી હવે આ લોકોએ પણ પોતાના જાસુસ રાખેલા હતા. કેમ કે બાદશાહ સાથે ચેડાં કરવાં તેમાં સાવચેત રેહેવું જોઈયે. પછી આ લોકોના જાસુસોએ આવી કહ્યું કે આ પ્રમાણે હુકમ થયો છે ને લશ્કર દશ બાર ગાઉ ઉપર આવી પોંહોંચ્યું છે. એવું સાંભળતાંજ આ લોકો ગભરાઇ ગયા અને શું કરવું તેના વિચારમાં પડ્યા. વિચાર કરતાં તેમના ધ્યાનમાં આવ્યું. કે હવે અહિંથી નાહાસી ગયાવગર છુટકો નથી. પછી જેમ બને તેમ જલદી કરી એક બે રથ, એક બે ગાડાં ને દશ બાર માણસોને તૈયાર કરીને જલદી જલદી સામાન

ભર્યો. એક રથમાં શ્રીજીની મૂર્ત્તિને સુવાડી તેમાં બે ત્રણ બાયડીઓ અને ગંગાબાઇ બેઠા. એક રથમાં મુખ્ય મોટા દીક્ષતજીના ત્રીજા છોકરા ગોવિંદજી તથા તેની સાથે બીજા બે ત્રણ મહારાજો રથમાં બેઠા અને સામાન ગાડાં-ઓમાં ભરી અહિંથી વટાણા વાવી ગયા. તે બાદશાહનું લશ્કર જે રસ્તેથી આવતું હતું તેથી બીજે રસ્તે આ લોકો આગરે જવા નીકળી પડ્યા. એ વાત સંવત ૧૭૨૬ ના આસો સુદ ૧૫ ને રોજ પાછલી પોહોર રાત હતી તે વખત બનેલી છે.

બાદશાહનું લશ્કર બીજે દહાડે ગિરિરાજ આગળ ધામ ધુમ કરતું આવી પોંહોચ્યું, અને મંદિર ઉપર હલ્લો કર્યો ત્યારે તેઓને ખબર મલી કે મૂર્ત્તિ ઉપાડીને એ લોકો તો ભાગી ગયા છે. તેથી હવે શું કરવું તે બાબત લશ્કરનો ઉપરી વિચારમાં પડ્યો. પછી બાદશાહને તે જાહેર કરવું તેને દુરૂસ્ત જણાયું, તેથી એક માણસ આગરે તૂર્ત મોકલ્યો. બાદશાહને ખબર થઇ કે એ પ્રમાણે મૂર્ત્તિ લઇ તેઓ નાહાસી ગયા છે. પછી એ બાબતમાં જે પોતાના સલાહકારો હતા તેઓને બોલાવ્યા ને પુછ્યું કે આપણે હવે શું કરવું? પછી બધાઓએ નક્કી વિચાર કરી ઠરાવ્યું કે એનું મંદિર છે તે પાડી નાખી ઉપર ઘોર બંધાવવી. તે પ્રમાણે ત્યાં ગયેલા સેનાધિપતિને બાદશાહે હુકમ લખી મોકલ્યો.

એ પેગામ લશ્કરના ઉપરી ઉપર આવતાં તેણે તે હુકમ માથે ચઢાવી મંદિર તોડી પાડવું શરૂ કર્યું. થોડા દિવસમાં મંદિર પાડી નાખી તે ઠેકાણે એક મસીદ અથવા ઘોર બનાવીને તે લશ્કર પાછું આગરે ગયું અને બનેલી સઘળી હકીકત બાદશાહને જાહેર કરવામાં આવી. તેણે થોડાં એક માણસોને હુકમ કરી રાખ્યો કે તમારે મૂર્ત્તિની શોધમાં રેહેવું- જ્યાં હોય ત્યાંથી એ મૂર્ત્તિ પકડવી અને તેનો નાશ કરવો.

હવે આ લોકો અહિંથી ઘણાજ છુપા લેબાસમાં કોઇ ઓળખી ન શકે એવી તરેહથી છાના નીકળી પડ્યા. તેઓએ ગિરિરાજથી આગરાનો રસ્તો લીધો. ત્રીજે દહાડે પાછલી રાત ઘડી ૭ હતી તે વખતે અંધારામાં આગરામાં પ્રવેશ કર્યો. ત્યાં કંઇ સલામતી ભરેલાં ઠેકાણામાં જઇ રહ્યા. અહીં તેમને પાંચ સાંત દિવસ રેહેવું પડયું. કેમકે શ્રીનાથજીની ગોદના નવનીતપ્રીયાજી નામની

મૂર્ત્તિ બીજાઓને આપેલી જુદે રસ્તે લઇ આવવાને કહ્યું. ને તેઓ પ્રથમ ગોવર્ધનની તળેટીમાંજ મંદિરના સંસ્કાર જોવા યોભેલા હતા. પછી આ લોકો આગરે પોહોંચ્યા પછી માણુસ મોકલ્યો કે છાનામાના અહીં નીકળી આવો. પછી તેઓ પણ ત્યાં ચાર પાંચ દહાડે આવી પોહોંચ્યા. એટલે બધા ભેળા થઇ અન્નકૂટનો ઓચ્છવ ખાનગીમાં કરી બીજે દહાડે કાંઇક ચરચા સાંભળતાં રાતો રાત સટકી ગયા. અન્નકૂટની બાબતમાં પ્રાગટયની વારતામાં લખેછે કે. " પાછેં ગુપ્ત અન્નકૂટ ભયો ભાતકે ઠિકાને ખિર કરી ધરી. ઓર સામગ્રી સમયાનુસાર યત્કિંચિત્ પકવાન્ન ભયે. ઓર ગુપ્ત શ્રીગોર્વધન પૂજા શ્રીગોવિંદજીને કીની ઓર વિધિપૂર્વક અન્નકૂટ શ્રીજીકો ભયો. જો ગંગાબાઈને તા સમે કીરતન કીયે. ઓર મૃદંગાદિકકો કછુ ઉદ્દેશ ન ભયો."

પછી ત્યાંથી ડંડોદ્ધાર કરીને કોઇ સ્થળ હશે તે તરફ જવાને સવારનાં વહેલાં રાજભોગ કરીને નીકળી પડ્યા. બાદશાહને પછી કોઇ માણુસથી ખબર થઇ કે ગિરિરાજવાળી મૂર્ત્તિ અહીં આવેલી હતી. તેથી તેમનું પગલું કાઢવા થોડાંક માણુસો મોકલ્યાં. તે પગલું લેતા લેતા આગળ ચાલ્યા. હવે શ્રીજીવાળાઓનાં પેટમાં તો ખટકો તેથી ખબર રાખ્યાંજ કરતા હતા તેથી તેઓને ખબર થઇ કે મ્લેચ્છ થોડા એક આવી ચુકા છે એટલે તુર્ત ગાભરા બની ડંડોદ્ધારથી ચાલી નીકલ્યા. તે એક ચંબલા કરીને નદી હતી તેને પાર ઉતરી કોઇ ગુપ્ત જગામાં ભરાઇ બેઠા. ડંડોદ્ધાર પાસે બાદશાહી માણુસો આવી પોહોચ્યાં ત્યારે તેમને ખબર થઇ કે અહિંથી તો તેઓ ગયા. તેમણે વિચાર કર્યો કે એ લોકો ભાગતા ફરશે તો તે આપણા હાથમાં આવવા મુશ્કેલ છે. માટે હવે જ્યાં ઠેકાણું કરી રહેશે ત્યાં આપણે એની ખબર લઇશું. એમ વિચાર કરી ત્યાંથી ચાલી નીકળ્યા.

આ લોકોને પાછી ખબર પડી કે પાદશાહનાં માણુસો પાછાં ગયાં છે એટલે ત્યાંથી પાછાં ડંડોદ્ધાર આગળ એક કૃષ્ણપુર ગામ છે ત્યાં આવ્યાં. વળી અહીં એક પીડા નડી. તે એવી કે કોઇ વ્રજરાજજી નામનો મહારાજ હતો કે જે શ્રીજીને વાસ્તે પ્રથમ આગરામાં લડ્યો હતો, તે થોડાં માણુસો સાથે રાખી એઓની પુઠે ફરતો હતો. તે ડંડોદ્ધાર આગળના મુકામમાં તેને કાંઇક લાગ આવી ગયો એટલે જબરદસ્તીથી એ લોકો પાસેથી વ્રજરાજજીએ શ્રી નાથજીની મૂર્ત્તિ ઝુંટવી લીધી અને પોતે ધણી થઇ બેસી રહ્યા.

પછી આ લોકો એ ઠેકાણેથી દશ બાર ગાઉ છેટે કોઈ ગામ હતું ત્યાં જઈ કુટુંબ સુદ્ધાં રહ્યાં. પછી દર રોજ ખબર રાખતા કે જેવી રીતે એણે કર્યું તેમ આપણને લાગ આવે તો આપણે પણ ચુકવું નહિ. અહીં એમના હકમાં એક વાત સારી થઈ. તે એ કે વૃજરાજજીએ બધાં માણસોને રજા આપી. પોતાની તરફનાં નવાં માણસો રાખ્યાં પણ બે જળગરિયા જુનાજ રેહેવા દીધા. તેમની મારફત આ લોકોને દરરોજની ખબર મળતી ગઇ. એક દિવસ જળગરિયાઓએ તેઓને ચેતાવ્યું. કે આજ બીજો કોઇ માણસ નથી. ઘણા ખસ નિર્ભય હોવાથી આગળ પાછળ થઈ ગયા છે માટે દોડી પોંહોંચો. તેથી ગોવિંદજી અને બીજાં બે ત્રણ માણસો ત્યાં ગયાં. વૃજરાયજી રાજભોગ સરાવવા મંદિરમાં પેઠા કે પછવાડે ગોવિંદજી દોડી પોંહોંચ્યા. અને તેનો એક હાથ મજબુત પકડી કટારી સાથે લાવ્યો હતો તે કાહડી. અને વૃજરાયજીને કહ્યું કે હવે તારી સેવા ઘણા દહાડા થઇ તેથી અમને શ્રીજી સોંપી દે. નહિ તો આ ઘડી તુંને મારીને કટકે કટકા કરી નાખું છું. પ્રીય અને સુજ્ઞ ગૃહસ્થો ! જુઓ એ લોકોની સ્વાર્થ બુદ્ધિ ! ! ! જે પોતાની પેઢીની રાસ પુંજી જે મૂર્ત્તિ કે જેને નામે એ લોકોને લાખો રૂપીયા મળે તે પોતાના કાકાનો દીકરો લઈ જતો હતો, તેને મારી નાખી કટકા કરવાપર આવવાને પણ બીના નહિ. એવા કપટથી ભરેલાઓને કેટલાંએક માણસો ઇશ્વરાવતાર માને છે ! ! ! હવે એ માનનારા મનુષ્યો કેહેવાય વારૂ ? હું તો જાણું છું કે કદી નહિ.

આવો ભયંકર સમો જોઇ વૃજરાજજી બીનો. ને તેની પાસે કાંઈ હથિયાર નહિ એટલે લાચાર. નહિ તો એ પણ એનો ભાઇજ હતો. પછી તેણે કબુલ કર્યું કે આજથી હું મૂર્ત્તિ મૂકીને અંહિયાથી નીકળું છું. (મરણિયાથી સહુ કોઇ ડરે) તે કબુલાત નક્કી થયાથી એણે વૃજરાજજીને જીવતો મુક્યો અને જમાડીને તરત વિદાય કરી દીધો. પછી પોતાનાં કુટુંબને અહીં તેડાવી લીધું ને બધાં એકઠાં થવાં. પછી ત્યાંથી જલદી પાછી કુચ કરી. કારણ કે વૃજરાજજીને કાઢી મુક્યો તેથી તે વખતે વૈર લેવા સારૂ બીજાં માણસો લઇ આવી પાછી મૂર્ત્તિ ઝુંટવી લઇ જાય, વળી સાથે માણસો હતાં તેને પણ રજા આપી એકાદ બે માણસ રાખી તમામ સાધારણ રીતે અહીંથી ભાગી છુટયા. પછી શાક, સામગ્રી, રસોઇ વગેરે પોતાને હાથે કરતા, પોતે ચાર જણ સાથે

હતા ગોવિંદજી, વલ્લભજી, બાળકૃષ્ણજી અને દાઉજી. તેમજ વહુજીઓ વગેરે પણ હતાં, તે સહુ અહિંથી ચાલતાં થયાં,

ફરતાં ફરતાં તેઓ બુંદી કોટે આવી પોહચ્યાં,ત્યાંના રાજાએ તો પોતાની નવાઇમાં રેહેવા કહ્યું હશે, પણ ડર મોટો ;એટલે આ બિચારા રહી શકયા નહીં. તેમ શું કરવું તે પણ એ લોકોને સુઝે નહીં. કોઇ જાહેર ગામમાં તો રહી શકાય નહીં. પછી કૃષ્ણવિલાસ કરીને એક સ્થળ હતું ત્યાં એક પદ્મ શિલા હતી તે ઠેકાણે સાધારણ વેરાગીઓના વેશમાં કોઈ જાણે નહીં તેમ ચાર મહીના રહ્યા. પછી વિચાર કર્યો કે કોઇ જોરાવરના આશ્રય નીચે રહિયે તો ઠીક થાય, કેમ કે ત્યારેજ નિર્ભય થઇ શકાય; એમ વિચારી જોધપુર ગયા. અને ત્યાં જઇ ત્યાંના રાજા જસવતસિંહજી પાસે પોતાની ઠગાઇ ભરેલી યુકિતઓ કરવા અને તરેહવાર રીતે દેવનો ભાવ દેખાડવા બહુજ તજવીજો કરી. પણ તે રાજા કાંઇક સમજુ હશે અથવા તેના પ્રધાન વગેરેમાં કોઇ સમજુ હશે તેથી આ લોકોની ચાર મહીના સુધીની યુકિતઓ કાંઈ કામ લાગી શકી નહીં, પછી જાહેર જગામાં તો એ લોકોથી રેહેવાય નહીં તેથી જોધપુરથી થોડે દૂર એક ચાંપાસેની કરીને ગામ હશે તેમાં સાદી રીતે અને છુપી રીતે રહ્યા,

હવે આ લોકોને વિચાર થયો કે આપણે આગલ કેમ જતા કરી શું? વાટમાં ઘણે ઠેકાણે તજવીજ કરી તો કાંઈ વળ્યું નહીં. આખરે જાણ્યું કે જોધપૂર વાળો રાખશે, તો તેણે પણ દાદ દીધી નહીં ને ઘણે ઠેકાણેથી ઉલટું ભાગી જવા હુકમ થયો. (બાદશાહના ચોરને કોણ સંઘરે?) પછી શું કરવું તે આ લોકોને સુઝે નહિ; ત્યારે આ લોકોએ એકઠા થઇને વિચાર કર્યો કે હવે કેમ કરિયે? એક બીજાનાં મત લેતાં એમ નિશ્ચય થયું કે આખો ખટલો સાથે લઇ ફરવું એ જોખમ ભરેલું છે. ઉપરાંત જ્યાં સાથે જઈ પડિયે છિયે ત્યાં અગાઉથી આ વાર્ત સાંભળી ભાવિક હોય તે પણ બાદશાહના ડરથી ગભરાઇ જાયછે. તેથી એમ ઠરાવ્યું જે હવે જેનો આશ્રય લેવો સુઝતો હોય તેની પાસે એક જણાએજ જવું અને જ્યાં ચોકઠું બેસવા જેવું હોય ત્યાં નક્કી કરીને પછી બધાને ત્યાં તેડાવવાં,

એ વિચાર નક્કી કરીને પછી ગોવિંદજી મહારાજ તથા ગંગા બાઈ અને એક બે માણુસ કોઈ મજબૂત માજલું પકડવા નીકળી પડ્યાં. એક બે ઠેકાણે સેજસાજ તજવીજ કરીને પછી જાણ્યું કે હવે આપણે ઉદયપુરમાં જઈયે તો વખતે ત્યાંનો રાજા મિરાંબાઈ વગેરેનો સંબંધી અને જાતે વિષ્ણુને માનનારો છે તો ત્યાં વખતે આપણું ભાગ્યોદય થશે, એવું ધારીને તેઓ ઉદેપુર જવા નીકળ્યા. મજલ દર મજલ કરતાં ત્યાં આવી પોંહોંચ્યા. પછી પોતાની તજવીજ લગાવી આસ્તે આસ્તે કારભારી ઓની ખુશામત કરી તથા કાંઈ પૂજા કરીને મહારાણાજીની મુલાકાત લીધી. તે વખતે ઉદેપુરમાં રાણા રાયસંગજી રાજ્ય કરતો હતો. પછી રાજ્યમાં ધીરે ધીરે પગ પેસારો થતાં ગંગા બાઈ જનાન ખાનામાં જા આવ કરવા લાગી અને ગોવિંદજી મહારાજે રાણાજીને વારે ઘડીએ ભેટવું ચાલુ રાખ્યું. ધીમે ધીમે રાણાની માને ગંગા બાઈ ઉપદેશ કરવા લાગી અને રાણાને ગોવિંદજીએ ઉપદેશ કરવા કંઈ બાકી રાખ્યું નહી. તેમાં એક વાર તો તેને તે મૂર્ત્તિમાં તેઓનો ભાવ લગાડયો. વળી તમે મીરાબાઇને 'અજબ કુવરીનાં કુટુંબી છો, માટે તમારા જેવા આવા ધર્મનાં કામમાં મદદ નહી કરે તો હિંદુધર્મ રેહેશે નહીં. તમે ધર્મના સ્થંભ છો વગેરે ખુબ વખાણુ કરી કરીને તેઓને ઊંચે ચઢાવી પોતાનો હેતુ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. વળી હંમેશના નિયમ પ્રમાણે કારભારીઓને તો પડખામાં આગળથીજ લીધા હતા તે પણ આગળ ટેકો ભરાવવા લાગ્યા. એ પ્રમાણે ચાર પાંચ મહીના સુધી અત્યંત મેહેનત તજવીજ અને યુક્તિઓ કરી ત્યારે રાણાજીની ડોસી કોઈ હશે તેનું મન જરા પીગળ્યું. પછી ડોશીએ કહ્યું કે હું રાણાજીને કહીશ. હવે રાણાનું મન પણ જરાજરા બધાઓએ ભેળા થઈ ગાળી રાખ્યું હતું. વળી ગોવિંદજીએ પણ કહ્યું કે જોધપુરવાળો રાખેછે, પણ શ્રીજીની ઈચ્છા તમારા મુલકમાં બીરાજવાની છે. વળી યાવચ્ચંદ્રદિવાકરૌ તમારૂં નામ પરેહેશે. વગેરે કીર્તિના લોભથી રાણાજી આશ્રય આપવા તૈયાર થઈ રહેલા એટલામાં રાણી મા એ પણ કહ્યું કે આવી રીતે મ્લેચ્છોના ઉપદ્રવથી નાસી આવેલા આપણા રાજમાં રેહેવા ઈચ્છેછે તેને રાખિએ તો ઠીક. મહારાણાએ કહ્યું કે આપણે રાજમાં રાખિયે તેની તો મારે કંઇ ચિંતા નહિ, પણ બાદશાહ જાણશે તો

ખફા થશે. ડોશીએ કહ્યું કે બાદશાહને કયાં ખબર પડવાની છે? કદાચ પડશે તો આપણે તેનો ઈલાજ કરીશું. એવો વિચાર કરીને ગોવિંદજી મહારાજને કહ્યું કે ઠીક છે; ભલે અમારા રાજમાં આવીને રહો, પણ તજવીજથી અમે કહીયે ત્યાં રેહેજો.

હવે કેવી તજવીજથી અને કયાં રાખવાં તેનો તેઓએ પોતપોતામાં નિર્ણય કર્યો કે ઉદયપુરથી બાર પંદર ગાઉ ઉપર ડુંગરોની ટેકરીઓની વચ્ચે એક શીહાડ કરીને ગામડું છે ત્યાં સાધારણ રીતે તમારે રહેવું એમ ઠરાવ્યું. પછી ગોવિંદજી વગેરે ત્યાંથી તરત ચાંપાસેની દોડા પોંહોંચ્યાં અને જેમ બને તેમ તુર્ત શ્રીનાથજી વગેરેને લઈ શીહાડ ગયા. ત્યાં પ્રથમથી રાણાએ બતાવેલી જગા રોકીને બેઠા. તેમાં પ્રથમ સાધારણ જગા બાંધીને સેજસાજ રીતે બેઠા. ગોકુળથી સંવત ૧૭૨૬ ના આસોસુદ ૧૫ ના નીકળ્યા ને તે સંવત્ ૧૭૨૮ ના ફાગણ સુદ ૭ ના શીઆડ આવ્યા ને સાધારણ જગામાં બેઠા ત્યાંસુધી બે વરસ, પાંચ મહીના ને સાત દિવસ રથમ નાહાસ ભાગ કરતા તેઓ ફર્યા હતા.

અંહિયા અંતે એ પ્રમાણે તેઓ ઠેકાણે પડયા. અને પછી તો માત્ર પોતાનો વૈભવ વધારવાનીજ તજવીજ કરવી રહી. તે તજવીજ યાત્રા વગેરેના મહીમાં વધારીને તો થાય નહિ! કેમકે બાદશાહને ખબર પડે તો વિઘ્ન થાય. પછી રાણાને ભેઠ બાંધી આદું ખાઈને લાગુ પડવા મંડી ગયા. રાણો પણ જાતે વિષ્ણુભક્ત, વળી મીરાબાઈ તથા અજબકુંવરી એઓના પૂર્વજોમાં વિષ્ણુભક્તાણી થઇ ગયલી, વળી મૂર્ત્તિઓ ઉપર તો પંડિતોએ આર્ય લોકોને સારી રીતે ભાવ લગાડેલોજ ઇત્યાદિ ઈત્યાદિ કારણોથી અને ગોવિંદજી વગેરેની તજવીજથી રાણાને એના ઉપર ભાવ સારો બેઠો. તેથી પોતાનાં રાજ્યની તરફથી એઓનો ખરચ સારી રીતે ચાલે તેવો બંદોબસ્ત કર્યો. અહિંથી એઓનું ટટ્ટુ આગળ ચાલવા લાગ્યું.

ચાર પાંચ વરસ એમ કરતાં નીકળી ગયાં ત્યારે રાણાને તથા મહારાજને એમ વિચાર આવ્યો જે હવે એ વાત બાદશાહ ભૂલી ગયો હોય એમ દેખાય છે. વળી આ લોકો પાસે પણ પૈસો કેટલોક જમા થયલો હતો, વળી ગોકુળથી પણ પૈસો સાથે લાવેલા ખરા, એટલે મંદિર બંધાવી વૈભવ વધા-

રવાની મહારાજને હોંસ થઈ. તે વિચાર તેણે રાણાને જણાવ્યો અને વળી સમજામણીની તજવીજ કરી. રાણો પણ ઘણા સહવાસથી એઓની મૂર્તિ ઉપર ભાવિક થઈ રહેલો હતો એટલે એ વાત તેણે કબુલ કરીને મંદિર બંધાવી આપવા ખુશી જણાવી. પણ એક તેણે તેઓની સાથે શરત કીધી કે મંદિરમાં અખત્યાર તમારો નહીં.

પછી મહારાજે પાસેથી લખાવી લીધું કે "શ્રીનાથજીની સેવા રાણાજી ઉપર બીરાજે છે ને આ મંદિરની બાબતમાં સર્વે અખત્યાર રાણાજીનો છે, અમે માત્ર સેવા દાખલ રહ્યા છિયે તે શ્રીજીની સેવા કરિયે તથા અન્ન વસ્ત્ર લઈયે. અમને રાણાજી આ જગામાંથી કારણ સર અથવા વગર કારણે કાઢી મુકવા મુખ્ત્યાર છે." વગેરે વગેરે બાબતોનો પક્કો લેખ લખાવી લીધો.

પછી મંદિરનું કામ ચાલુ કર્યું ત્યાં પાછો વિચાર કર્યો કે મંદિર કેવું બધાવવું ? ત્યારે અહીં પણ કાંઈ બાદશાહનો ડર નાબુદ થયલો નહિ તેથી પછી મસીદને ઘાટે મંદિર બંધાવવા ઠરાવ્યું. તે પ્રમાણે બાંધવાનું શરૂ કર્યું. બે ત્રણ વરસે મંદિર બંધાઈ રહ્યું તેમાં મૂર્તિને બેસાડી. વળી રાણાને લાગુ પડીને નેક ભોગ સારૂ તજવીજ કરી એટલે રાણાએ તેનો પણ બે ચાર ગામો આપીને બંદોબસ્ત કરી આપ્યો. અને આ લોકોનું કામ આગળ ચાલવા માંડ્યું.

હવે બાદશાહવાળી વાતને આઠ દશ વરસ નીકળી ગયાં એટલે આ લોકો પોતાના મનથી એકાએક નિર્ભય થયા. ગુજરાત, મારવાડ, સિંધ અને ગોકુળ મથુરા વગેરે તરફ માણસો મોકલી તથા વૈષ્ણવો ઉપર કાગલો લખીને બધાને જાણ કર્યું. હવે અગાઉ થએલા વૈષ્ણવો વગેરેને ભાવ તો ખરોજ એટલે જાતરાનું ઠેકાણું શ્રીજીદ્વાર ઠરાવ્યું. પછી તો હજારો લોક આવવા લાગ્યાને ઉપજ પણ ઠીક વધવા લાગી. અને દેશોદેશ પ્રખ્યાતી પણ સારી થઈ.

એમ થતાં વળી શ્રીજીવાળાઓ ઉપર એક વાદળ ઘેરાઇ આવ્યું. તે એ કે આ વાત ફેલાતાં ફેલાતાં દિલ્હી, આગરા વગેરે ઠેકાણે પોંહોંચી. તે વખતે શીહાડમાં આવે લગભગ બાર વરસ થઇ ગયાં હતાં. અંતે બાદશાહ ઔરંગજેબને એ વાતની ખબર પડી કે આપણે જેને ડાંગરા દીધા હતા તે લોકો ચોરીથી નાસી જઇ પાછા ઉદેપુરની નવાઇમાં પોતાનો ડંગોરો જમાવી બેઠા છે.

બાદશાહે તરત ઉદેપુરના રાણાને હુકમ લખ્યો કે અમારો અમુક ચોર તમારી નવાઇમાં આવી રહ્યો છે તેને આ પત્રદરશણે અમારી તરફ મોકલી દેજો. નહિ તો અમે તમારા રાજ્ય ઉપર ચઢી આવીને જબરજસ્તીથી તેને લઇ જશું. રાણો તો આ પેગામ સાંભળી ગભરાયો પણ તેનો આડો અવળો જવાબ લખાવી ઉડાવ્યો. બાદશાહને જવાબ આપતાં રાણાએ વિચાર્યું જે આવા સાધારણ કામ સારૂં કાંઇ બાદશાહ લડવા આવશે નહીં.

અહીં બાદશાહને તો જવાબ સાંભળતાંજ અત્યંત ક્રોધ ચઢ્યો. તેણે તરત એક મોટું લશ્કર લઇ રાણા ઉપર ચઢાઇ કરી. તેમાં પોતે પણ સાથે ચઢી નીકળ્યો. મજલ દરમજલ કરતા બાદશાહ ઉદેપુરની નવાઇમાં આવી પોંહોંચ્યો. એ વાતની રાણાને ખબર પડતાં તે ગભરાયો અને મહારાજને બોલાવી પૂછ્યું કે હવે કેમ કરશો ? તેઓ તો શું કરી શકે, પણ વિનંતી કરી કે સાહેબ ! બાનાની લાજ તમારે રાખવી. હવે આ સેવા તમારી છે. અમારી નથી. ડોશીને ખુબ રંગ ચઢાવેલો તેથી તેણે પણ આવીને કહ્યું કે "દીકરા, આપણને ક્ષત્રીને લડવામાં કાંઇ એબ નથી; તમે જમીન વગેરે સારૂ લડી મરો છો તો જેને આપણે દેવ કરી માનીયે છિયે તેને વાસ્તે લડવું જોઇયે." એ વગેરે ઉપદેશ કરી તેને ખુબ ચઢાવ્યો.

રાણાએ પણ વિચાર્યું જે શરણ આવનારને વેરીના હાથમાં સોંપવો તેમાં ક્ષત્રીને એબ છે. વળી આ મૂર્ત્તિની બાબતમાં તેમ બને તો આખા હિંદુ વર્ણમાં મારી ફજેતી થાય. માટે જે થાય તે ખરૂં. આપણે બાદશાહ સાથે લડવું.

લડવાનો વિચાર નક્કી થતાં શ્રીજીવાળાને કહાવી મોકલ્યું કે તમે તમારી સાવચેતીમાં રેહેજો. તેઓએ પોતપોતાનો જનાનો તથા કેટલોક અસબાબ સોમવાસ કરીને કોઈ છાની જગા હશે ત્યાં પોંહોંચાડી દીધો. શ્રીજીવાળાએ પણ વિચાર કરી પોતાના ઉચાળા મંદિરમાંથી ભરીને એક "વાઠરા" કરીને ગામ હતું, તેની પાસે એક મોટી નાળ ડુંગરના ટેકરાઓમાંથી હતી કે જેની આગળ પાછળ બહુજ ઝાડી હતી. તેમાં એક નાહાના ડુંગરામાં ગુફા શોધીને તેમાં શ્રીનાથજી તથા અસબાબ વગેરે લઈને છુપાઈ બેઠા. એ જગા ઘણી અઘરી અને મૂર્ત્તિ રથ ઉપર મુક્યા વિના પોંહોંચે નહીં ને અઘરી જગ્યા-

વિના બચાવ થાય પણ નહીં. પછી ઘણીક મુશ્કેલીથી અને અત્યંત કષ્ટથી રથ ચલાવ્યો. જ્યાં બહુજ ખાડા ખબોચીયાં આવ્યાં ત્યાં રૂનાં ગાદલાં વગેરે અસબાબ ભરીને જેમ તેમ ત્યાં પોંહોચ્યાં.

એ પ્રમાણે બંદોબસ્ત થતાંજ રાણાએ હુકમ કર્યો કે લશ્કર તૈયાર થાય. બે ચાર કલાકમાં લશ્કર તૈયાર થયું ને બાદશાહનાં લશ્કરની સામા ચઢી નીકળ્યા. પેલો તો લડવા અવેલોજ હતો. રાણાનાં પણ ત્રીસ ચાલીસ હજાર માણસ હતાં. બેઉ લશ્કર ઉદેપુરથી આસરે ૨૦ ગાઉઉપર મળ્યાં. બેઉમાં રણશિંગડાના નાદ થયા ને લશ્કર લડવાને તૈયાર થયું. રાણાએ ઘણી તદબીરથી લશ્કરમાં ફરી સર્વેને સમજાવ્યું કે આપણી ઉપર આ ધર્મસંકટ આવેલું છે માટે હિંમત રાખી મરણિયા થઈ પડશો તો આપણી ફતેહ થશે.

પછી બન્ને લશ્કરમાં યુદ્ધ શરૂ થયું. હવે લશ્કર એકાએક ભેટંભેટા થઈ ગયું તેથી બાદશાહ પોતાના જનાનાને સાથે લાવેલો તે છેટે મુકી ન શક્યો. પછી તે વખતે તરત થોડાં માણસોને હુકમ થયો કે આ જનાનાને છેટે લઈ જાઓ. આ કોરે યુદ્ધ ચાલ્યું ને આ જનાનો નાઠો. પછી તે જનાનાવાળા પડખે કોઇ સલામત જગા હશે એવા ઈરાદાથી તે તરફ ચાલ્યા એટલામાં તો બનાવ એવો બન્યો કે રાણાનું મદદનું લશ્કર તે બાજુથી આવતું હશે તે આ જનાનાને ભેટં ભેટાં થઈ ગયું, પછી તે જનાનાની સાથે માણસો હતાં તેને કેદ પકડી લીધાં ને કેટલાએક દાસીઓ સાથે બાદશાહની રંગીચંગી નામની માનીતી બેગમ હતી તેને સાથે લઇ રાણાનાં લશ્કરમાં મળ્યા.

બે ત્રણ કલાક લડાઇ ચાલી પછી એકબીજાની ખુશીથી બંધ રહી. રાણો પોતાના તંબુમાં દાખલ થયો, તે વખતે મદદનીશ લશ્કરના વડાએ રાણાને ખુશ ખબર આપી કે બાદશાહની બેગમ આપણા હાથમાં પકડાઈ છે. રાણો સાંભળી બહુ ખુશ થયો, અને તે જનાનાને પોતાની પાસ અણાવ્યો. પાસે આવતાં રાણાએ બેગમનો બહુ સત્કાર કર્યો અને કહ્યું કે અમારાથી તમારે કાંઈ ડરવું નહીં. હું તમને મારી ધર્મની બેહેન ગણું છું. એમ કહી સારી આસના વાસના કરીને ભોજન વગેરેથી સત્કાર કર્યો. બેગમ તો અત્યંત પ્રસન્ન થઇ, પછી રાણાએ પૂછયું કે " બાઇ સાહેબ! હવે શો હુકમ છે! બેગમે કહ્યું કે તમે બાદશાહ ભેળી કરો તો પછી તમે કેહેશો તેમ કરી દઇશ."

રાણો કહે " જેવી આપની ખુશી." પછી બેગમ, દાસીઓ અને એનાં માણુસો સાથે લઈને રાણો પોતે કેટલાંએક માણુસો સાથે લઈ બાદશાહની છાવણીમાં પ્રભાતે ગયો.

હવે બાદશાહને મોડી રાતનાં કોઈ માણુસથી ખબર મળી કે રંગીચંગી રાણીના જનાનાને રાણાનું લસ્કર પકડી ગયું. એવું સાંભળતાં બાદશાહ બહુજ અફસોસમાં પડ્યા, હવે ઉપાય શો કરવો તેના વિચારમાં આખી રાત કાઢી, પ્રભાતે પોતાના અમીર ઉમરાવો એકઠા કરી વિચાર કરવા બેઠા, એટલામાં બાહારનાં લસ્કરે છેટેથી માણુસોને મ્યાનો સાથે આવતાં જોયાં, તેઓએ આવી ચેતાવ્યું જે આપણા જનાના જેવું કાંઈ આવેછે. આ એકઠા થયલા માણુસો પણ બાહાર આવી જુવેછે તો તેજ જનાનો આવતો જણાયો, પણ જરાવાર ઉભા રહ્યા એટલામાં તો તે લોકો આવી પોહોંચ્યા, બાદશાહને આવી સલામ કરી, રાણા રાયસંગજી પણ ઘોડેથી ઉતર્યા અને બાદશાહને અત્યંત નમ્રતાપૂર્વક કુરનશ બજાવી, બાદશાહ અને તેની મંડળી રાણાને ખુદ જોઇ બહુ આશ્ચર્ય પામ્યા, પછી રાણાને માન દઈ આસન આપી તંબુમાં બેસાડ્યા.

બાદશાહ જઇને પેહેલાં રંગી ચંગીને મળ્યો. તેણે થયેલું વૃત્તાંત બધું અસરકારક રીતે બાદશાહને કહી સંભળાવ્યું. રાણાની ઘણીજ તારીફ કરી અને કહ્યું કે મેં એને વચન આપ્યું છે જે તું જે માગીશ તે હું બાદશાહપાસેથી અપાવીશ. માટે કૃપા કરીને તમારે એને જરૂર ખુશ કરવો. મારો એ ધર્મનો ભાઇ થયો છે માટે તમારે એને ખુશ કરવો.

પછી બાદશાહ બાહાર આવી રાણાને અત્યંત પ્રસન્નતાથી ભેટ્યો, તેનું ઘણુંજ હેસાન માન્યું અને લડાઇ ચાલતી છતાં પોતાનો આટલો વિશ્વાસ લાવી પોતે ચાલ્યો આવ્યો તેથી તે બહુજ ખુશ થયો, અને કહ્યું કે "આપકે કામોંપર મેં બહુત ખુશ હુઆહું" "અબી આપ કહો જો કોનસી બાતમેં ખુશ હોસો મેં આપકું બક્ષીસ કરૂં" રાણાની તો બીજી કાંઇ માગણી હતીજ નહીં તેથી કહ્યું કે "સાહેબ! આપના પ્રાતાપથી જે જોઈયે તે છે, પણ એક માગુંછું કે આ મારા દેશમાં મૂર્ત્તિ રહે છે તેને તું ઉપદ્રવમાં કર. ને તારા લશ્કરથી મારી રૈયત હેરાન છે માટે તેને જલદી લઈને તારે દેશ ચાલ્યો જા.

પછી એક ઉમરાવ કોઈ સારો માણસ હશે તેણે કહ્યું કે સાહેબ! આપણનાં જીવતાં અને સહુ કરતાં પ્યારાં રાણી સાહેબ હાથમાં આવ્યા છતાં કાંઈ પણ ઉપદ્રવ કર્યા વિના પોતે જાતે આવી નમ્રતા પૂર્વક સોંપી દીધાં ત્યારે આપણે એક નિર્જીવ પથ્થરની મૂર્ત્તિ જે આપણને કાંઈ ઉપદ્રવ કરતી નથી તેને એમની એગ રાખવાની ઘણીજ સાધારણ માગણી કરે છે તો તે એને બક્ષીસ કરવી જોઈયે.

બાદશાહનાં મનમાં તો પેહેલાંથીજ દયા ઉસકેરાયલી હતી તેમાં વળી આ ઉમરાવના કેહેવાથી વધારે મજબુતી થઈ; એટલે બાદશાહે કહ્યું કે જેમ તમે રાજી થાઓ તેમ કરવા હું તૈયાર છું. પણ જરા જેટલી એક મારી વાત રાખશો તો હું વધારે ખુશી થઈશ. તે એ કે એ તમારા દેવનું મંદિર બીજાં થાય છે તેવું નહિ પણ જુદી રીતનું કરવું. એટલી એક વાત મારી રાખવી પડશે.

રાણાએ કહ્યું કે સાહેબ! એ દેહેરૂં ચણાવતી વખતેજ આપના ડરથી મસીદ માટે કરેલું છે અને તેમાં કેટલુંક બાંધકામ પણ મસીદના જેવું કર્યું છે અને તમારી ધાસ્તીથી મંદિર તમામ સાંકડું કરી માંહે મૂર્ત્તિને બેસાડીછે કે તમે વખતપર આવો તો મંદિરનું બારણું બહારથી ચણી લઇયે તો તમને કેવળ મસીદજ જણાય. માટે તે વિષે તમારે બેફીકર રેહેવું. બાદશાહે કહ્યું એમ છે કે? રાણાએ કહ્યું.હા સાહેબ. પછી બાદશાહે રાણાને અને મૂર્ત્તિને અભયપત્ર લખી આપ્યું. ને પોતાનું લષ્કર લઈ ચાલતો થયો. એ દિવસથી શ્રીજીની મૂર્ત્તિ નિર્ભય થઇ.

રાણો ઉદેપુર ગયો અને પોતાના કુટુંબને તેડાવી લીધું. શ્રીજીવાળાને એ લોકોનો માણસ જેને વાટકાની ગુફાની ખબર હતી તેને સાથે કેહવડાવ્યું કે હવે તમ નિર્ભય થયા. તે માણસ જલદી ત્યાં દોડી, પોહોંચ્યો અને વધામણી આપી કે મહારાજ આ પ્રમાણે આપણી પીડા ટલી. અને રાણાજીના પત્ર પણ દાઉજી વગેરે મહારાજે વાંચીને બહુજ ખુશી થયા કે ચાલો હવે સદાની ભાવટ ટલી. એ ગુફામાં એ લોકોને ત્રણ દહાડા રેહેવું પડયું હતું પણ આ શુભ ખબર સાંભળતાં તરત પાછા રથમાં બેસી શીહાડનો રસ્તો તેઓએ લીધો. ત્યાં જઇ આનંદથી પોતાની જગ્યામાં ખુશી થતા થતા "આવી બેઠા કહ્યું છે કે,

## શ્લોકः

**उद्योगः साहसं धैर्यं । बलंबुद्धिःपराक्रमः ॥**
**षडेते यत्र तिष्ठंति । तत्रदेवो पि शंकते ॥ १ ॥**

**અર્થ**—ઉદ્યોગ, જલદી કુદી પડવું. ધૈર્ય, બલ, બુદ્ધિ અને પરાક્રમ એ છ જ્યાં વસે છે તેનાથી દેવતાઓ પણ બીહે છે. મતલબ એ કે એ છ ગુણ જેનામાં હોય તે હરેક વિકટ કામ કરી શકે છે. તે પ્રમાણે એ લોકોએ કર્યું અને અંતે પાર પડ્યા ને યાત્રા વગેરેનો પ્રચાર પણ પછી ખુબ ચાલુ થયો.

એ પ્રમાણે શ્રીજીની ઉત્પત્તિ, વિઘ્ન તથા સ્થાપન છે. પણ તે વિષે એ લોકોના કોઇ મહારાજે અથવા લાગતા વળગતાએ "શ્રીગોવર્ધન નાથજીકી પ્રાગટ્ય વારતા નામે એક પુસ્તક આસરે ૧૩૦-૩૫ વરસ ઉપર રચ્યું છે, તેમાં એવી વાતો લખી છે કે પ્રમાણશાસ્ત્રનો એક અક્ષર પણ જેણે જોયો હોય તે એમાંની એક પણ વાત માને નહીં. અને સાધારણ બુદ્ધિથી વિચાર કરે તેને પણ તેમાંની સેંકડે નવાણું વાતો ખોટી જણાય. વળી જાણે બકવાદ કરતો હોય તેમ એક ઠેકાણે એક વાતને બીજે ઠેકાણે બીજી વાત એમ પોતાની લખેલી વાતોને ભૂલી જઇ તેનાથી વિરૂદ્ધ કેટલીક વાતો લખેલી છે. તેવી વાતો પણ ભોળા વૈષ્ણવો ખરેખરી માને છે એ કેટલી અફસોસની વાત છે. હવે સજ્જનોને એવી વાતોના નમુના જણાવવા સારૂં પ્રાગટ્યમાંની કેટલીક વાતો નીચે લખી જણાવું છુ.

"શ્રીકૃષ્ણાયનમઃ ॥ અથ શ્રીગોવર્ધન નાથજી કે પ્રાગટ્યકો પ્રકાર લિખ્યતે. જો શ્રી ગોવર્ધન નાથજી આપ પ્રગટ હોયકેં ભૂમિલોકમેં જો જો ચરિત્ર કીયે, સો શ્રીગોકુલનાથજીકે વચનામૃતકે સમૂહતેં શુદ્ધ કરીકે ન્યારે ન્યારે લિખતેહેં આ ઉપરથી જણાય છે કે જેમ બીજી વાતોમાં ગોકુળનાથજીએ ગોટાળાવાળી જુઠાણું કરેલું તેમ આ બાબતનું પણ પુસ્તક લખી રાખ્યું હશે, પણ શ્રીજીને ત્યાંથી ભાગવું પડ્યું એટલે ગોકુળ નાથજીની વાતો રદ થઇ હશે તેથી તે ગ્રંથનો આધાર લઇ પાછળથી આ રચેલો દેખાય છે. વળી લખે છે કે "અબ નિત્ય લીલામેં શ્રીગોવર્ધન નાથજી શ્રીગિરિરાજ પર્વતકી કંદલાનમેં અનેક ભક્તન સહિત આપ બિરાજમાન હે. સો તહાં શ્રીઆચાર્યજી મહા

પ્રભૂ આપ સદા સર્વદા સેવા કરતે હેં" હવે આ કેવી હશવા સરખી વાત છે કે બાહારથી જોઈયે તો શ્રીજી શીહાડમાં બેઠા છે ને આચારજીએ ગંગાજીમાં જળ સમાધ લીધી છે; અને અંદરથી એના માર્ગનો સિદ્ધાંત જોઈયે તો શ્રીજી ગોલોકમાં અખંડ રાસક્રીડામાં બીરાજે છે અને આચારજી તો શ્રીઠાકોરજી તથા સ્વામનીજીનાં મોંમાંથી વિરહાગ્નિ નિકળ્યો તેમાંથી પેદા થયા હતાં. તેને હુકમ થયેલો હતો જે એ માર્ગ ચલાવીને તમે પાછા અહીં આવો ને વળી શામનીજીએ ત્રણ વાર આગ્રા કરી એટલે ત્યાં ગયા એમ લખે છે, તેથી તેઓનાંજ મત પ્રમાણે વિચાર કરતાં અને સિદ્ધાંત જોતાં ઉપર લખેલી વાત તદન ખોટી દેખાય છે. વળી લખે છે કે "સંવત ૧૪૬૬ મેં શ્રીજીકી ઊર્ધ્વ ભુજાકો દર્શન ભયો." દ્વાદશ કુંજમાં લખે છે કે ગોલોકના જીવ પૃથ્વી ઉપર જન્મ્યા હતા, તેની યાદ શ્રીઠાકોરજીને આવી તેથી વિરહ ઉત્પન્ન થયો. એટલે ઠાકોરજી તથા શામનીજી બેહુનાં નેત્રમાંથી વિરહાગ્નિ નીકળ્યો તેનો સંબંધ થતાં વલ્લભાચાર્ય અગ્નિ સ્વરૂપ થયા ત્યારે હવે શ્રીજીને જીવોની વાત તો ૧૫૩૫ માં યાદ આવીને પોતે જડરૂપ તો ૧૪૬૬ માં પ્રગટ થયા એ કેવી હશવા જેવી વાત છે? તેનાં પેહેલાં દરશણ અન્યોરમાં એક વૃજવાસીને થયાં કે જેણે ગોગમન કર્યું હતું. "ફેર ષોડશ દિનતાંઇ કાહુકોં દર્શન ન ભયો" વળી લખે છે કે "કાહુકોં વૃજમેં કછુ વસ્તુકી કામના હોતી તબ ભુજાકોં દુગ્ધકો સ્નાન માનતે તબ વાકી કામના સિદ્ધ હોતી" અફસોસ! એવું હતું તથાપિ વૃજવાસી તો બિચારા ભૂખે મરતાજ રહ્યા. તે આજ પર્યંત પણ કોઇ ક્રોડપતિ, લક્ષાપતિ અથવા હજારેનો ધણી જોવામાં આવતા નથી. એટલુંજ નહીં પણ આજકાલ મહારાજો કરજદાર થઈ ભૂખે મરે છે તેને શ્રીજી કાંઈ આપી શકતા નથી. (હવે કદાચ પૂંજી થઇ રહી હશે!!!) વળી લખે છે કે "યા પ્રકાર સો સંવત ૧૫૩૫ પર્યંત વૃજમેં ભુજા પૂજી."(અગાઉ હિંદુસ્થાનમાં ચોરને ઉભો જમીનમાં ડાટતા તેવી રીતે છેક ૬૯ વરસ સુધી શ્રીજીને ડટાવવાનું કેમ મન થયું હશે?)

વળી લખેછે કે, "સંવત ૧૫૩૫ વૈશાખ વદ ૧૧ કે દિન શ્રીગોવર્ધનના થજીકો મુખારવિંદ પ્રગટ ભયો. તાંઇ દિનશ્રી વલ્લભાચાર્યજીકો પ્રાદુર્ભાવ અગ્નિ કુંડતેં ભયો. ઔર કૃષ્ણ અવતારકે વૃજવાસી સબ વૃજમંડળમેં જ-

હાં તહાં મનુષ્યકુલમેં પ્રગટ ભયે". હવે ઉપરની ૬૯ વર્ષની વાતનો ખુલા-લાસો થયો. શ્રીજીએ પ્રથમ પ્રગટ થવાનું મન તો કર્યું પણ પછી યાદ આવી-હશે કે આચારજીથી પ્રથમ હું કેમ પ્રગટ થાઉ ? તે સારૂ એમને એમ રહ્યા હશે. અને કૃષ્ણ અવતારના ગોપો અવતર્યા તેની કથા પણ લખનારને ખબર પડી ગઈ. વળી તે વાત એઓના પોતાના સિદ્ધાંતથી પણ ઉલટી છે. કેમકે એ લોકો કહેછે કે શ્રીકૃષ્ણે તો બધાનો ઉદ્ધાર કર્યો હતો, ત્યારે વળી આ ગોપો આટલા દહાડા કેમ જીવયોનીમાં રહ્યા ? વળી કહ્યું છે કે કૃષ્ણાવ-તાર પછી બાકી રહેલા જીવોનો ઉદ્ધાર કરવા વલ્લભનો અવતાર થયો ત્યારે આ વ્રજવાસી કયાંથી નીકળી પડ્યાં ? વળી લખેછે કે, "સદુ પાંડેકી સહસ્ર ગાયથી તિનમેં એકકો નામ ધુમરીથી સો જબ ઘરી ચાર દિન પિછલો રહે તબ ગિરિરાજ પર્વત કે ઉપર ચાઢકેં શ્રીનાથજીકે મુખાર વિંદકે ઉપર સ્તન કરિકેં ઠાઢી હોયકે દૂધ સ્રવે સો દુગ્ધ આપ આરોગે." વાહવારે ! હુંશિયાર. પોતાની મેળે દૂધ કાઢી દેનાર પશુ પ્રાણી અને પીનાર જડ મૂર્તિ !! વળી લખે-છે કે "પાછે છય મહીના પર્યંત યહી દૂધ આપ આરોગે સો એક દિન મની ચિંતા તથા સધૂ પાંડે ગાયકો સ્વલ્પ દૂધ દેખકે ગાયકે પીછે ચલ્યો ગયો, તબ ઉનને યહ સબ પ્રકાર દેખ્યો; તબ દંડવત ઇનને કીની ઓર ઇનકું શ્રીમુ-ખકો દર્શન ભયો; તબ શ્રીનાથજીને શ્રીમુખ સોં સધૂ પાંડેસોં સાક્ષાત્ આજ્ઞા કીયે જો મેં શ્રી ગોવર્ધન પર્વતમેં રહત હું. ઓર ઈંદ્રદમન, દેવદમન ઓર નાગદમન મેરો નામ હેં. યા પ્રકાર સદૂ પાંડેસોં શ્રીમુખતેં શ્રીજીને આજ્ઞા કરી, ઓર યા પ્રકાર સદૂકી ગાયકો દૂધ શ્રીજી નિત્ય આરોગતે. ઓર આજ્ઞા દીની જો આજતે મોકું વા ગાઇકો દૂધ દુહીકેં દોય બીરીયાં પ્યાઈ જાઓ" જુવો હવે જેનો ગાયનોજ ધંધો તેને એવો બુબક ઠરાવ્યો કે તેને છ મહીને તો દૂધ ઓછું થવાની ખબર પડી. વળી ઉપર કહેછે કે ભુજાનો બહુજ મહિમા થયો ને મુખારવિંદ તો કોઈ જોવા પણ ગયા નહીં. છ મહીના પ-છી શો સંભવ. વળી મૂર્તિએ સદૂસાથે વાતો કરી, વળી તૈયાર દૂધ પીવાનું શ્રીજીને તે દહાડેજ સુઝયું. શું લખવાની મૂર્ખતા. કેટલેક દહાડે ગાય વસુ-કી ગઇ, તેથી બીજીનુ દૂધ લઇ ગયા. તે શ્રીજીએ ઝટ પારખી લીધું ને કહ્યું કે હું બીજી ગાયનું દૂધ પીતો નથી. નંદકુળની ગાયનું દૂધ માત્ર પીયુંછું.

આ વખતે તો બીજી ગાયનું દૂધ પીવા ના કહીછે તે પછી તો બધીનું પીવા લાગ્યા ( એના ઠરાવ પણ છોકરાં જેવાજ હશે. ) વળી એક ઠેકાણે લખેછે કે શ્રીનાથજી બોલે "અરે! ધરમદાસ યહ ગાયતું સદ્દ પાંડેકે ખરિકમેં કરીદે, યાકો દૂધમેં અરોગૂંગો. ઓર કુંમનદાસકોં શ્રીજીને આજ્ઞા કરી જો કુંમનદાસ તું નિત્ય મેરેપાસ ખેલવેકું આયોકર" આવી વાતો માનનારાની બુદ્ધિનો શું મહિમાં યાઇએ ? એટલી તો અટકળ કરવી જોઇયે કે એ પાષાણની મૂર્ત્તિમાંથી શબ્દ કેમ નીકળ્યો હશે ? વળી શિલામાં કોરેલી મૂર્ત્તિ કુંમનદાસ સાથે કેમ રમી હશે ? તે પણ કાંઈ વિચાર કરતા નથી. વળી લખે છે કે એક માધવાનંદ કરીને કોઈ હતો તેને ઈચ્છા થઇ જે હું શ્રીજીને અન્ન આરોગાવું તથા શુંગાર ધરાવું. તેને શ્રીજીએ કહ્યું કે "મેં તો જબ શ્રી આચારજી મહા પ્રભુજી પધારેંગે તબ શ્રી હસ્તસો રસોઇ કરકેં મોકું અન્ન પ્રાશાન કરવાવેંગે તબ ભોજન કરૂંગો. ઓર તાંહાં તાંઈ હમ બૃજ બાંસિનમેં ખેલેંગે" અહીં એમ લખે છે અને આગળ લખેછે કે "કબહું (શ્રીજી) કુંભનદાસકું સંગ લેકે માખન ચોરીકું બૃજબાસિનકે ઘરમેં પધારતે." પાષાણની મૂર્ત્તિ ચોરી કરવા જતી ! ! ! અગાઉ લખેછે કે ફક્ત નંદકુળની ગાયનું દૂધ આરોગે તે વાત અહીં લખનાર ભૂલી ગયો ને બધાને ત્યાં ચોરી કરેછે તેમ લખ્યું.

વળી લખેછે કે,પુછરીમેં એક વૃજવાસી હતો સો માનેં માનતા કરી જો મેરે બેટાકો વિવાહ હોયગો તો મેં યા દેવદમનકોં સવામન દહીં અરોગાઉંગો સો વાકો વિવાહ તત્કાલ ભયો". પાષાણનાથજી પાસેજ જો છોકરીઓ હોય તો કેટલાક એક મહારાજો દક્ષિણ વગેરેમાં રખડી ૧૦ ૨૦ હજાર રૂપૈયા ખરચી જેવી તેવી કન્યા લાવેછે. ત્યારે તે તો બેવકુફો કેહેવાય. નહિ તો સવાનું અઢીમણ દહીં આપીને શ્રીજી પાસેથી કેમ લઈ ન આવે ?

વળી લખે છે કે "એક ભવન પુરાકો વૃજવાસી હતો સો વાકી ગાય ઘનેમેં ખોઇ ગઈ. સો તહા સિંઘ રહત હુતો તબ વાને માનતા કરી જો મેરી ગાય સિંહ નહિ મારેગો તો યા ગાયકો દૂધ દેવદમનકોં અરોગાઉંગો. પાછે રાત્રસમે વા ગાયકોં સિંઘ મિલ્યો તાકું શ્રીજીને ભુજા પસારકેં કાનપકરકે નિકાસ દીગો ઓર ગાયકું ખરીકમે કરદીની." પથરામાં કોરેલી બાં ભલી લાંબી થઇ ગઈ. એ પણ લાલચુ દેખાય છે. દૂધ'સારૂ ગાય બચાવી ને ગોપ-

કેશના બાપને કાલના પટણમાં ફાંસીની સજા થઇ તેની દોરી વગર દીકરે કાપી નહીં. વળી બીજે દહાડે કુંભનદાસને શ્રીજીએ કહ્યું કે "કુંભનદાસ મેરી આં દુખતહે"

એ પુસ્તક લખનાર કોઈ વિધાતાનો દીકરો દેખાય છે કે જેને જીવોની ખબર પડે છે. લખે છે કે, "જબ શ્રીગિરિરાજકી આસપાસ બૃજબાસી ઓર ગાય શ્રીકૃષ્ણાવતારકી પ્રગટ ભઈ, તિનસું આપ ક્રીડા કરને લગે" વળી લખે છે કે શ્રીમદ્વલ્લભાચાર્યજીકો શ્રીગોવર્ધન નાથજીને પુકારકે ઝારખંડ (કાશી આગળ) મેં આજ્ઞા કીયે જો મેરી સેવાકો વૃજમેં પધારો. કેવડી મોટી બુમ!!! ગિરિરાજ ઉપરથી કાશી આગળ સાંભળવામાં આવી. ત્યારે ત્યાનાં રેહેવાસી તો બધા બેહેરા થઈ જવા જોઇયે. ત્યારે એ મૂર્ત્તિ આગગાડીમાં હોય તો કેવું સારૂં કે મુંબઇથી ગાડી નિકળે તે જબલપુર સુધી તો સહજ સમજવામાં આવે.

આપણે પ્રથમ ભાગમાં કહી આવ્યા છૈયે કે વલ્લભાચાર્ય પેહેલાં ગોકુલમાં સદુપાંડેને મળ્યા તેનો પતો પ્રાગટ્યમાં છે. લખે છે કે, "તબ શ્રીઆચારજી આપ ઝારખંડમેં તેં બૃજમેં પધારે. સો સદૂપાંડેકે ઘર અન્યોરમેં ચોતરાપર બીરાજે." વળી એ મૂર્ત્તિ સદૂપાંડેની ઝુપડીમાં હતા તે પણ મળે છે કે એનો અખત્યાર સદૂપાસે હતો એમ લખે છે. વળી લખે છે કે, ઓર શ્રીનાથજીને શ્રીઆચાર્યજીકે સુનાઇબે કે લીયે ટેર કીયે જો નરો (સદુની દીકરી) મોકો દૂધ લાઓ. જો જા બોલસોં ઝારખંડમેં આજ્ઞા કીયે, સોઈ યહ બોલ સે. યહ સુન નિશ્ચય કરકે શ્રીઆચારજી શ્રીનાથજીકે મિલવેકે લીયે શ્રીગિરિરાજ પર્વતકે ઉપર પધારે. તબ થોરીસી દૂર પધારે તબ શ્રીનાથજી અતિ હરખ કરકે સામે આયકે મિલે. આ વાતમાંથી એ બેઉ ઉપર ભાવ રાખનાર માણસોને કેહેવાનું એ છે કે, ભાઈ જુઓ તમે જેને અંતરજામી, સાક્ષાત્ ભગવત અવતાર જે શ્રીવલ્લભાચાર્યને માનો છો તેને મુદલ ખબર ન પડી જે શ્રીજી પ્રગટ થયા છે ને મારે આગળ શું કરવું છે, એ અજ્ઞાનતાથી તો અંતરજામીને બદલે અજ્ઞાની સિદ્ધ થાય છે. વળી શ્રીજીનો પણ મહિમા પુસ્તકોમાં લખ્યો છે તેવા દેખાતનથી, કેમ કે વલ્લભાચાર્યને એનો શોધ કરવા બેસી રેહેવું પડયું છે. વળી લખે

છે કે પાષાણુની મૂર્ત્તિ ડુંગર ઉપરથી ઉતરીને આચાર્યજીની સામી આવી. એમ લખે તેને પાખંડી નહીં તર બીજુ શુ કહેવાય ?

વળી લખેછે કે. એક પાથોગુજરી ગાંઠેલીકી હતી સો વહ અપને પુત્રકો છાક લે જાત હુતી. સોતામે સું બલાત્કારસુ દોય રોટી છિડાયક આપ આરોગે." મંદિરમા બંધ પડયા હોય ત્યાંથી કીડી થઈ પાષાણુની મૂર્ત્તિનો કળતી હશે કે શું વળી જડ તે દોડીને લોકો પાસેથી ઝુંટવી લે ભલાએ બધું તો એઓના હિસાબે ખરૂ પણ એ પાષાણુની મૂર્ત્તિ આરોગે એ બુદ્ધિમાનથી કેમ મનાય ? કેમ કે પથરામાં એવી પોલાણ તો હોતજ નાહે કે બે રોટી સમાય. એવી બીજી પણ પાંચ સાત વાતો ખાઇ જવાની કલિપત છે તે અહીં લખવાની કાંઈ જરૂર જણાતી નથી કેમ કે આ ઉપરજથી સમજાઇ જાય છે.

વળી લખે છે કે "એક અરીગકો બૃજબાસી હતો તાસુ શ્રીજી આજ્ઞા કીયે જો તું માકું દૂધ રોટી લાય દે." બિચારા મંદિરમાં શુ ભુખે મરતા હશે. આમ લખી પોતાની લાજ જાય છે તે પણ સમજતા નથી. એમના મતથી તો બધુ જુઠુંજ છે. બાકી જટ સમજાવવા જેવું કરે છે તે ખરૂ છે કે જંગલી લોકોને શંકા થવાના યોગ્ય સવાલોજ ક્યાંથી ઉઠે ? વળી લખે છે કે "ઓર ગોપાલ ગ્વાલકોં આપ આજ્ઞા કીયે જો તું મેરે દર્શન કરવેકુ નિત્ય આયો કરીયો" અહિંયાં આગલો મહિમા બધો પાણીમાં જાય છે કે પાસે રેહેનારા ગ્વાલોને ખબર નથી જે શ્રીજી કોણ છે ? તેથી કોઇ દર્શન પણ જતું નથી એવી વાત આ ઉપરથી સિદ્ધ થાય છે. નહિ તો જેનો મહિમા ગાજતો હોય તે ધણીને કોઈને કેહેવાની ગરજ શું કરવા પડે ? વળી એને લગતી બીજી પણ વાત છે "ઓર આગરેમેં એક બ્રાહ્મણકો છોરા હતો વાકું દેવદમન સ્વપ્નમેં દર્શન દીનો ઓર આપ શ્રીમુખતેં આજ્ઞા દીની જો મેં વ્રજકો ઠાકોરજી હું સો તું આયકેં મેરો દર્શન કર. લખનારની મૂર્ખાઇ જુઓ કે ઠરાવે છે પરમેશ્વર ને મનમાં પ્રેરણા કરવાની શક્તિ બિલકુલ નહીં. વળી વલ્લભાચાર્યને પુકારીને કહ્યું અને આને સ્વપ્નમાં કહ્યું. સ્વપ્નામાં જડ મૂર્ત્તિએ પ્રેરણા કરવી કે પ્રવેશ કરવો તે મૂર્ખો શીવાય કોણ માને ? વળી લખે છે કે "વાલરીકાકો (તેના બાપ) શ્રીજીકે દર્શન કરવાય તબ શ્રીનાથજી વાકી બાંહ પકરકે સદૈવ

અપની ગોપમંડલીમેં સ્થાપન કીનો. પણ તે જીવતો નહીં. મારીને પછી બીજાં ખોળિયાંથી લીધો. આ ઉપરથી એમ સમજાય છે કે બાદશાહના ડરથી અવારનવાર કોઈ માણસને બાદશાહનો જાસુસ હશે એવા શકથી મારી પણ નાખતા હશે.

એક વ્રજવાસણે માખન દશ શેર ચઢાવવાની માનતા કરેલી. તે સાસુ સસરાના ડરથી ત્યાં જઈ ન શકી એટલે તેણે કહ્યું કે "ઘર વારેનકે આગે મેરો આવનોં ન બનેગો તબ વાકી આરતી જાનીકેં દેવદમન આપ પધારે અરૂ માખન લેકેં અરોગે". આમતો આની પાસે આવતાં બીતીહતી વળી ચોરીથી આરોગાવવું હતું ત્યાં ઘરમાં બોલાવ્યો તે કોઈએ જોયા નહીં વાહવારે જબરો જાદુગર !!

વળી "ઓર એક ભગવદ્દભક્ત હતો સો વહ ટોંડકે ધનેમે રહતહુતો જો શ્રી ગિરિરાજ પર્વત ઉપર ચઢી કેં ટોંડકે ધને મેં પધારે ઓર સધુઆદી સબ ભગવદી સંગહુતે." આગળ હું ને પાછળ હું. અગાઉ કહ્યું છે કે બધે ઠેકાણે શ્રીજી દોડા દોડ કરતો તે અને દરશન દેવા ભગવદીઓ પાડાઉપર નાખી લઇ ગયા. પણ ખરી વાત એમ દેખાયછે કે તે દહાડે મુસલમાનોની ધાસ્તી એ લોકોને ઘણી હતી તેથી કોઇ ઓચિંતી લસ્કરની ટુકડી જોઇ હશે એટલે જલદી પાડા ઉપર મૂત્તિને નાખીને કોઈ ગુફામાં લઇ ગયા હશે ત્યાં એ ઉપર લખેલી બનાવટ કરી તાલ લગાવી છે.

પૂરણમલ્લ ક્ષત્રીએ પ્રથમ ગિરિરાજ ઉપર મંદિર જે શરતે તથા જે તજવીજથી બનાવી આપ્યું તે આપણે અગાઉ કહ્યું છે તે બાબતમાં પ્રાગટ્યમાં લખે છે કે, "સંવત ૧૫૫૬ ચૈત્ર સુદરકે દિન પૂર્ણ મલ્લ ક્ષત્રીસોં શ્રીજી આજ્ઞા કીયે જો તું મેરો મંદિર બનવાય. તાપાછેં વહ આઈકેં શ્રી આચારજી મહાપ્રભુનસોંવાનેં બિનતી કીની તબ શ્રી ગોવર્ધનનાથજીકી ઈચ્છા જાની કે શ્રી આચારજી મહાપ્રભુને શ્રીગિરિરાજસોં પૂછી જો આપકે ઉપર મંદિર બનેગો. ઔર ટાંકી બાજેગી. સોતાકી કૈસી હમકોં આજ્ઞા હૈ? તબ શ્રી ગિરિરાજ યહ આજ્ઞા કીયે જો શ્રી ગોવર્ધનનાથજી મેરે હ્રદયકે ઉપર બિરાજેગે જો મોકોં ટાંકી લગવેકો પરિશ્રમ ન હોયગો." લખનાર જબરો તો ખરો!! મનુષ્યાકારની મૂર્ત્તિને તો પોતાનાં પુસ્તકમાં બોલાવી તે ભલે પણ

એક ડુંગરને પણ બોલાવી લીધો એવી વાતો માનનારા તો એ પથ્થર જેવા હૃદયના જરૂર હોવા જોઈયે. વળી લખનાર એક વાત ભૂલી ગયો. અગાઉ લખે છે જે "શ્રીજી સદા સર્વદા ગિરિરાજકી કંદલાનમેં બિરાજમાન હેં" ને ગિરિરાજ પાસથી વલ્લભાચાર્યને કેહેવડાવેછે કે શ્રીજી બીરાજશે તો ટાંકી લાગવાની ચિંતા નથી. ત્યાં એ નક્કી થયું કે સદા સર્વદાની વાત તેણે જુઠી લખી.

દેવલ શિખર બંધ ચણાવ્યું. પછી શિખર બંધ દેહેરાં બાદશાહ પ-ડાવી નાખતાં. ત્યારે કોઈ સવાલ કરે કે તમે જેને ભગવાન કહો છો તેને કેમ ભાન ન રહ્યું જે શિખર બંધ ડેહેરાં બાદશાહ ભાંગી નાખશે. તે સારૂ એક મૂર્ખને સમજાવવાની વેતરણ કરી છે કે ઉસ્તાદને વલ્લભાચાર્યે બે વાર નકસો કરવા કહ્યું તો બે વખત શિખર બંધ દેહેરૂં ચીતરી લાવ્યો તેથી વ-લ્લભાચાર્યે જાણ્યું જે શ્રીજીની એવી ઈચ્છા હશે. હવે જુઓ મૂર્ખાઇ. એક તો એકે તો મકાન કેવું બનાવવું તે બનાવનાર ધણી કહે તેમ થાય કે ઉસ્તાદ પોતાની ખુશીથી કરી લાવે? વળી અહીં બીજી વાત જણાય છે તે એકે શ્રીજીને વલ્લભાચાર્ય વાતો કરતા હતા એમ લખ્યું છે તે ઉપર હરતાલ ફેરવે છે. નહિ તે ઉસ્તાદ ચીતરી લાવ્યો ત્યારે પૂછે નહીં કે મહારાજ આપની એવી ઇચ્છા છે કે નહીં? લખનારાઓથી ખોટાને ખરૂં રૂપ તે ક્યાંથી આ-પીશ કાય? બાંકીજંગલી જટને વશ કરવામાં કાંઇ ચિંતા જેવું નથી તે વળી તમારે જોઈયે પણ એટલુંજ. હવે જો ખરૂં વિચારિયે તો પૂરણમલ્લ કાંઈ એઓને જાણતો નો હોતો તેથી તેણે પોતાની ખુશી પ્રમાણે બાંધ્યું હશે.

હવે જંગલીઓને સમજાવવા સારૂ કેટલુંક ભવિષ્ય ભાખી ગયા છે. "શ્રીજીકી ઈચ્છા શિખરબંધ મંદિરમેં હેતાતેં કોઇક કાલ યા મંદિરમેં બિરા-જેંગે, તાપાછેં દેશાંતર પધારેંગે, પિછે ફિર વ્રજમેં પધારેંગે, તબ પુછરીકી ઓર મંદિર બનેગો." અજ્ઞાનીઓમાં આ મોટું ભવિષ્ય થઈ પડે કે જુવો ભાઈ એ લોકો લખી ગયા છે તેમ થયું. પણ વિચારવાન તત્કાળ જાણશે કે દેશાંતર પધારશે કહ્યું ત્યાંસુધી તો પુસ્તક લખનારને ખબર હતી. વળી પાછા વ્રજમાં પધારસે તે તો એ લોકોનો પ્રથમ વિચાર હશે જે સારી રીતે સમાધાન થાય એટલે વ્રજમાં જવું. ખરો મહીમા ત્યાં છે. વળી ફલાણી

જગાએ પાછું દેહેરૂં કરવું તો તે પણ કહી ગયા હશે કે જેને દેહેરૂં કરાવવાને વખત મળે તેણે ફુલાણી જગાએ કરવું. હાલ ગિરધરલાલ મહારાજ ઘણાં વર્ષ થયાં તજવીજ કરે છે ને સાંભળ્યા પ્રમાણે ગિરિરાજમાં દેહેરાં પણ ચણાય છે. પણ વચમાં રાજાને ને ગિરધરલાલને ખટપટ થઈ તેથી હાલ હવે એ કામ અટકેલું છે. આગળ થાય તે ખરૂં.

આમાં વળી એક પોગળ પોતાને હાથે પાધરૂં કર્યું છે તે એ કે મંદિર બનાવી આપવા તો પૂરણમલ્લે કહ્યું પણ પછી શું જાણિયે કેમ થયું જે વીશ વર્ષ સુધી મંદિર અધુરૂંજ રહી ગયું; તેમાં પૂરણમલ્લને ખુટેલો બનાવ્યો છે. " ઓર પુરણમલ્લકે પાસ એક લક્ષ કછુક સહસ્ર મુદ્રા હતી સો એક લક્ષ મુદ્રા તો મંદિરમેં લગ ગઈ. ઓર કછુક સહસ્ર બાકી રહી સો તાકું લેકે પૂરનમલ્લ દચ્છિન દેશકું ગયે સો તાંહાંતેં હીરા લાલ લાયકેં વિક્રય કિયો સો તામેં તીન લક્ષ મુદ્રા પેદા ભયે. સો પાછેં આયકેં પૂરણમલ્લને મંદિર પૂરણ કીયો." આટલા પ્રતાપ છતાં વીસ વરસ અધુરા મંદિરમાં બેસવું પડયું. એ પ્રભુની પ્રભુતાઇ પણ જોવા જેવી છે.

અગાઉ આપણે લખ્યું છે કે પૂરણમલ્લનાં મંદિરથી વલ્લભાચાર્યને અલાભ થયો તે આમાં પણ લખે છે કે " બડો મંદિર સિદ્ધ ભયો તબ સેવામેં બંગાલિનકું રાખે. માધવેંદ્રપુરી મુખિયા કીયે ઓર ઉનકે શિષ્યનકું સેવામેં રાખે ઓર કૃષ્ણદાસકું અધિકાર સોંપ્યો."

અગાઉ ચતુરા નાગાને પાડાપર ચઢી દર્શન આપી આવ્યા હતા ને ગોવિંદકુંડ ઉપર તેજ ધણીએ રોટલી ને વડીનો ભોગ ધર્યો ત્યારે શ્રીજી રાજભોગ મુકી દઈને ત્યાં દોડી જઈ ખાઇ આવ્યા. પણ સામગ્રી થોડી હતી તેથી પેટ ભરાયું નહીં એટલે પોતાનો પૂજારી માધવેંદ્રપુરી હતો તેને " આજ્ઞા કીયે જો મોકુ ભૂક લગી હેં તાતેં રાજભોગ ફેર કરો " અને એનીજ જોડે બીજી વાત એને ખોટી પાડનારી લખે છે તે એ કે " માધવેંદ્રપુરી શ્રીજીકોં નિત્ય ચંદન સમરપતે. પરંતુ વહ શ્રીજીકોં આછો નહીં લગતો તથાપિ શ્રીઆચારજી મહા પ્રભુનકે રાખે હતે તાતેં શ્રીજી ઉનતેં કછુ આજ્ઞા નહી કરતે " રાજભોગ બીજો ધરવાની આજ્ઞા કરી ને ચંદન નહિ લગાડવાનું કેહેવામાં આચારજીની શરમ રાખી. વળી તેને કાઢી મુકવામાં શરમ ન રાખી. લખે છે કે

" શ્રીજીને અવધૂત દાસકોં આજ્ઞા કરી ઔર કૃષ્ણુદાસકોં આજ્ઞા કરી જો એ બંગાલી હમારો દ્રવ્ય ચુરાયકેં લે જાતહેં સો ઇન બંગાલિનકોં નિકાસો" વળી આરોપ પણ મુક્યો જે અમારો પૈસો ચોરી જાય છે.

આચારજીના છોકરા અથવા ગુસાંઇજીના ભાઇ ગોપીનાથનો ચોટો કેમ વળેલો છે તે આપણે અગાઉ બીજા ભાગમાં લખેલું છે. તે બાબત અહીંયા લખે કે "ફેર શ્રીગોપીનાથકે પુત્ર શ્રીપુરૂષોત્તમજી હતે સો શ્રીગિરિરાજકી કંદરાનમેં પધારે જો શ્રીજી અપને શ્રીહસ્તસેં પકરકેં સદૈવ લીલામેં અંગીકાર કીયે. તબ પુત્ર વિજોગ કરકે શ્રીગોપીનાથજીકો ચિત્ત બહોત ઉદાસ ભયો. તબ હાંતેં શ્રીજગન્નાથ દેવકોં પધારે તહાં શ્રીબલભદ્રજીકે સ્વરૂપમેં લીન હો ગયે." એવી એવી કલ્પિત વાતો બતાવીને બેવકુફોને લુંટવાની તાલ તો ઠીક લગાવી છે પરન્તુ તેમાં સમજુ ફસાય તેવી સબલ યુક્તિઓ જણાતી નથી.

લખે છે કે. "માધવેંદ્રપુરીકું શ્રીજીને આજ્ઞા દીની જો મોકું અસલ મલયાગિર ચંદન લાયકે સમરપ. મોકોં ચંદન લગાયવેકો પ્રેમ હે." પથરાની મૂર્ત્તિએ આજ્ઞા કરી. વળી તેને ચંદન લગાડવાનું મન થયું. વળી છોકરાની પેઠે ઉપર તેની ઉપર બટ્ટા લગાડી કાઢી મુકવાનું કહે છે ને અહીં ચંદન લઇ આવવા હુકમ કરે છે. જે માણસ ખોટું ભરડવા બેસે તે આઘું પાછું જુવે નહીં. ઉપરની વાત લખ્યા પછી લખે છે કે માધવેંદ્રપુરી અહિંથી મલયાગિર ચંદન લેવાને ગયો તે પેહેલાં શ્રીજગન્નાથપુરીમાં ગયો. ત્યાં એને ખીર ખાવાનું મન થયું. એટલે ત્યાં એક ગોપીનાથજીની મૂર્ત્તિ છે તેને ખીરના કટોરા ભોગ ધરાયા હતા, તેમાંથી ગોપીનાથજીની લાકડાંની મૂર્ત્તિએ" એક વાટકો ખીરકોં ચુરાયકેં અપને સિંગાસનકે નીચે દબકાય રાખ્યો. ભોગ સર્યા પછી પંડ્યા પોતપોતામાં લડવા લાગ્યા. ત્યારે ગોપીનાથ (લાકડાની મૂર્ત્તિ) બોલ્યા જે મેં ચોરી રાખ્યો છે. તે આપણા ગામમાં માધવેંદ્રપુરી કરીને એક આવ્યો છે તેને આપી આવ્યો છું, આમાં લખનારે જુવો કેવી બેવકુફાઇ કરી છે કે પારકી મૂર્ત્તિને બોલાવી. પણ તે તો પારકાને ખોટું કહે તો પોતાવિષે પણ સેવકોને શંકા રહે તે સારૂ. વળી માધવેંદ્રપુરી જીવતા તો પાછા આવ્યાજ નથી ત્યારે લખનારને એ ખબર ક્યાંથી પડી? વળી ગોપીનાથજીએ ખીર ચોરી ને પંડ્યા લોકોને કહ્યું કે ફલાણાને આપો તે શાહુકારીથી કહેતે તો

એના બાપનું શું જતે.? હાય! હાય! એવી વાતો પણ ખરી માનનારા તે માણસો હશે!

વળી લખે છે કે માધવેંદ્રપુરી ને તેની સાથે તેનો એક શિષ્ય કે જે રાજા હતો તે બેઉ ચંદન લઈને આવતાં હતા ત્યારે "દોઉ બનમેં બેઠે સો શ્રીજીકો ધ્યાન કરત હુતે. સો તાસમે શ્રીનાથજીને જાન્યો જો મેરે લીયે માધવેંદ્રપુરી મલયાગિરચંદન લેકેં આવત હેં તાતેં ઉહાંહી બનમેં જાયકે શ્રીનાથજીને ઉનકો દર્શન દીનો. સો ગ્રીષ્મઋતુકો શ્રૃંગાર હે ઓર શ્રીજીને માધવેંદ્રપુરી સોં આગ્રા કીની જો ચંદન ઘસકે મોકું લગાઓ. મોકુ ગરમી લગત હેં. સો વાને લગાયો." વળી લખે છે કે તે લોકોને પછી શ્રીજીએ કહ્યું કે હવ તમે અહિયાંથીજ પાછા જાઓને મલયાચલ પર્વત ઉપર મારી બેઠક તથા સ્વરૂપ છે તેની સેવા કરો. ત્યાં રોજ ઇંદ્ર મારા દર્શન કરવા આવે છે. પછે તે લોકો અહીં મરણ પામીને બીજી દેહથી ત્યાં ગયા હશે એમ જણાય છે. વળી માધવેંદ્ર પુરી પણ ભવિષ્ય જાણતો હતો એમ લખે છે. વલ્લભાચાર્યને જનોઈ દઇ ગુરૂ દક્ષણામાં માધવેંદ્રપુરીએ માગ્યું હતું જે "આપ શ્રીગોવર્ધનનાથજીકો પ્રાગટચ કરોગે સો તાકી સેવાકો લવલેશ કછુ મોકું પ્રાપ્ત હોય." તેથી એને સેવા મળી. વળી અહીં ગુસાંઇજીએ ખેદ કર્યો લખે છે જે એવો સેવા કરનાર બીજો સમજુ મળશે નહીં. ને અગાઉ લખે છે કે બંગાલી દેવીકોં રાખતે વાતે શ્રીનાથજી બહુત ખેદ પાવતે. એવો કેવલ પરસ્પર વિરોધી અંડ બંડ બકવાદ કરેલો જણાય છે,

વળી એક નાગર બ્રાહ્મણની વાત લખે છે કે તેની સ્ત્રી ગુસાંઈજીની સેવકી હતી તે ગોકુળ તરફથી નીકળ્યાં હશે તેથી તે સ્ત્રીના કેહેવાથી શ્રીજીના દર્શન ગિરિરાજ ઉપર કરવાને ગયા. "સો ભોગકે દર્શન કીયે, તબ વા સ્ત્રીને ગોવર્ધન નાથજીસોં બિનતી કીની જો મેરો શૈવીસેં સંગ છુડાઓ. ઓર આપકે નિકટ રાખો. યહ બિનતી વાકી સુનકે વાકો હસ્ત ગ્રહણ કરકે વાકો નિત્ય લીલામેં પ્રવેશ કીઓ. જો વાકી લૌકિક દેહ છુટી. તબ ઉહ બ્રાહ્મણ મરવેકું બેઠો તબ શ્રીગુસાંઇજીને વાકોં નિત્ય લીલાકે દર્શન કરવાયે. તબ ગોપીકા મંડળમેં વા સ્ત્રીકોં વા બ્રાહ્મણને દેખી તબ નાગર બ્રાહ્મણકે મનકો સંદેહ મિટચો. ફેરી વહ શ્રીગુસાંઇજીકો સેવક ભયો. જો નિત્ય લીલામેં પ્રાપ્ત

ભયો. આ બેહુ રૂપેને ઠાર થયાં ન હોય ને આવી બેવકુફી ભરેલી બનાવટ કરી જંગલીઓને સમજાવ્યા હોય. વળી ઉપર લખે છે કે નિત્ય લીલામાં નાગરે પ્રવેશ કર્યો ને નીચે પાછુ લખે છે કે "ફેર ગાંઠોલીમેં વાકો જન્મ ભયો. અરે! માનનારાઓ, એની પોતાની વાતોનો તો તોલ કરો.

વળી લખે છે કે તે ગાંઠોલીમાં સ્યામ નામે મૃદંગી થયો ને તેની છોકરી લલિતા બીન બજાવતી. તે બહુ સારૂ બજાવતી તે સાંભળવાને શ્રીજી "એક દિન ચાર પ્રહર રાત્રી જાગે જબ પ્રાતઃકાળ શંખનાદ ભયે તબ આપનિજ મંદિરમેં પધારે. તબ જગાવતી બિરિયાં શ્રીગુસાંઈજીને આરક્ત નેત્ર દેખકેં શ્રીજીસોં પૂછી જો બાબા આજ રાત્ર જાગરન કહાં ભયો." ત્યારે તેણે બધું વૃત્તાંત કહ્યું. આવી વાતોને ખરી માનનારાઓ તમે વિચાર કરો કે પથરાની મૂર્તિને રાગ પ્રિય લાગો તે મંદિરમાંથી ઉડી જઇને સ્યામને ત્યાં પડી મીણથી ચોંટાડેલી આંખો લાલ થઇ ગઈ. વળી મૂર્તિ મંદિરમાં સુતી નથી તો ત્યાં ક્યાં જાગરણ કરશે?

વ્રજવાસીની દહીંની હાંડલી એક રાજભોગમાં ધરાતી એમ લખે છે. તેમાં એક દિવસ રોટલીનો કટકો દેખાયો તેથી ગુસાંઈજીએ બંધ કરી. બીજે દિવસે "શ્રીનાથજીને રામદાસ ભીતરિયાસોં આજ્ઞા કરી જો એક દહેડી વ્રજવાસિનકે ઘરકી રાજભોગમેં ધર્યો કર્યો." બંધ કીધી ગુસાંઈજીએ, ગુસાંઈજી સાથે શ્રીજી બોલતા એમ લખ્યું છે ને અહીં રામદાસ મારફત કેહેવડાવે છે.

વળી લખે છે કે, શ્રીજી દિવસમેં ગાય ચરાવને જાય તબ શ્રીજીકે સંગ સબ ગ્વાલમંડલી જાય. ઓર એક સમે દાઉ કે ઘાટ તલે શ્રીજી ખેલત હતે, તા સમે ગોપીનાથ ગ્વાલને કહી જો અબ તો દેવદમન ભૈયા તોકું શ્રીગુસાંઈજી લડુવા અરોગાવતહેં સો તામેસોં હમહુકોં લડુવા લાયો કરિ તબ શ્રીજીને કહ્યો, ભૈયા તુમકું કાલિ લાઊંગો. પીછે દુસરે દિન આઠ લડુઆ ચુરાય લીયે સો ગ્વાલમંડલીમેં બાંટી દીને." અહીં શ્રીજીને એવા બેવકુફ ઠરાવ્યા જે પોતે પોતાનાં રૂપને જાણે નહીં તેથી ચોરી કરી. નહિં તો માગીને લેવાનું લખવામાં શું હરકત હતી? પણ ખરી વાત એ દેખાય છે કે જગજીવનનો બખલ આ હશે. વળી લખે છે કે "ગુસાંઇજી કે આગે સબ ભીતરિયાને પુકાર કરી જો સામગ્રીમેં તે આઠ લડવા ઘટે" હવે એ લોકોની વાતો સાચી

માનનારા લોકો વિચાર કરો કે બીજે ઠેકાણે શ્રીજી લોકોપાસેથી તરેહવાર ખાવાનું લઇ ખાઇ જાતા એમ લખ્યું છે ને અહીંતો પોતાનાં મંદિરમાં ઘટે તો બુમ પડે તેથી પૂરાજ હોવા જોઈયે. વળી શ્રીજી પોતે આરોગે તો ઘટે નહીં ને ગ્વાલોને આપ્યા તે ઘટી પડ્યા. આવી વાતો બુદ્ધિમાન માણસો માનેકે? એમ બીજી વાર પણ એક ખેતરના રખેવાળને બે લાડુ આપેલા એમ લખીને લખે છે કે બે લાડુ ઘટી પડ્યા.

વલી લખે છે કે વૃજવાસીની દહીંની માટલી એક દહાડો ઘરાણી નહિ તેથી, "શ્રીજી એક સુવરણકી કટોરી મંદિરમેં તેં લેકેં એક બરેલીમે ભાગુજરી હતી સો તાકે ઘર પધારે. તબ વાસેં આગ્ના કરી જો તું મોકોં દહીં દે તો વાને દીનો સો શ્રીજી આરોગે" બારનું તો બધું ખાઇ જાય ને પોતાને ત્યાં ખાઈ ન શકે. બિચારાને મોંડે કાંઈ પાટો બાટો બાંધતા હશે. અહીં વૈષ્ણવોએ વિચાર કરવો જોઇયે કે ભલા મંદિરમાં તાળાં દીધેલાં હોય તેમાંથી પથરાની મૂર્ત્તિ કેમ નીકળતી હશે? વારૂ તેને તો જાણે ભગવાન મનાવ્યા એટલે વાયુનું રૂપ તો ધારણ નહી કરતા હશે. પણ સોનાની વાટકી કેમ નીકળી. પણ માનનારાઓ તમે યાદ રાખો કે તે લોકો કદિ તેને પરમેશ્વર તો શું પણ માણસ જેવો એ માનતા નથી. જુવો મંદિરને તાળાં મંગળ કરે છે તે નિરજીવ જાણે છે તે સારૂ, કે કાંઇ ચૈતન્ય સારૂ એમ થાય?

અગાઉ આપણે કહ્યું છે કે બાદશાહના ડરથી શ્રીજીને મથુરામાં લઈ જવાં પડ્યાં હતાં. તે વિષે અહીં લખે છે કે, "એક સમે શ્રીગુસાંઇજી આપ ગુજરાતકોં પધારે હતે. તબ શ્રીનાથજીને શ્રીગિરધરજીસોં આગ્ના કીયે જો મેં તિહારો ઘર મથુરા દેખિવે ચલુંગો. સો લે ગયે ઉહાં સબ ગિરધરજીને અર્પણ કીનો. તામેં કમલા બેટીજીને એક નથ રાખી તો શ્રીજીને માંગ લઇ જો મેરી નથ દેહુ. ફિર શ્રીજીને સબ બહુ બેટિનસોં કહી જો મોકું હોરી ખીલાઓ સો ખેલાઇ.' એ સબ સમાચાર સુનકેં શ્રીગુસાંઈજી આપ પરદેશતેં ઝટ ઘરકું પધારે. સો સમાચાર સુનકેં શ્રીનાથજીને ગિરધરજીસોં આગ્ના કરી જો શ્રીગુસાંઈજી મોકોં ગિરિરાજ ઉપર ન દેખેંગે તો બડો ખેદ કરેંગે" બાદશાહના ડરથી લઈ ગયા તે તો બધા જાણે, તે એબ ઢાંકવા પછી જંગલીઓને સમજાવવા ઉપર પ્રમાણે તજવીજ કરી છે. તેમાં લખનાર બિચારો

બેઉનું અંતરજામીપણું ઉડાવી નાખે છે. ગુસાંઇજી સાંભળીને તરત દોડ્યા એટલે તે શ્રીજીની ઇચ્છા વગેરે જાણી ન શક્યા. વળી શ્રીજીએ જાણ્યું જે ગુસાંઇજી નહિ દેખે તો કચવાશે તેથી તે જાણી ન શક્યા જે ગુસાંઇજીને ખબર પડી છે. પણ ખરી વાત એ દેખાય છે જે બાદશાહના ઉપદ્રવથી મૂર્ત્તિ મથુરામાં લઇ આવવી પડી હશે, તે સાંભળી ગુસાંઇજી જલદી દોડ્યા હશે એમ સભવે પણ છે.

પાછા ગિરિરાજ ઉપર જાવા ટાણે લખે છે કે "રથ ઉપરતે ઉતરિકેં શ્રીગિરધરજીકે કાંધે ઉપર ચઢિકેં નિજ મંદિરમેં પધારે. ફિર ફુદિકેં ચરન ચોકીપેં જાય બિરાજે"

"દુસરે દિન શ્રીગુસાંઇજી શ્રીગિરિરાજ પધારે ઓર યહ આજ્ઞા કીયે જો શ્રીગોવર્ધનનાથજીકોં શ્રીઆચારજી મહાપ્રભુને શ્રીગિરિરાજ પર્વત ઉપર પાટ બેઠાયે. તાસોં હમકુ કૃપા કરિકે શ્રીગિરિરાજ પર્વત ઉપર આપ દર્શન દેઇ.,, યહી હમારે ચિતમેં અભિલાષ હેં, પાછે શ્રીગુસાંઇજી શ્રીગોવર્ધન નાથજીકે દોઉ કપોલ પરસકે પુછી જો બાબા! મથુરા કોન કારનસોં પધારે. તબ શ્રીગોવર્ધનનાથજીને કહી જો સબ વહુ બેટિનકો દેખિવેકું ગયો હતો.,, જુવો બિચારા ગુસાંઇજી એમજ જાણતા હતા જે આચારજીનું બેસાડેલુ ગિરિરાજ ઉપરથી ઉઠવું ન જોઇયે. પણ એને એવી ખબર ન રહી કે આગળ તો ત્રણસેં ચારસેં ગાઉ નાસવું પડશે. વળી શા કારણથી મથુરા ગયા તે બિચારા જાણી ન શક્યા એટલે પુછ્યું. અરે એ વૈષ્ણવોના પરમેશ્વર કરતાં તો ઋષિ મુનિ ઘણા સારા જે ત્રિકાળ સમાધિમાં ભૂત ભવિષ્ય જાણી શકતા. એમ પુરાણોમાં લખ્યું છે. વળી વહુ બેટિઓને જોવા ગયા એમ પથરાની મૂર્ત્તિએ જણાવ્યું. ત્યારે શુ વહુ બેટિઓ શ્રીજીનાં મંદિરમાં તે વખતે આવતી નહિ હોય? વળી વહુ બેટિઓને ૮૦ દહાડા સુધી જોવાતુ હશે? વળી જોવું હોય તો ત્યાં બોલાવવાનું કહે તો શ્રીજીનું કહ્યુ કોઈ માને નહિ કે શું? પુષ્ટિમાર્ગના પરમેશ્વરનું એ પ્રમાણે મહારાજો પાસે માન થોડુ હશે.

વળી લખે છે, ઓર એક દિન શ્રીગોવર્ધનનાથજી ગોવિંદસ્વામીકે સંગ શ્યામ ઘાટ ઉપર ખેલત હતે, તાસમેં મંદિરમેં શંખનાદ ભયે તબ શ્રીજી ઉતાવલસોં પધારે. સો એક કવાયકો ટુક ડારમેં ઉરઝી રહ્યો. તબ શ્રીગુસાં-

ઈજી ભોગકે સમે શ્રીજીકે દર્શન કરકે ખેદ કરન લાગે જો યહ કહા મારન હે ! સો તાસમે ગોવિંદસ્વામી ઉહાંતેં આયકે વહ કવાયકો ટૂક શ્રીગુસાંઇજીકાં સોંપ દીયો, ઓર કહ્યો જો તિહારો લરિકા બહુત અચપલોહેં. તબ વહ ટુક લેકે શ્રીગુસાંઈજીને ક્વાઇમે લગાઇ દીનો. ઓર રામદાસકું આજ્ઞા દીની જો શંખનાદ ભયે પીછે થોરીસી બેર રહીકે શ્રીજી મંદિરમેં પધારે તબ ટેરા ખોલીઓ.,. અરે પ્રાગટ્ય લખનાર તુ આંખો મીચી લખ્યો ગયો છે, તારે કાંઈક તો વિચાર કરવો હતો. જુવો અહીં સો પચાસ કદમ ઉપર શ્રીજી ખેલતો હતો, તેમાં શંખનાદ થવાથી ઉતાવળ કરીને તેમાં કોઇ ચીજનો કટકો ભાંગી મંદિરમાં પોહોંતા એમ લખે છે. ને માધવેંદ્રપુરીને છેક પુષ્કરજીનાં વનમાં ૩૦૦-૪૦૦ કોશ દર્શન દેવા ગયા, ત્યાં કાંઇ વાર લાગી નહીં. વળી આમ લખનાર આખો દિવસ ગુસાંઈજી સાથે શ્રીજીને વાતો કરાવે છે ને આનું કારણ પૂછી ન શક્યો. શું લખનારની લુચાઇની ચાલાકી ઉઘાડી નથી દેખાતી ? થોડી શંકા કરવા જાણતો હોય તો તે પણ સો પચાસ શંકાઓ એમાં કાઢી શકે.

વળી લખે છે કે, એક સમે એક વાગો છોટો ભયો, તબશ્રી ગુસાંઇજીને વહ વાગો શ્રીજીકું અંગીકાર કરવાયો. તબ તાહિ વાગાકે અનુસાર શ્રીજી છોટો સ્વરૂપ ધરકેં આપ દર્શન દીનો.'' પથરાની મૂર્ત્તિ પોતાની મેળે નાની થઇ ગઈ. આ વખતે તો નાની થવાની જરૂર પણ નોહોતી જરૂર બાદશાહ પછવાડે લાગ્યો હતો ત્યારે હતી જે કોઈના ખીસામાં બેસી રેહત તો મહારાજોને બે વરસ રખડવું ન પડત. પણ ત્યારે તો રથ કરવો પડ્યો. જુવો કેવુ ગપાટક છે.

વળી લખે છે કે " ઓર એક દિન શ્રીજી જીવાલિયાકી બેટી રૂપમંજરી હતી તાસું ચોપટ ખેલિવેકું પધારે, સો બાર પ્રહર રાત્ર વાસું ચોપટ ખેલે. ઓર વાકાં નંદદાસકો સંગ હતો. અગાઉ એક પ્રસંગે રાતના ઉજાગરાના કારણથી શ્રીજીની આંખો લાલ થઈ આવેલી લખેલી છે, તેમ આમાં પણ લખ્યું છે કે તેવું જોઇ ગુસાંઇજીએ શ્રીજીને ધમકાવ્યા "તબ શ્રી ગુસાંઇજીને શ્રીનાથજી તે નાંહી કરી જો લૌકિક શરીરકે લીયે ઈતની દૂર શ્રમ કરિયે ? જો યહાં વ્રજભક્તનકે સંગ આપસુખેન ચોપટ ખેલો " આ તો વળી ચોપટ ખેલવા

સારૂ મૂર્ત્તિ ઉડી !!! વળી બીજું પોગળ આમાં દેખાડે છે કે એઓના અ-સલ ભક્તો પણ કુકર્મ કરનારાજ હતા. નંદદાસે રૂપમંજરીને રાખી હતી. વળી ગુસાંઇજી શ્રીજીને ધમકાવે પણ ખરા. એવા વશ થયલા શ્રીજી જેને તે ગુસાંઇજીનાં કૃષ્ણદાસે છ મહીના દર્શન બંધ કર્યા, ત્યારે તો કાંઇ બોલી શક્યા નહીં.

વળી "અલીખાં પઠાનકી બેટી બીબીતાજ હતી સો તાકી ધમાર હૈં. "नृत्तन आवत ताजकों प्रभु गावत होरी गीत" તેની પાસે શ્રીજી ના-ચતા ને આજતો વસ્ત્ર વગેરે ધરાવવા સારૂ પણ રોજ બશેર મીણુશીલામાં લગાડવું જોઇયે છે. વળી એક આ ગપ્પો અટાવ્યો છે તે જુઓ "અક-બર બાદશાહાકી બેટી મહતી શ્રીગુસાંઇજીકી સેવક હતી તાસોં શ્રીજી સતરંજ ખેલવે આગરેકું જાત હુતે. વહબાત શ્રીગુસાંઇજીને જાની તબ શ્રીજીકું મને કીયે." અકબરની છોકરી એની સેવક થઇ તે અકબર બાદશાહ તો નહિ હોય પણ અકબર નાંમનો કોઈ કુંભાર કે ચમાર હશે. વળી શ્રીજીને નઠોર અથવા નાક વગરનો ઠરાવ્યો કે એકવાર ગોસાંઈજીએ ધમકાવ્યો તો ફરીથી પણ ગયો. વળી આગરે જાય તે રાતોરાત ઉડીને પાષાણુજી મંદિરમાં બેસી જાય. શું હસવા જેવી વાતો લખી છે.

વળી લખે છે કે, "એક દિન દેશાધિપતિને શ્રીગોવર્ધનકી તરહટીમેં આયકેં ડેરા કીએ. તબ વાકી બેટી તાજ શ્રીકે દર્શનકું આઇ. સો વાકું શ્રીનાથજી સાક્ષાત્ દર્શન દીયે. ઓર સેન દીની. તબ વાકું અત્યંત આતુરતા બેઠી જો હું તો શ્રીજીસોં મિલુંગી. તબ વૃંદાવનદાસ ઝવેરીકી બેટીને વાકાં થાંભ રાખી. પીછે વાકી બાંહ પકરકેં નીચેં ઉતાર લાઈ. તબ તરહટીમેં આયકેં વાકો લૌકીક શરીર છુટી ગયો. ઓર અલૌકિક શરીરસોં શ્રીજીકી લીલામેં પ્રાપ્ત ભઈ" આ વાત ખર પશુઓ શિવાય બીજા કોઇ માને પણ ખરા? કે જે બાદશાહો મૂર્ત્તિપૂજાના કટ્ટા શત્રૂ તથા હિંદુઓને કાફર કેહેનારા તેઓની છોકરીઓ જરા વારમાં સેવક થઈને દર્શન કરવા આવે. વળી ઉપર એનું નામ મહતી કહ્યું ને અહીં તાજ કહ્યું. એવું અંડ બંડ બક્યા છે. વળી શ્રીજીએ તેને સાન કરી ઉપર ધોકા પડ્યા ને મંદિરની મસીદ થઈ ત્યારે તો એવું કાંઈ થયું નહીં. ત્યાં તો લખે છે કે શ્રીજીની એવી ઇચ્છા હતી. ધોકા

ખાવાની પણ ઈચ્છા થાય ખરી! વળી લખે છે કે, "ऐसे कृष्णदास अधिकारीने एक वेश्या श्रीजीसुं मिलाई." વાહ વાહરે! વળી પથરાની મૂર્ત્તિ વેશ્યાને પણ ભોગવે.

વળી લખે છે કે, "એક દિન શ્રીગોકુળનાથજી શ્રીજીકોં શૃંગાર કરત હુતે, તબ એક બારી મેં તેં ધૂપ આઈ. તબ ગ્રીષ્મ ઋતુ હતી. સો ધૂપ અસેલી લાગી. તબ વાકે આગે શ્રીગોકુલનાથજીને એક અટારી બનવાઇ. પાછે શ્રી ગોકુલનાથજી શ્રીગોકુલ પધારે. તબ શ્રીજીને મોહના ભગી નેં આજ્ઞા કીયે જો તૂં જાયકેં શ્રીગોકુલનાથજીસોં કહિયો જો યહ અટારી તુમ હવાઈ ડારો જો મોકું વીલછુ નાંહિ દીસે હેં." અહીં બેવકુફીની હદ વળી. ભીંત ચણાઈ ત્યાં સુધી બોલતા નથી. પછી પણ ગોકુળનાથજી હતા ત્યાં સુધી તેને કેહેતા નથી કે કેહેવડાવતા નથી ને પછીથી પણ ગોકુળનાથજી કરતાં એને મોહનો ઢેડ સારો લાગ્યો તેથી તેની મારફત કેહેવડાવ્યું. વાહ લખનાર!

વળી લખે છે કે, એક દહાડો એક કલ્યાણજોશી પદ ગાતો હતો ત્યારે એમ વિચાર કર્યો કે અગાઉ તો શ્રીજી હસતા બોલતા ને હાલ મારાં પદ સાંભળી હસતા નથી ત્યારે તેનાં મનની વાત જાણી "બારી આરોગતમેં આપ હસિહસિકેં શ્રીગિરધરજીસોં આજ્ઞા કીયે જો યહ વૈષ્ણવ કીર્ત્તન આછે કરતહેં" લખનાર ભાઇ, તારા પુસ્તકમાં તો હસી ખરાં. બાકી સાક્ષાત્ તો ઘંટાનાદ થયો હશે.

આ પ્રાગટ્ય વારતામાં એક નવી વાત દેખાવામાં આવે છે તે એ કે બાદશાહ બધાને માળા ઉતરાવવા નીકળ્યો હતો તે વખતે ગુસાંઇજીના છોકરા ગિરધરજીને એવાતનો ભય વધારે લાગેલો જણાય છે. તેણે જાણ્યું હશે કે સંપ્રદાય તૂટો તો જીવવું નકામું છે તે સારૂ આપઘાત કરી મુવા હોય એમ દેખાય છે. પ્રાગટ્ય વારતામાં લખે છે કે, "શ્રીગિરધરજી જબ શ્રી મથુરાનાથજી (ઘણું તો એક હાથની મૂર્ત્તિ) કે મુખમેં લીન હો ગયે જબ માલા પ્રસંગ ભયો હતો. તબ શ્રીગોકુનાથજીને ધરમકી રક્ષા કીને. જબ શ્રી ગિરધરજી શ્રી મથુરાનાથજીકો શૃંગાર કરત હુતે. તબ શ્રી મથુરાનાથજીને ફવાસીલીને સોતાહમેં શ્રી ગિરધરજી લીન ભયે." આ વાત કોઇ પણ માણસ સાંભળે ને હસ્યા વગર રેહે નહીં. કે એક પાષાણ વા ધાતુની ઘણું તો

હાથેક લાંબી મૂર્ત્તિ વળી નિર્જીવ, તેણે બગાસું ખાધું તેમાં છ સાત મણના ગીરધરજી જેવા માણસ તેનાં મોંમાં પેશી ગયા. એમ લખ્યું હોત કે એક બ્રહ્મરાક્ષસ ખાઇ ગયો તો પણ ઠીક થાત.

વળી લખે છે કે, "શ્રી દામોદરજી ગાદી ઉપર બીરાજે તબ શ્રીજી આજ્ઞા કીયે જો બન અબન વૃક્ષકે નીચે તીન લક્ષ મુદ્રા ભંડારીને ડબ્બાય રાખીકે ડાટીહેં સો તુમ નિકાસલ્યો." ઘણો જબરો પથરિયો દેવ જે પૃથ્વીના ખજાનાને જાણતો હતો. પણ હાલતો ગિરધરલાલજ અભાગિયા નીવડ્યા કે શ્રીજીએ એને કોઈ ખાણ બતાવી નહીં. તેથી વૈષ્ણવો પાસેથી જોર જુલમથી પૈસા લેવા પડ્યા ને તેનાં પાપમાં અંતે દેશનિકાલ થવું પણ પડયું.

આપણે આગળ કહ્યું છે કે શ્રીજીની મૂર્ત્તિ સર્વેમાંહતી તેથી પછી પોતાપોતામાં વઢી મુવા. તેનો હેવાલ પ્રાગટ્ય વારતામાં લખ્યો છે. તે એમ છે કે," એક દિનાં શ્રીદામોદરજીકે પુત્ર શ્રીરાયજી આગરે પધારે હતે જો ભૈયાબંધનકો ઝગરો હતો. સો ઉપદ્રવ દેખિકે ચિતકું બડો ખેદ ભયો. તબ શ્રીજીસું બિનતી કીની જો મહારાજ ઉનકી ઓર તો બાદશાહ બોલતહેં ઓર મેરી ઓર કોઈ નહી. તબ શ્રીજી આપ ( આગરામાં ) દર્શન દીને લાલ છરી હાથમે હેં. ઓર શ્રીરાયજીકે પાસ આપ બિરાજે ઓર મસ્તક ઉપર શ્રીહસ્ત ધરકે સમાધાન કર્યો. ઓર યહ આજ્ઞા કીયે જો જબ શ્રીગોસાંઇજી શ્રીગિરિરાજકી કંદરાનમેં પધારે તબ સાતાં બાલકનકું મેરે આગે લાય ઠાડે કીયે ઓર મોસાં કહી જો જાપે આપ પ્રસન્ન હોઉ તાપે સેવા કરવાઈયે. તબ મેંને શ્રીગિરિધરજીકો હસ્ત ગ્રહન કીનો ઓર સેવા તો સબહી બાલક કરેંગે. પરંતુ બોજ ઉઠાયવે લાયક સામર્થ્ય શ્રીગિરધરજીમેં હતો તાતેં મુખ્ય સેવા તુમહી કરો ( આ ગિરધરજીનો પૌત્ર થાય ). વર્ષમેં સાઠ દિન શ્રૃંગાર ઉત્સવકે મુખ્ય હેં સો તુમ કરો. ઓર તીનસેં દિનકો શ્રૃંગાર સબ બાલક કરે. યહ આજ્ઞા કરિકે શ્રીનાથજી ગિરિરાજપેં પધારે. પીછેં દુસરે દિન પાતશાહને હુ તાહિ પ્રમાન લીખી દીનો. આ લખનાર કોઇ શ્રીજીનો પણ દુસ્મન લાગે છે. એમાં શ્રીજીને બેવકુફ ઠરાવ્યા છે કેમ કે કજીયો આગરે ગયો, હજારો લાખો રૂપીયા તે લોકો પોતાપોતામાં ખાઇ ગયા, ઘણા દહાડા દુઃખો મળ્યા તે પછી શ્રીજીએ શ્રીરાયજીને કહ્યું કે આમ થશે. ત્યારે

પેહેલાંથીજ શ્રીજીને કેહેવડાવવું હતું જે શ્રીજીએ બધાને કહ્યું એટલે સમાધાન થઇ ગયું. વળી ન્યાય પાછો બાદશાહે કર્યો લખે છે. એવી વાતો પણ ખરી માનીને વૈષ્ણવો કહેશે "વારે મારાવાલા; શ્રીજી દયાલુ" પણ વિચારો તો ખરા કે શ્રીજીમાંજ કાંઈ હોય તો એમ થાય? વળી શ્રીજીને પક્ષપાતી ઠરાવ્યો છે.

લખે છે કે શ્રી વિઠ્ઠલરાયજી ટિપારેકો શૃંગાર ઓછો કરતે. તાતેં દોય ચાર બેર શ્રીમુખતેં આજ્ઞા કરકે ટિપારેકો શૃંગાર કરાવતે; ઓર દર્પનમેં અપનો સ્વરૂપ દેખિકે બહોત પ્રસન્ન હોતે ; એક દિન કોઈ ગુસાંઈકે બાલકને ટિપારે કો મનોરથ કીનો, તબ શ્રીજીને ઉનતેં નાંહ કીની. ઐસે શ્રીજી સ્વ-કીયકે પક્ષપાતી હેં" આ પથરાની મૂર્ત્તિને અરીસો દેખાડે ત્યારે મીણુથી ચોંટાડેલી આંખોથી પોતાનું સ્વરૂપ જોઇ પ્રસન્ન થાય. ને વળી પક્ષપાતી.

વળી લખેછે કે, શ્રી વિઠ્ઠલરાયજીકે લાલજી ગિ..ધરજી હતે સો એક બેર લાહોર પધારે. તબ ડોલકે ઉત્સવકે સાત દિન બાકી રહે. તબ શ્રીજીને ઉનસોં ( લાહોરમાં જઇ ) આજ્ઞા કીયે જો જબ તુમ મોકું વસંત ખિલાઓગે તબ હમ વસંત ખેલેંગે. જો એક વૈષ્ણવ તુનારી ભેટ લક્ષ રૂપૈયા કરેગો સો તુમ લેકેં બેગ આઈયો. સો દુસરે દિન ઉતનાહિ ભેટ આઇ. સોતાકુ લેકે બારહ દિનમેં શ્રીગિરિધરજી આપ શ્રીગિરિરાજપેં પધારે તબ શ્રીજીકોં વસંત ખિલાએ." લખનાર તું એવી ગપ મારેછે; જે શ્રીજીએ લાહોરમાં જઇને તેને કહ્યું. તે એવો શ્રીજી મુઝાણા હતા ત્યારે પોતે જેમ આવ્યા ગયા તેમ તે ગિરધરજીને પણ ઉપાડી કાં ન લાવ્યા? પણ હશે એમ કે ડોલઉત્સવના ખરચસારૂ પૈસાની તાણુ પડી હશે તેથી તે દેશાટન કરવા પ્રથમથી નીકળ્યા હશે. અને પૈસા ન જડતાં અટકી રહ્યા હશે. પછી બે દિવસ મોડા ક્યાંકથી જડવાના હશે. એટલે બે દહાડા વધુ ખમીને ડોલ મોડો કરશું તો પણ ચાલશે એવી આશાએ પાંચ સાત દિન પછી આવીને ડોલ કર્યો હશે. નહિ તો શ્રીજીને લાખ રૂપૈયાની વાત આ પ્રસંગે કેહેવાની કાંઈ જરૂર દેખાતી નથી. પણ ચોર હોય તેનું હારદ ક્યાંક જણાઇ આવે ( વાણીયાની વાત અને તો કેવી ઘેલી કારા બિલાડાની શાંખવારી ).

વળી લખે છે કે, "એક દિન શ્રી ગોકુળનાથજી કાશ્મીરકોં પધારે હતે સો પાછે ફિર ઇયાં પધારે, તબ ફાગુન વ્યતીત ભયો. તાતેં શ્રી ગોકુલનાથજીને તો શ્રી ગોવર્ધનનાથજીકોં ફાગુ નહિ ખિલાય. તબ શ્રીનાથજીને એક દૂધગરિયા ગ્વાલ હતો તાસું આજ્ઞા કરી જો તું શ્રી ગોકુલનાથજી તેં કહી જો મોકોં વસંત ખિલાવે. તબ વાને કહી ફિર ચૈત્રવદ ૧૧ કે દિન શ્રી ગોકુલનાથજીને શ્રીજીકોં વસંત ખેલાઇ." હવે લખનારની બેવકુફાઇ જુઓ કે શ્રીજી ગોકુળનાથજીથી જાણે બીતો હોય નહીં? અથવા જાણે શરમંદ હોય નહિ જે હું કહીશ ને વખતે ખેલાવશે કે નહીં તે સારૂ જાણે દૂધ ગરિયાને કહે છે. ત્યારે વળી મૂરખા તું શ્રીજીને ભગવાન અંતરજામી ઠરાવવા કયાં બેઠો હતો? જો તેમ હોય તો શ્રીજી ભગવાન તરીકે ગોકુળનાથજીને આજ્ઞા કરવા સમર્થ હોવો જોઈયે. ને અંતરજામી હોય તો ખેલાવશે કે નહીં તે તેણે જાણવુંજ જોઈયે.

એની નીચે વળી એક ગપ મારી છે તેમાં જાણે શ્રીજી અત્યંત અંતરજામી હોય નહિ એમ ઠરાવ્યું છે. લખે છે કે, "એક સમે શ્રી ગુસાંઈજી દ્વારીકાકોં પધારે સો મેવાડકી રસ્તા હોય કેં પધારે. તબ તહાં એક સ્થલ બહુત સુંદર રમનીય દેખીકેં શ્રી ગુસાંઈજી ચાચાહરિવંસજીસોં કહ્યો જો યા સ્થળ ઉપર કોઇક કાલ પીછે શ્રી ગોવર્ધનનાથજી બિરાજેંગે. તબ શ્રી ગુસાંઇજીને દોય દિન ડેરા ઉહાં રાખે. તાપાછેં રાના ઉદેસિંગ શ્રી ગુસાંઇજીકે દર્શનકું આયો. તબસો મોહોર ઓર એક ગામ ભેટ કીનો. તબ ગુસાઇજીને વાકો હસ્તગ્રહનકીનો. તબ રાના બહોત પ્રસન્ન હોયકેં અપને ઘરકું ગયો. તાપાછેં ઉનકી રાની સબદર્શનકું આઇ. સો ઉનમેં મીરાંબાઇ રાનાકી બેટી હુ આઇ. ઓર રાનાકે કુંવરકી રાની અજબકુંવરબાઇ હતી સોતાને શ્રી ગુસાંઈજીતેં બ્રહ્મ સંબંધ લીનો. સો વાકું શ્રી ગુસાંઈજીકે દર્શનકી સ્વરૂપાસક્તિ ભઇ. જબ શ્રી ગુસાઇજી દ્વારિકાં પધારવેકી ઇચ્છા કરે તબ વાકું મૂર્છા આઇ જાય. તબ શ્રી ગુસાંઈજી વાસોં આજ્ઞા કીયે જો હમારે ઇહાં રહનો નહીં બનેગો. ઓર શ્રીનાથજી તોકોં નિત્ય દર્શન દેઇગે. એસે કહિકેં દ્વારકાકું પધારે. પાછેં શ્રીનાથજી ગિરિરાજતેં પધારકેં વોકોં નિત્ય દર્શન દેતે, ઓર અજબકુંવરીસોં ચોપર ખેલતે. એક દિનાં અજબકુંવરીને બિનતી-

કીની જો મહારાજ ઇહાં આપકોં આવતે જાતે પરિશ્રમ બહોત હોત હૈ તાતેં આપ ઈહાં મેવાડમેં બિરાજો તો મોકું નિશદિન દર્શન હોય. તબ શ્રીજીને કહી જો શ્રીગુસાંઇજી ભૂતલપેંહેં તબ તાંઇ નહીં પધારૂંગો; ફેર પધારૂંગો. જો જહાં તેરે મહલહેં સો તહાં મેરો મંદિર બનેગો. સો બોત વર્ષ પર્યંત બિરાજુંગો. તાપાછેં શ્રી ગુસાંઇજી ફિરકેં અપને કુલમેં પ્રગટ હોવગે તબ મોકું વ્રજમેં પધરાવેંગે. ઇત્યાદિ આજ્ઞાકરકેં શ્રીજી ગિરિરાજકું પધારે."

આવી આવી વાતો તે માણુસો માનતા હશે ? ગોસાંઇજીએ અજબ કુંરરીને કહ્યું તે ત્યાંથી શ્રીજી સમજી ગયા. વળી પથ્થરની મૂર્તિ ગિરિરાજથી મેવાડ સુધી રોજ આવતીને જતી, ને વળી મંદિરનો સમય પણ સાચવતી એ સંભવે છે ? વળી આ વાતમાં કોલીઓમાં જેમ ભવિષ્ય કેહે છે એવા પ્રકારે ગોઠવણ કીધો છે. એમા ગુસાંઈજી ચાચા હરિવંશને કહે છે કરી લખ્યું છે પણ તે વાત તે મૂર્ત્તિ ઉઠયાની અગાઉ લખી હત તો તો તે જરા અણુસમજુઓમાં વજનદાર પ ગણાત. પણ થઇ ગયા પછી તો હું પણ કહું કે મારી બકરી કેહેતી હતી જે આ પ્રમાણે થશે. વળી રાણો સેવક થયો એમ લખેછે, પણ પછી તો ચાર મહીના ગોવિંદજીએ કાવાદાવા કર્યા ત્યારે ગામથી પનદર વીશ ગાઉ ઉપર રેહેવાં ઠેકાણું જડયું. વળી અજબકુંવરીએ મેવાડમાં બેસવા કહ્યું ત્યારે પછી પધારીશ એમ તો કોઈ મુરખો પણ ન કહે. કેમકે આપણને કોઇ આદરથી કહે જે મારે ત્યાં આવજો તો તેને એમ કોઈ કહે જે તું મરી જઇશ પછી આવીશ ? ને તારાં ઘર બાર ખોટલો મસીદ થઈ જશે ત્યાં હું મારૂં ઠેકાણું કરીશ. વળી છેલ્લી વાત વૈષ્ણવોને અજવાળું કરે એવી કહી. વૈષ્ણવોને એ લોકો મનાવેછે કે શ્રી ઠાકોરજી, શ્રીગુસાંઇજી તથા ગુસાંઈના બાળકજી બધા એકજ સ્વરૂપ છે. પણ અહીં સાફ કહ્યું જે ગુસાંઇજી પોતાના કુળમાં પાછા અવતાર લેશેં, ત્યારે શ્રીજીને વ્રજમાં પધરાવી જશે. ત્યારે હવે જુઓ વૈષ્ણવો. ગુસાંઇજીનો રૂપ જુદોજ ઠરાવ્યો ત્યારે બીજા તો સહજે જુદા થઈજ ગયાને વળી તે તો જીવરૂપજ એ કેહેવું હાસ્ય જનક છે.

પાદશાહે તેઓને પછવાડે લાગી મૂર્ત્તિને તથા એ લોકોને ગિરિરાજ ઉપરથી ભગાડી મુક્યા તેની યથાર્થ વાત આપણે પ્રથમ જાણી પણ એ

લોકોએ પોતાની નબળાઇ છુપાવવા સારૂ મૂર્ખાઓને સમજાવ્યા છે તે જુઓ ભાઇયો:—તે બાબત લખે છે કે:—"કોઇ કાલ પીછે શ્રીજીકોં વહ બાતકી સુધિ આઇ તબ બિચારે જો મેવાડમેં તો પધારનો ઔર શ્રી આચારજી તો હમકોં શ્રીગિરિરાજ ઉપર પાટ બેઠાયહેં. તાતે હમકોં શ્રીવલ્લભકુલતો સર્વથા ઈહાંતેં કબહુ નહિ ઉઠાવેંગે. તાતેં બલાત્કારમેં ઇહાંતેં ઉઠનો. જો અસુરકોં પ્રેરના કરની જો વહ હમકોં ઉઠાઈ દે. પીછેં જબ સેન આરતી હોય જાય ઓર સેવક સબ ઘરકું જાય તબ એક મ્લેચ્છ આવે સો મંદિરમેં ડાઢીતેં જગમોહન તથાકમલચોક ઝાડે. ઐસે બારહ બરસ પર્યંત વાનેં ડાઢીસોં મંદિર ઝાર્યો. પરંતુ કાહુકોં ખબર નહીં પરી. વહ યોગ બલતેં આકાશ મારગ હોયકેં આવે જાય. સો એક દિન શ્રીજી યાકે ઉપર પ્રસન્ન ભયે તબ અપને બંટામેં તેં લેકેં દોય પ્રસાદી બીરા વાકું દીની. ઓર આપ આજ્ઞા દીની જો બાવન વર્ષ પર્યંત મેનેં તોકું રાજ દીનો. જો તૂં ગિરિરાજ પર્વત તેં મોકું ઉઠાઇદે ઓર આજ પીછે તું મેરે મંદિર મેં મતિ આઈયો. યહ મેરો મંદિર તો શ્રી ગિરિરાજ મેં ગુપ્ત હો જાયગો. તબ તુ તહાં મહજીતી બનવાયકેં ડંડવત્ કર્યા કરીયો." જુવો તો ખરા. જરા સમજામણી પણ કેવીને કેટલી આ શંકાઓથી સંયુક્ત કરેલી છે. તેવી વાતો-માંથી પણ કોઈ શંકા કાઢતા નથી, એ કેવા બહાદુર હશે. શ્રીજીએ ઉપર કહ્યું જે ગુસાંઈજી છે ત્યાં સુધિ તો નહિં પણ પછી પધારીશ. ત્યારે એને જુવો કેવા અંધારિયા ઠરાવ્યા છે કે તે પછી ગિરધરજી થયા, તે પછી દામોદરજી થયા, તે પછી ગિરધારીજી થયા. ત્યાંસુધી શ્રીજીને એ વાત ધ્યા-નપર ન આવી. ને દાઉજી થયા ત્યારે આવી એમ લખ્યું છે. વળી બીજી બધી આજ્ઞા શ્રીજીની વલ્લભ કુળ વાળા માને પણ અહીંથી પધારવાની ન માને. ત્યારે જો ખુશીજ હોય તો પોતે આમ મેવાડમાં જતા કહે કે હવે હું જાઉંછું તે પાછો નહિ આવું. તો ત્યાં રાણો એનું મંદિર બનાવી દે એવો-હતો. વળી અસુરને પ્રેરણા કરીને મોટુંરાજ આપી દીધું તે એઓને કોઇ એવો હિંદુ જડયો નહીં ? વળી પોતાને ખોટારૂં કરવું તેમાં વધારો કરવા સારૂ મુસલમાનને યોગબળ વાળો ઠરાવ્યો અને તે આકાશમાર્ગે આવતો જાતો. વળી તે પોતાની ખુશીથી આવીને દાઢીથી મંદિર ઝાડી જતો.

એની ડાઢી પણ ચાર પાંચ ગજ લાંબી હશે. વળી અહોંથી ઉઠાવાની આજ્ઞા જેને કરી હોય તે રાણા સાથે લડવા જાય ખરો ? વળી અહી પણ મૂઢોને ભવિષ્ય સમજાવવા સારૂ મસીદ બનાવવા શ્રીજીએ કહ્યું એટલે જટો જેવા સમજે કે એ તો આજ્ઞા હતી. પણ એમ હજારો મંદિરો તોડીને મુસલમાનો એ મસીદ બનાવી છે તે બધી શ્રીજીની આજ્ઞાથી થઇ હશે ?

એક કેહેવત છે કે, "કેહેતલ તો બાવરા પણ સુણતલ કાંઇ બાવરા હોય" ન એ કેહેવત વાજબી છે. કેમકે કેહેનારો તો પોતાની મતલબની વાત કરે પણ સાંભળનારને તો તે વાતનું તોલ કરવું જોઇયે ? પણ અહીં તો "કેહેતલ તો લુચ્ચાને મતલબ સિંધુવાળા અને સુણતલ પશુવત્. અજ્ઞાન, બાવરાને વિશ્વાસ." કે આવી વાતો પણ ખરી માને છે. એક વાત લખી છે તેમાં બાદશાહે કાંઇ કહ્યું પણ નહોતું તે છતાં ગિરધારીજી કેહે છે "જો તાંઇ હમ બિરાજેહેં તાતાંઇ તુમ ગીદીસે કહા હોયગો" " આવાને વળી વૈષ્ણવ અંતરજામી માને કે જે બાદશાહનાં મનની પણ જાણે નહીં ને શ્રીજીનાં મનની પણ જાણે નહીં. તેને આ પોથી સાંભળીને કહેશે કે વાહવા ! ગિરધારીજી કેવા પ્રતાપી હતા. પાછું વળી તે લખનાર પોતેજ લખે છે કે બ્રાહ્મણો સાથે એ ગિરધારીજીને કાંઇ અણબનાવ થયો તેમાં બ્રાહ્મણોએ ગિરધારીજીને એક બરછી મારી તેથી તે મરી ગયા. ( લખનારની અકલ તો જુઓ કે બાદશાહને તેનાજ મોંથી ગાદી મલી કેહેવડાવે છે ને બ્રાહ્મણને હાથે માર્યો ગયો કહે છે. વળી લખે છે કે "ગિરધારીજી લીલામેં પધારે સોલીલામેં શ્રી ગોવર્ધનનાથજીકી સદાસર્વદા ચોકી કરતહેં. તાસોં શ્રીજીને કહી જો ગોવિંદજી પાદશાહકે હુકમકી ચિંતા કરતહેં સો ઉનકોં તુમ દર્શન દેહુ ઓર સબ વૃત્તાંત કહો જો શ્રીજીકી મેવાડ પધારવેકી ઇચ્છાહેં" પછી ગિરધારીજીએ ગોવિંદજીને દર્શન દીધાં ને કહ્યું જે તમારે ચિંતા ન કરવી. શ્રીજીની એવી ઇચ્છા છે ને મ્લેચ્છોનું તો માત્ર બાનું છે માટે તમે રથ સિદ્ધ કરીને સટકી જાઓ. હવે જુઓ ઉપર લખે છે કે મરી ગયા, વળી શ્રીજીની લીલામાં ચોકીદાર રહ્યા તે લખનારે જાણી લીધું, વળી ઈસુની પેઠે મરીને જીવતા થઇ ગોવિંદજીને દર્શન દીધાં, એવી વાતો માનનારાના મનને તોબા શિવાય બીજું શું કહિયે ? માનનારા ભાઈયો ! લખનારે આવી મુડદું જીવતું થવાની

ગપ મારી ત્યારે બીજી વાતોમાં શ્રીજી આજ્ઞા કરતા લખ્યાં છે ને આમાં કોઇએ તેના મોંમાં ડુચો માર્યો હતો કે શું તે તો વિચારી જુઓ. પણ અફસોસ ! વિચાર કોણ કરે ? વળી બીજી એક વાત લખે છે કે ગિરધરજીએ કહ્યું કે "બુઢે બાબા માહાદેવ આપકે રથ આગે મસાલ લેકે આગરે તાંઇ ચલેંગે." અર્થાત્ અંધારામાં રાતોરાત ચાલ્યા જવું. તે સારૂ મહાદેવ વિષે એમ લખી દીધું. પણ વૈષ્ણવો ખરેખર માને છે કે પાષાણનો મહાદેવ પાષાણના શ્રીજીના રથ આગળ ખચિત મસાલ લઇને ચાલ્યા. શાબાશ માનનારાઓ. ઇશ્વરે આપેલી બુદ્ધિ મુદ્દલ વાપરવા વિચાર કરશોમા.

પછી શ્રીજીને ઉપાડી જવા ટાણે રથ બધા તૈયાર કરીને "શ્રીજીકી બિનતી કીની સબ ગોસ્વામી તથા સબ સેવક મિલકે શ્રીજીકોં રથમેં પધરાય સોતોઉ આપ ઉઠે નહીં. તબ બૃજ બાસિનકું બુલાય તબ બૃજ બાસિનને આપકે ગારી દેકે કહ્યો જો એસે તૈસે ઉઠેંગો કે નહીં. જો ના તર કહા સબનકી મુંડ કટવાવેંગો. યહ બાવા સુનકેં શ્રીજી આપ હસે. જો કમલકો ફુલકી ન્યાઇ આપ પ્રફુલીત ભયે. સો તુરતહી ઉઠકે આપ રથમેં બિરાજે." ગાળો સાંભળીને શ્રીજી હસ્યાને ઉઠીને તૂર્ત રથમાં બેસી ગયા. શ્રીજીતો નહિ હોય બાકી દાઉજી હશે કેમકે તેના વખતમાં એવું અણઘટતું કામ બનતું હશે. તે સારૂ તે રડી કુટીને કેહેતો હશે જે અહીં થાય તે ખરૂં. ત્યારે વ્રજવાસીઓએ બલાત્કાર કરીને તેને નાહાસવાની ફરજ પાડી હશે.

તે પછી લખે છે કે, "રથ હાંકયો સોરથ ચલે નહીં તબ સબ ગોસ્વામીને બિનતી કીની. તબ શ્રીજી આજ્ઞા કીયે જો ગંગાબાઇકું ગાડીમેં સંગ લે ચલો. તબ રથ ચલેગો". પોતપોતામાં વાંધો પડયો હશે જે ગંગાબાઇ ચાલે. કાંકે તે ગુસાંઇજીની છોકરી થાય. ને એક કેહેતો હશે જે આવા પારાઢાંને કોણ ઉપાડશે ? પછી અંતે સાથે લીધી હશે નહિં તો આ વાત અહીં લખવાની શી જરૂર હતી ?

વળી લખે છે કે આ લોકો નીકળ્યા પછી બે જળગરીયા રહી ગયા હતા તેમણે બીજે દહાડે બાદશાહનાં માણસો આવ્યાં તેને મંદિરમાં પેસતાં અટકાવ્યાં. ત્યાં લડાઇ થઇ એક વાર બાદશાહનાં ત્રણસો ચારસો ને બીજીવાર પાંચસો એમ માણસો મારી નાંખ્યાં ને ભૂખ્યા તરસ્યા છ મહીના સુધી લડ્યાં

કીધું. પછી ઘણી ફોજ લઈને એક મ્લેચ્છ આવ્યો ત્યારે શ્રીજીએ તે બેઉ જણને આવીને કહ્યું કે મારી ઇચ્છા છે, માટે મુકી દો. ત્યારે તે લોકોએ કીધું ને તેજ વખતે મરીને શ્રીજીની નિત્ય લીલામાં પ્રવેશ થઇ ગયા એમ લખે છે. બેજણાએ આટલા માણસો મારી નાખ્યા? વળી છ મહીના ખાવા પીવા વગર બે માણસ જીવતાં રહ્યાં? વળી શ્રીજીએ રસ્તામાંથી દોડી આવીને કહ્યું ત્યારે લખનાર તારા શ્રીજીમાં પ્રેરણાશક્તિ તો નહીંજ કે? વળી આટલા દિવસ રહીને ઇચ્છા જણાવી. હું પણ કહું કે એક દહાડો અમે નારાયણ સરોવર જતા હતા ત્યારે અમને પકડવા વચમાં દશ હજાર માણસનું લશ્કર આવ્યું. પછી અમે તો ભાગી ગયા. પણ એક કુતરો અમારો હતો તે લડ્યો ને બધાં લશ્કરને ફાડી ખાધું. સાંભળનારા ભાઇઓ એવી વાતો માનનારામાં અક્કલ જોઇયે. કેહેનારાએ તો સ્વાર્થને અર્થે ખોટું કરવાની એનામાં શક્તિ હતી તેટલી બધી વાપરી છે.

વળી એક પોતાના લખાણુનીજ વિરૂદ્ધ એવી વાત લખી છે કે આગરે ગયા ત્યારે એક દહાડો બાદશાહ કાંગરાની પથારી ઉપર સૂતો હતો, તેને શ્રીજી કહેછે જે "શ્રીજીને જાયકે વાકી પીઠમેં એક લાત મારી ઓર વાતે આજ્ઞા કરી જો આજ મેં આગરે આયો હું. જો તું હમારો કહા કરિ શકે હેં? મેંહી અપની ઇચ્છા તેં ઉઠયો હું." આગળ લખે છે કે શ્રીજીએ મજકુર બાદશાહને આજ્ઞા કરીને બધી વાતોચીતો કરી. જો તેમ હોય તો તેવાને આમ કેહેવાની જરૂર શી પડે? પણ જ્યાં અંડબંડ ભાખ્યાં કરવું ત્યાં વળી આગળ પાછળનો હીસાબ કોણ રાખે? લખે છે કે, "લાત મારી તાકો ચિન્હ પીઠમે ઉપરી આયો, સો જબતાંઇ જીયો તબ તાંઇ ચિન્હ રહ્યો." પાહાણુનો તો એમ ન થાય બાકી લોઢું તપાવીને ડામ દે તો વખતે રહે. એવી વાતો લખતાં કંટાળો આવેછે તો પણ આ વાત લખુંછું.

વળી લખે છે કે, "શ્રીગોવિંદજી દોઉ ભાઇન સહિત શ્રીજીકે સંગ પધારે. તબ શ્રીનવનીત પ્રીયાજી ગોવર્ધનમેં બિરાજતે. સો ઉનકું પધરાયવેકું મનુષ્ય ભેજે. જો તુમ શ્રી દાઉજી મહારાજકોં તથા વહુ બેટિનકોં પધરાયકે આગરે આઇયો. પાછે વિઠ્ઠલ દુબે સ્નાન કરકે શંખનાદ કરવાય ફેર શ્રીનવનીતપ્રીયાજીકું જગાય તાસમે રાત્ર પ્રહર રહી હતી સો શ્રીનવનીત પ્રીયાજી નિદ્રાવશ હતે. તબ વિઠ્ઠલ દુબેને બહૂ વિજ્ઞપ્તિ કરી. પરંતુ આપ જાગે નહીં. તબ હાથતેં પકરિકેં પધરાયને લગે તોહું આપ ન જાગે." હવે જો

એકનો ચમત્કારી મહિમા વધારવા પ્રયત્ન કરતો હોય તો ઠીક પણ દરેકની જુદી વાતો લખવી. ને વળી હાલ દરેક ધબાયનમઃ તેનો પણ કોઇ વિચાર ન કરે. હવે નવનીત પ્રીયાજી પીતળની મૂર્ત્તિ, તે પણ અંગુઠા જેટલી અથવા તેથી કાંઈક મોટી તે જાગે નહીં. વળી મુખીયો પધરાવે. તો પણ જાગે નહીં એ કેવી હસવા જેવી વાત ! !

એ પ્રમાણે જે જાતે ભુકરિયા પાષાણની મૂર્ત્તિ, વળી સાંભળ્યા પ્રમાણે જેને છ છ મહીને રંગ લગાડી તેજદાર રાખે છે, તે રંગ ઉખડી ન જાય તે સારૂ રોજ નત્ત્રરાવવા ટાણે ભીનાં લુગડાંથી સાફ કરે છે, ને શૃંગાર ધરાવવાટાણે જેને બશેર મીણ ખપે છે તેવા એક જડ પદાર્થની કેટલી બધા ગપોડા ભરેલી વાતો ઉડાડી છે. વળી તેવી વાતો દરેક વૈષ્ણવ ખરેખરીજ માની બેઠા છે એ કેટલી અજાયબી છે. અત્યારસુધી ઉપર જે લખવામાં આવ્યા તે આખી પ્રાગટ્ય વારતામાં જેટલા ગપોડા છે તેનો આસરે $\frac{1}{4}$ છે. બીજા હવે નીચે લખી જણાવું છું.

આપણે આગળ એક વ્રજરાયજીની વાત લખી છે. તે માણસ કોઈ દાધારિંગો લાગે છે. શ્રીજીને અગાડી પડાવ્યા તેમ અહીં નવનીત પ્રીયાજીને પણ પડાવ્યા લાગે છે. ત્યાં લખે છે કે, "ઉનકોં શ્રી નવનીત પ્રીયાજીકો વરદાન ભયો હુતો. જો એકદિન રાજભોગ તેરે હાથસોં આરોગુંગો" તે પ્રમાણે તેણે અહીં રસ્તામાં રાજભોગ કીધો. વરદાન કેમ થયું તેનું લખે છે કે "સાતો બાલકનકે બહુ બેટીજી શ્રી નવનીત પ્રીયાજીકે ચરણ સ્પર્શ કરે સો શ્રી બાળકૃષ્ણજીકે પુત્ર શ્રી પીતાંબરજી તીનકી બહુજીને એકદિનાં સબતેં પીછેં ચરણ સ્પર્શ કીનો. તબ શ્રી નવનીત પ્રીયાજીને ઉનસોં શ્રી મુખસોં આજ્ઞા કરી જો હમ તેરે સંગ ચલૂંગો તબ ચોલીમેં દબકાયકેં પધરાય ગઈ. તબ ચાર પ્રહર રાત્રી ઉનકે ઘર બિરાજે. તબ ઘરી દોય રાત્ર પાછલી રહી તબ શ્રી નવનીત પ્રીયાજીને આજ્ઞા કીયે જો અબ મોકું મંદિરમેં પધરાય આઓ. જો શ્રી ગિરધારીજી મોકું મંદિરમેં ન દેખેંગે તો મહાખેદ કરેંગે. ઓર ઈહાં શ્રી ગિરધારીજી તથા ગોકુલનાથજીને મંદિરમેં ન દેખ્યો તબ દોઉભાઈ આપુસમેં પરસ્પર બતરાને જો યહ કહા ? ફિર ઉહાં શ્રી નવનીત પ્રીયાજીકું બહુજીને વિનંતી કીની જો રાજભોગ આરોગકેં પધારો. તબ શ્રી નવનીત પ્રિયાજીનેં ઉનતેં નાંહી કીની. ઔર કહી જો આગેં કોઈ કાલપીછે ભાજરમે તેરે લાલજી વ્રજરાજકે હાથકો રાજભોગ એક દિના આરોગુંગો." અરે !

આવી વાતો ખરી માનનારાની બુદ્ધિ ઉપર શું મણુ બે મણુ મેલ ચઢી ગયો હશે. નવનીત પ્રીયાજીને મનથી એ વળી પાછો સવારનાં બીનો. વારૂ શ્રીજી જેવી ઉડવાની શક્તિ આમાં નથી ઠરાવી તે કેમ હશે? વળી અંતરજામીપણું તો બધું કાઢી નાખ્યું. અરે પેલા વઢી મરે છે ને આ કહે છે કે ખેદ પામશે? પેલા દ્વિપદ માનુષ્યોમાં પણુ અંતરજામીપણું ક્યાંથી હોય? તેમણે જાણ્યું નહિ કે આપણી જીવિકાનું સાધન ત્યાં છે તેથી વઢી મરતા હતા. એવું છતાં વૈષ્ણવો આજના મહારાજોને પણુ અંતરજામી માની બેઠા છે. વળી રાજભોગ આરોગાવવાની ઈચ્છા એકનીને વરદાન ત્રીજાને મળ્યું. વળી બેવકુફાઈ જુઓ લખનારની કે પોતાનું પોગળ પોતાને હાથેજ ઉઘાડું પાડે છે. આ વાત હશે એમ જે વહુજીને મન થયું હશે તેથી ચોરી લાવી હશે. પછી ઘણી આગળ વાત કરતાં તેણે પૂજાપાત્રી કરી કહ્યું હશે કે રાંડ ચોરટી નાખી આવ પાછા; તેથી નાખી આવવું પડયું હશે. એ ઠેકાણે વ્રજરાજજીની વાત લખી છે તે તેણે જબરદસ્તીથી રાજભોગ કર્યો હશે. પછી તે સંધ્યાવંદન કરવામાં રોકાયા એટલામાં દુબોજી મૂર્ત્તિને લઇ ચાલતો થયો.

આગરામાં લાંચો આપી રહ્યા હોય એમ દેખાય છે. લખે છે કે "ગોવિંદજીને દેશાધિપતકે હલકારાનસોં આજ્ઞા કરી જો જહાં તાંઈ હમ આગરેમેં અન્નકૂટ કરેં તહાંતાંઈ તુમ બાદશાહકો ખબર મતિ કરો. સો વાને વેસેઇ કીએ. એ તો લાંચનો પ્રતાપ નહિ તો બીજુ શું?

પછી શ્રીજી કોઇ સાથે વાતો કરતા નહીં. 'માત્ર ગંગાબાઈ સાથે કરતા તે શું હશે!!! શું મહારાજ લોકો ગોકુલમાં સારા માણુસ હતા ને પછી નીચ થઈ ગયા હશે? કે શું શ્રીજીને શરમ લાગી હશે જે હવે આપણે સ્થાનક ભ્રષ્ટ થયા તેથી શું કોઈ સાથે બોલિયે કે મોં દેખાડિયે? એવી શંકાઓ પણુ વૈષ્ણવોને કેમ નથી આવતી?

વળી એક જગે લખે છે કે બાદશાહને હલકારા લોકોએ કહ્યું કે આગરાથી કાલે ગિરિરાજવાળો દેવ ઉઠી ગયો. ત્યારે બાદશાહ બોલ્યો "ઉનકું આગરે આયે બહોત દિન ભયેથે સો મેરેકું માલુમ હેં. પરી મેં કયા ઉનકા દુશ્મન હું? જો મુજકોં આપને હુકમ કીયો સો મેંને કર દીયો. જો અબ ઉનકી શોખ હોય તહાં ખેલે. યહ બાત તું કીસીકે આગેં કૈયો મતિ. જો મુલ્લાં જાનેગો તો પીછેં જાયગા." બાદશાહ એવો મૂર્ખો હશે જે હલકાં માણુસો સાથે આવી વાતો કરતો હશે. બાદશાહને ને હલકારાને ખાનગી વાતો

થઈ તેની પુસ્તક લખનારને સો વરસ પછી ખબર પડી. વળી ગમે ત્યાં ખેલે એમ કહે છે ને રાણા પાસેથી મૂર્તિ લઇ ફોડવા સારૂ મોટું લશ્કર લઈ લડવા ગયો લખે છે. વળી મુલ્લાંથી જાણે બાદશાહ ડરતો હોય એમ દેખાડયું છે. ખુશીવાળો છે ભાઈ; ગમે તેમ લખ; તારે ક્યાં સાચુ લખવું છે?

વળી લખે છે કે, "તબ પાતશાહને મુલ્લાતે નાંહી કરી જો તુમ ઉન ફ-કીર સામે મતિ જાઓ. જોવે દેવ કરામાતી હેં વે અપની શોખસોં ઉઠ્યા હે" ઉપર મુલ્લાંને કેહેવાની ના કહે છે ને અહીં મુલ્લાંને પોતાને બાદશાહે ના કહી લખે છે. વળી બાદશાહ પોતે તો રાણા સાથે લડવા ગયો. ત્યારે ખરી વાત કઇ હશે? કાં તો એમ હશે જે બાદશાહનાં ને મુલ્લાનાં મુડદાંને આ લખ-નાર કબરસ્થાનમાં પૂછવા ગયો હશે. ત્યાંથી જેવો જવાબ મળ્યો હશે તેવો બિચારાએ લખ્યો હશે.

વળી લખે છે કે આગરેથી નીકળ્યા પછી ડંડોદ્વાર ઉપર ગયા. ત્યાં મ્લેચ્છ આવવાનું સાંભળી ચાવલ નદીને પાર ગયા. ત્યાં આ પાર મ્લેચ્છ આવી પોહોતા. તેથી ગોવિંદજી મહારાજ ડર્યા ને ગંગાબાઇ મારફત શ્રીજીને પુછાવ્યું કે મ્લેચ્છ પેહેલે પાર આવ્યા છે; હવે શું કરિયે? "તબ શ્રીજીને ઐસે કહ્યો જો તુમ ઉત્થાપન શીઘ્રહી કરો. તુમકું મ્લેચ્છકી કહા પરી હે? પાછે વહ તુરક પાર ઠાઢો હતો સો ઉનમે શ્રીનાથજીકો રથ બડો પરવતકે પ્રમાન દેખ્યો ઓર જીતને શ્રીજીકે સંગ મનુષ્ય હતે સો ઉનકોં બડે બડે સિંઘ દીસને લગે તબ આપસમેં કહને લગે જો યહ તો સબસે રહુ સેર દીસત હેં ઓર આપનકું ખાનેકુ ચલે આતે હે, ઐસે કહીકે ઉહાંતે સબ ભાગે" વાહવારે પ્રતાપ વર્ણન કરવાવાળા! ડંડોદ્વાર આગળથી તો નાઠા લખે છે ને નદી પાર જઈ ચમત્કાર દેખાડ્યો. લખનાર ભલા બીજું તો બધું ઠીક; પણ મ્લેચ્છોને તમારાવાળા સિંહ જેવા દેખાયા એ વાત તને કોણ આવીને કહી ગયો? તા-રા કરતાં તો પેલો ભાલાવાળો ગબી હુંશિયાર કે ઘોડારવાળાને તરત જવાબ દીધો કે ભાલો રાખતા તારા બાપની ઘોડારમાં.

વળી એ ડંડોદ્વારમાં રહ્યા ત્યાં વ્રજરાજજી આવી પોહોતા ને શ્રીનાથજી-ગોવિંદજી પાસેથી ઝુંટવી લઇને એ લોકોને કાઢી મુક્યા. ત્યાં પ્રાગટ્ય લખ નાર જુઓ કેવી હુંશિયારીથી લખે છે "એક સમે શ્રીગુસાંઈજીકે આગે જન્મ અષ્ટમીકે દિન શ્રીબાળકૃષ્ણજીને યશોદાજીકો વેશ લીયો હતો ઓર શ્રીનવનીત પ્રિયજીકો પાલને ઝુલાયો ઓર યહ કીરતનકી તુક ગાઈ. બહુરી જનની

લીયે ગોદ કરી અસ્તન ચલે હે ચુચાઇ તુમ નંદરાનીકે લાલા" યહ ગાવતમેં ભાવ વૃદ્ધિ હોતહીં શ્રીબાલકૃષ્ણજીકાં તનમેંસૂં દુધકી ધારા ચલી. તબ શ્રીગુસાંઇજીને જાની જો યાકાં ભાવવૃદ્ધિ હોય કે માત્ર ચરનકો આવેશ આયો હેં. તબ શ્રીગુસાંઇજી ઉનકે ઉપર બહુત પ્રસન્ન હોય કે કહ્યો જો તુમ કછુ વરદાન માગો. તબ શ્રીબાલકૃષ્ણજીને યહ માગ્યો જો મહારાજ! મોકાં પ્રતિજન્મ અષ્ટમીકાં એસોઈ આવેશ હોય. ઓર કછુક દિન શ્રીજીકી સેવા મિલે. તબ શ્રીગુસાંઇજીને આવેશકી તો હા કહી. પરંતુ શ્રીજીકી સેવાકી નાંઇ કરી. ઓર કહ્યો જો સો તો શ્રીગિરધરજી કરેંગે. ઓર આગેં કોઇ કાલ પીછે શ્રીનાથજી આપ દેશાંતરકો પધારેંગે તબ તુમારો નાતી શ્રીવૃજરાજજી સતાઇસ દિનતાંઇ સેવા કરેંગે." આમાં એક તો સૃષ્ટિ વિરૂદ્ધ વાત લખી કે પુરૂષના સ્તનમાં દુધની ધારા ચાલી. પણ ભાઇઓ! પુષ્ટિમાર્ગના માનનારા કેવા છે કે એવી વાત પણ ખરેખરી માને છે. કોઇ હાજીયા નજ હોય ને મોટા માણસની વાત કાંઈક ખોટી સાચી હાંકિયે તો માણસો તેના ઉપરથી હસે. કેહવત છે કે જો શેઠ કેહેશે જે દીને તારા દેખાય છે તો આ હાજીઆ ભાઇઓ હા કહે છે. હવે હાજીહા કરનારને શેઠમાં કાંઇ ગરજ પણ હોય વળી શુક્ર જેવા તારા દિવસના કોઇ વખત દેખાય પણ ખરા. પરંતુ આ માનનારાઓને તો તે લોકોની ગરજ પણ નહીં. વળી તે લોકોને પૈસા પણ આપવાને અર્ધરાત્રિમાં મધ્યાન્હનો સૂર્ય દેખાય છે એવી વાતો માની બેઠા છે. શું એ અક્કલના નમુના હશે!! વળી અહીં ગુસાંઇજીની પણ અક્કલના કાંકરા કરે છે. ઘણે ઠેકાણે ગુસાંઇજીને પરમેશ્વર ઠરાવી અતરજામી ઠરાવે છે ને અહીં બાળકૃષ્ણજી શું માગશે તે જાણી ન શક્યા. વળી વરદાન મંગાવીને આપી ન શક્યા એમ લખે છે. વળી જાણે ગુસાંઈજીનું ગિરધરજી પાસે ચાલતું ન હોય કાંકે ચાલતું હોય તો થોડા દહાડા બાળકૃષ્ણજીને સેવા કરવા દે તેમ ન કરી શક્યા લખે છે. વળી વરદાન માગનારને કહે છે જે તું મરીશ, તારો છોકરો મરશે તે પછી તારા પૌત્રને ધગર માગવે જડશે. કેવા બેવકુફ ઠરાવ્યા છે? હવે વૃજરાજજીને બાદશાહની કાંઇક વગ હતી તેથી તેણે વચ્ચે શ્રીજીને ઝુંટવી લીધા, તે સારૂં આટલું ખોટારૂં કરવું પડયું. પાછો અઠાવીસમે દહાડે ગોવિંદજી લાગ સાધી કટારી લઈને ગયા ને જીવ ઉપર આવીને પાછી મૂર્તિ ઝુંટવી લીધી. ત્યારે જો એ ગુસાંઇજીનાં વરદાનની વાત આ બેઉ જાણતા હોય તો વઢી શું કરવા મરે? વળી જો આ લોકોને તેની ખબર ન હોય તો લખનારને

કોણ કહી ગયો? એવી એવી સાધારણ શંકાઓ કાઢતાં પણ ડરવાય છે. વાહરે વૈષ્ણવો તમારી શ્રદ્ધા!!!

આગળ લખે છે કે, બાદશાહે કહ્યું કે હવે એની મરજીમાં આવે ત્યાં એ દેવ જાય. ને બીજે ઠેકાણે ગોવિંદજી વગેરે બાદશાહથી બીહીતા તે દેખાડે છે. "શ્રીજીકે દર્શનકી કોઉ રાજા પ્રજા બિનતી કરતે વાકું શ્રી ગોવિંદજી આજ્ઞા કરતે જો શ્રીનાથજી તો આપ સદા શ્રીગિરિરાજકી કંદલાનમેં બિરાજતેહે યારથમે તો હમારી વસ્તુ ભાવહેં એસે કહિકેં મારગમેં કાહુકો દર્શન ન હી કરવાતે આ લખનાર તો કોઇ સાફ ઠેકાણા વગરનોજ દેખાય છે. વળી લખે છે કે, "ઢુંઢાહારતેં ચલે સો બુંદી કોટામેં પધારે તહાં અનિરૂદ્ધસિંગ હાડા રાજ કરત હુતો. સો વહ શ્રીજીકે દર્શનકું આયો. તબ ઉનકું વૈષ્ણવ જાનકેં શ્રી ગોવિંદજી મહારાજને શ્રીજીકે દરશન કરવાય." અરે! આ તે તું લખે છે કે સનેપાતમાં બકે છે. તારે તો જેમ આવ્યું તેમ ઠીક છે. પણ માનનારાઓએ વિચાર કરવો.

વળી લખે છે કે "વહાંતેં શ્રીજી પુષ્કરજીકે રસ્તે જોધપુર પધારનેકું ચલે. સો પુષ્કરજી કોશ ચાર રહ્યા તો રથ અટક્યો. તબ શ્રી ગોવિંદજીને ગંગાબાઇસોં કહ્યા જો તુમ પૂછો શ્રીજીકી કહા ઇચ્છાહેં? તબવાને પૂછી. તો શ્રીજીને કહ્યા જો ઇહાં તેં નિકટ કોઉ સરોવરહેં, તામેં કમલ ફુલેહેં તાકી સુગંધ મોકું આવતહેં. સોલે આયકેં મોકું ધરોગે તબ રથ ચલેગો." શ્રીજી માંહે બેઠા હોય ને રથ અટકી જાય. પોતામાં ભાર વધારી નાખે. વળી ગોવિંદજીને અહીં હુકકા પાણી બંધ થયાં તે ગંગાબાઇ મારફત પુછાવ્યું. વળી પથરાની મૂર્ત્તિની નાસિકા એવી જબરી જે માણસ દેખી ન શકે એટલે છેટે સરોવર હતું તેમાંથી નાકમાં સુગંધ આવી. ત્યારે હમણાં રાણાનું લશ્કર લાલબાગની આસપાસ આવ્યું તેની સુગંધ કેમ નહિ આવી હશે? જો સુગંધ આવી હોય તો તો ગિરધરલાલને કેદ થતો બચાવત. કાં તો પછી ગિરધરલાલ દુષ્ટ હોય તે સારૂ એવી ઈચ્છા થઇ હોય તો ભલે. અથવા તો શ્રીજીનાં નાકમાં વખતે મીણ ભરાઇ ગયું હોય તો હોય નહિ તો અંતે લખનારની પોથીમાં તો સુગંધ આવી ગઈ તે હજી ધરોધર બેહેકે છે.

વળી આ એક ગિરિરાજની વાતની ગપ મારી છે. આગલ બાપડાને થોડા ખીજવ્યા હશે. લખે છે કે, "કસન ગઢકો રાજા રૂપસિંધજી શ્રીજીકે ભક્ત હતો, સો વાને દેહ છુટતી બીરીયાં એક દુગદુગી અપને સેવકકું દેકે

કહી જો તું યાકાં શ્રીગિરિરાજપેં શ્રીજીકાં અરપણુ કરી આઓ. સો વાને જાય કે અંગીકાર કરવાઇ. સો વહ રાજભોગકો દરશન કરકે નીચે ઉતર્યો તબ ડંડોતી સિલાકે પાસ વાકું રાજા રૂપસિંહજીકો દરશન ભયો. સો લૌકિક શરીર તો રણમેં છુટયો ઓર અલૌકિક શરીર ધરકે શ્રીજીકે મંદિરમેં પધારે. તાસમે સબનને કહી જો રાજાજી શ્રીજીકી લીલામેં પ્રવેશ કીયો." હવે આ વાત કોઇ માને નહીં કે મુવેલા માણસનો બીજો તેવોજ દેહ થાય ને તેને બધા જીવતા દેખે. પણ એ વાતની લખનારને ખબર કોણે કરી? ઠગાઇના હેતુથી છળકપટ ભરેલા અંતઃકરણવાળા દેવે કહી હશે.

વળી એક વિસલપુરના વેરાગીની વાત લખે છે કે, "વા વેરાગીકાં શ્રીજીને સ્વપ્નેમેં જતાયો જો જાકે દરસનકે લીયે તું ખેદ કરેહે, સો ઠાકુરમેં હું કાલ તેરે ગામકે પેડ હોયકેં મેરો રથ નિકસેગો." આગળ પણ એવી એક સ્વમાની વાત આવી છે. તે પછી તો એ બાવાને સ્વપ્નમાં આજ્ઞા કરેલ જે તું પાટીઓ રાજભોગસારૂ લાવજે તે લાવ્યાને બીજે દહાડે કેટલીક મેહેનતે ગોવિંદજીએ દર્શન કરાવ્યાં. પછી પછી પેપલા પાટીયાપર બીજે દહાડે રાજભોગ ધરાયો ને પછી ચાલવા ટાણે પાટીયું નાખી દીધું. પછી શ્રીજીનો રથ ત્રણ ગાઉ ઉપર ગયો ત્યાં અટકયો ત્યારે શ્રીજીએ પાટીયું પાછું લઇ આવવા કહ્યું તે પાટીયું આવતાં રથ ઉપડયો. શ્રીજીને પણ બેવકુફ ઠરાવે છે કે જ્યાં પાટીયું નાખી દીધું ત્યાંથી ચાલતાં રથ અટકાવતા નથી ને ત્રણ ગાઉ ચાલી ગયા પછી એને એ વાત ઉકલી ત્યારે તો એ પાછળ મતીયા કેહેવાય.

અહિયાંથી મેવાડ જતાં રસ્તામાં એક તળાવ આવ્યું, તેની વાત લખે છે કે, "જો ઉહાં એક તળાવ હતો સો વાદિના શ્રીજી વા તલાવ કોઇ જલ અરોગે. પાછેં રાત્રકાં વાંહી રહે. તબ અધંરાત્રકો સમય ભયો તબ વા તલાવકે આસપાસ જેજેકાર હોયવે લાગ્યો. સો સબ મનુષ્યોને સુન્યો. તબ સબનને મિલકેં તલાવકે પાસ જાકેં પૂછી જો તુમ કોનહો. તબકાહુને આકાશ મારગસું જવાબ દીયો જો હમ યા તલાવમેં એક લાખ ભૂત રહતહેં સો હજાર બરસસોં હમારી ગતિ મુક્ત હોત નહીં. સો આજ શ્રીજી તલાવકો જલ આરોગે તાપ્રતાપ કરકેં હમ દિવ્ય દેહ ધારણ કરકેં વૈકુંઠમેં જાતેહેં; સો જયજય શબ્દ બોલતેહેં" વળી આચારજીએ એક વૈષ્ણવને કહ્યું કે ભૂત જેવી વસ્તુ દુનિયામાં નથી. ફકત મનછા ભૂત છે. હવે સાચો કોણ? પ્રાગટયનો લખનાર કે આચારજી?

ઉદેપુરમાં ગોવિંદજીની યુક્તિથી એવું ઠર્યું કે એક ગુપ્ત જેવી જગામાં રેહેવું. હવે લોકોને સમજાવેલું કે રાણાએ અમને ઘણી ખુશીથી બેસાડ્યા. ત્યારે લોકોને શંકા થાય કે એવું હતું ત્યારે રાણાએ ઉદયપુરમાં પોતાની પાસે કેમ નહીં બેસાડ્યા? એવા સાધારણ બુદ્ધિના મનુષ્યોની શંકા નિવારણ થવા સારૂ પોતાના ગ્રંથમાં લખેં છે કે." અબ સીહાડમેં એક પીપરકે નીચેં શ્રીજીકો રથ અટકયો. તબ ગંગાબાઈસોં કહી કે શ્રી ગોવિંદજીને શ્રીજીકોં પુછાયો. તબ આપ યહ કહે જો અજબકુંવરીબાઇકે રહેવેકો સ્થળ ઈહાંઇ હતો, તાતેં મેરો મંદિર ઇહાંઇ બનેગો." અજબકુંવરી ઉદેપુરના રાણાની સ્ત્રી તે ઉદેપુર મુકી સીહાડના પીપળા નીચે રેહેલી. વળી અજબકુંવરી ગુસાંઇજીની સેવક લખે છે તે ને આ વખતે મરી ગયાને સુમારે પોણોસો વરસ થયાં હતાં. તેટલામાં તો તેના વંશજોના હાથમાં રાજ્ય હોવા છતાં મેહેલો મેદાન મેદાન થઈ ગયા ને ઉપર પીપળા પણ ઉગી ગયા એવી વાતો તો જેની બુદ્ધિ મેદાન મેદાન થઈ હોય તેજ માને.

લખનારની આમાંથી કઇ સાચી માનવી? પેહેલાં લખે છે કે શ્રીજીએ મ્લેચ્છને રાજ આપી ગિરિરાજ ઉપરથી ઉઠાડવાની આજ્ઞા કરી. વળી લખે છે કે શ્રીજીએ તેને લાત મારીને કહ્યું. કે તું શું કરનાર છે? હું મારી ખુશીથી ઉઠયો છું. વળી જ્યાં પાધરા જણાતા ત્યાં મ્લેચ્છો આવી પોંહોંચતાને આ લોકોને નાહાસવું પડતું વળી છેલ્લે લખે છે કે, બાદશાહકોં બારા બરસસેં ખબર પરી જોવે દેવ સૌ રાજાકે રાજમેં રહાહેં ઓર રાના અષ્ટ પ્રહર બંદગીમેં હાજર રહેતા હેં. યહ સુનકે બાદશાહને કહી જો મેં રાનાકું જાયકે દેખુંગા." પછી લશ્કર લઇને રાણા ઉપર ચઢાઇ કરી. હવે આ વાતો જુઓ, એક એકથી કેટલી ઉલટી છે? જો શ્રીજી ઉઠાડવાને હુકમ કરે તો પછી મારી ખુશીથી ઉઠયો છું એમ કેહેવાની જરૂર નહીં. બાદશાહ એમ કહે જે એની ખુશીમાં આવે ત્યાં બિરાજે તો પછી પાછળ થાવાની જરૂર નહીં તેમ રાણા સાથે લડવાની જરૂર નહીં. ત્યારે ખરી વાત અનુમાન કરતાં તરત પ્રમાણમાં આવી જાય છે.

બાદશાહ આવ્યો સાંભળીને "રાણા રાયસિંહજીને અપનો કુટુંબ હતો સો સોમવાસમેં પઠાય દીનો. ઓર આપ ચાલીસ હજાર ફોજસૂં ન્યારે મગરેમેં આય ડેરા કીયે. ઓર તાદિનાં શ્રીજીને ગંગાબાઈસૂં આજ્ઞા કીએ જો તુમ શ્રીદાઉજી મહારાજસોં યહ કહો જો એક બાટરો ગામ હે સો ઉહાં બાટરા

કી નાલમેં એક બહુત રમણિક સ્થલ હેં ઓર અનેક વૃક્ષાવલી સહજહીં હોત હેં. સો મગરા મોકોં અવશ્યહી દેખનો હેં. વા પરવતમેં એક ગુફા હેં. તામેં એક રૂપીશ્વર હજાર બરસતેં તપ કરત હેં. સો વાકે મનમેં યહ અકાંક્ષા હેં જો શ્રીકૃષ્ણ મોકોં યાહી પરવતમેં આયકેં દરશન દેઇ તબ મેં દેહકો ત્યાગ કરૂંગો. સો તાકું દરશન દેવેકોં મોકોં વા મગરામેં લે ચલો." આ વાત રતાંધળા જીવરામ ભટની પેઠે દેખીતી એબ ઢાંકવા જેવી લખી છે; તે પણ વૈષ્ણવ ભાઈઓ સાચી માની બેઠા છે. હવે બાદશાહ આવી પોંહો- ચ્યો તે સારૂ કયાં ગુફામાં છુપાઇ રેહેવું તે એબ ઢાંકવા સારૂ શ્રીજીની ઈચ્છા થઈ એમ મનાવે છે. હવે જો ઇચ્છા થઈ હોય તો બાર વરસ ન થઈ ને બે દહાડા આગળ પાછળ ન થઇને બાદશાહ આવી પોંહોંચ્યો તે દહાડેજ કેમ થઈ? વળી દર્શન દેવાં હતાં તો વ્રજમાંથી બધે ઠેકાણે જતા તેમ ન જતાં બધા અસબાબ સાથે કાં ચાલ્યા. ને વળી લડાઈ ચાલી ત્યાં સુધીજ ત્યાં રહ્યા ને સમાધાન થયા પછી મંદિરમાં આવી ઝુંકાવી દીધું તે કેમ થયું? તેમાં વળી પેલા રૂપીશ્વરની પણ કેટલી અસંભવિત ગપ લગાવી છે કે તે હજારમાં જી- વતો જાતો. ને વળી મરીને પણ ત્યાંજ ગયા છે. ઇત્યાદિ ગાંડાઈની વાતો જીવરામ ભટના જેવી કરી છે તેવી વાતો પણ માનનારા ખરી માને છે.

વળી શ્રીજીને ગિરિરાજ ઉપરથી ઉઠયા પછી ગંગાબાઈ શિવાય બીજાની સાથે બોલવાનાં લખનારે પચકાણ લેવડાવ્યાં છે તે ઉપર લખેલા રૂપીશ્વર સાથે બોલવાનું લખે છે તે એમ કે, "વા વેરાગીકું દેખિકેં શ્રીનાથજી અપને નિ- કટ બુલાયકેં વાસોં કહી જો તું હમકોં અપને હાથસેં માલા પેહેરાઈ દેઓ." એવો એવો અનેક પ્રકારે બકવાદ માત્ર કર્યો છે.

હવે પેલી રાણીઓ ભુલમાં સપડાઈ ગઇ તેથી બાદશાહને રાણાએ ખુશી કરી દેશમાંથી નીકળી જવા વિનંતી કરી, તેમાં આ લોકો પોતાની બ- ડાઈ મનાવીને લખે છે કે "રાનાજી અપને મનમેં બહુત ડરપે. તબ શ્રીજીકી માનતા અપને મનમેં કરી. જો મહારાજ યહપાતશાહ હમારે દેશતેં જાવગો તો મેં આપકોં ગામ ભેટ કરૂંગો. વા દિનાં એક પ્રહર રાત્ર ગઇ તાસમે શ્રી- જીકે મંદિરમેં તેં જગમોહન મેંતે બડે બડે ભમર નિકળે. સો કોટાનબંધ નિકસે. સો સુધે ખમનોરકી ઓરકોં ચલે ઓર પાતશાહકી ફોજમેં ગયે. સો મનુષ્ય, ઘોરા ઓર હાથી એક એકસોં લક્ષાવધી લગે. તબ તે સબ ભાજે. ઓર ચાર લાખ ફોજ સબ બિખર ગઇ. ઓર પાદશાહકી દાહિ બેગમ હતી ઉનકો

રંગી ચંગી નામ હતો સોઉ ભાગતમેં ભૂલિ ગઈ. સો રાનાજીકી ફોજ એક ન્યારે મગરામેં પરી હતી સોતામેં યહ જાય મિલી. તબ રાનાજી યહ બાત જાનકેં આપ ચલાયકેં ઉનકે પાસ ગયે. સો ઉનતેં મુજરા કરકેં કહ્યો જો તુમ હમારી ધરમકી બહની હો સો તુમ કહો તહાં તુમકું હમ પહુંચાવે." પછી તેઓને પોંહોંચાડવાની વાત લખી છે. ને તેથી પછી રાણા ઉપર બાદશાહ ખુશી થતાં મુકીને ચાલ્યો ગયો. હવે અહીં શ્રીજીની બડાઈ લખે છે કે ભમરા શ્રીજીએ કાઢ્યા. એમ લખતાં બડાઇને પેટે પાછળ મતીયાપણું થઈ જાય છે, તે લખનાર જાણતો નથી. કે બાદશાહ દિલ્હીથી અહીં આવ્યો ત્યાંસુધી વચેથી ભગાડ્યો નહીં, રાણાને અત્યંત ખરચની સાથે સંકટ થયું ત્યાંસુધી તજવીજ ન થઈ, ઉદેપુર પાદશાહ લઈ બેઠા ત્યાંસુધી ન થઈ ને પછી થઈ એમ લખે છે. હવે એ ચમત્કાર લખે છે તે પણ એક બીજા ગપાટાની ચોરી કરી લખે છે. સોરાષ્ટ્રમાં સોમનાથ ઉપર મહંમૂદ ગિજનવી એ ચઢાઈ કરી તે વખતમાં એક રાજાની છોકરીનાં વૃત્તાંતની દંતકથા ચાલે છે. તે એ કે સોરઠના એક ગામમાં મહાદેવનું દેહેરૂં છે હવે તે ગામના રાજાની છોકરી ખુબ સુરત હોવાથી કોઇ મુસલમાન રાજાને ખબર પડતાં તેણે કેટલીએક ફોજ મોકલી તે છોકરીને પકડવા પ્રયત્ન કર્યો. તે છોકરી મેહેલમાંથી ભાગી તે ઘણાં ઠેકાણાં ફરીને અંતે મહાદેવના દેહેરામાં પેઠી. તે મહાદેવની ભક્ત હતી એટલે સ્તુતિ કરી ત્યારે મહાદેવનું લિંગ ફાટયું તેમાં તે પેસી ગઈ એટલે લિંગ સરખું થઇ ગયું. મુસલમાનો મંદિરમાં આવી જુવે છે તો છોકરી લિંગમાં પેસે છે એવું જોયું. તે અંદર ગયા એટલામાં અંદર પેશી જઈ લિંગ સરખુ થઇ રહ્યુ. ત્યારે તે લોકો લિંગને ફોડવા લાગા. તે કેટલાક ઘા પડતાં તેમાં છિદ્ર પડ્યાં. પછી જોઇ લો મહાદેવનો પ્રતાપ કે લિંગનાં છિદ્રોમાંથી અસંખ્યાત ભમરા નીકળ્યા ને મ્લેચ્છોને બચકાં ભરવા માંડ્યા. તેથી તેઓને ભાગવું ભારે થઈ પડ્યું. એ ગપાટાની ચોરી કરી દેખાય છે. પ્રતાપ પણ નવો વર્ણવી શક્યા નહીં. તો પણ એક અત્યંત અને છેલ્લું વિઘ્ન તેઓના ઉપરથી ટળી ગયું ?

આપણા આર્યાવર્તમાં વેહેમનું જોર તો ખરૂ. તે કારણથી રાણાએ જાણ્યું હશે કે આપણને આ દેવના પ્રતાપથી આ વિઘ્ન ટળ્યું, માટે દેવને રાજી કરવા તે ઉપરથી નેક ભોગ વધારવા સારૂ રાણાએ આસરે ૪૦—૫૦ ગામ આપ્યાં. પછી આ લોકોને માત્ર પ્રખ્યાતી કરવાની રહી તે નાના પ્રકા-

રના પ્રતાપો વરણવી ખુબ મહિમા વધારવા માંડ્યા. તે વધારતાં વધારતાં મુરખાઓમાં વાત ફેલાઇ એટલે પછી કામ ચાલ્યું તે દહાડે દહાડે વધતું આવ્યું. વળી જ્યાં એક રાજ્યની તરફથી બે ચાર લાખની પેદાશનું ઠેકાણું મળે ને ખરચની પીડા ટળે તો પછી ગમે તેમ કરી શકે. તે પ્રમાણે કરીને ખુબ ઉંચે ચઢાવ્યા.

પોથીમાં પછીના ચમત્કારનું લખે છે કે એક પુરૂષોત્તમજી મહારાજ હતો, તે સિંધથી કમાઇ આવ્યો. તે એક મોજાંની જડાઉ જોડ શ્રીજી સારૂં કરી લાવ્યો. તે મોજાં પેહેરવાના દિવસ ચુકી ગયા હતા ત્યારે એ નાથ દ્વારામાં આવ્યો. પછી દાઉજીને કાલાવાલા કરી એક દિવસ બે ત્રણ કલાક મોજાં પેહરાવવાનું ઠરાવ્યું તે પેહેરાવ્યાં. તે દાઉજીએ મુખિયાને હુકમ કરેલ કે બપોરનાં મંદિર બંધ કરતી વખત ઉતારી લેવાં. પણ પુરૂષોત્તમજી એ મુખિયાને એક હજાર રૂપીયા લાંચના આપવા કહેલા તેથી તેણે ઉત્થાપન સુધી તેમજ રાખવા કબુલ્યું પછી ઉતાર્યા નહીં. એ કહે "આપ ઉકતાય. તબ હરિરાયજી ખીમનોરમેં અપની બેઠકમેં પોઢે હતે તાસોં શ્રીજીને યહ સ્વપ્નમેં આજ્ઞા કરી જો તુમ શીઘ્ર ઇંહાં આયકેં હમારે મોજા બેડે કરી લઉ" આ વાત કેવી હસવા જેવી છે—કે મોજાં બે ત્રણ કલાક વધારે પેહેરે તેસારૂ તે હજાર રૂપીયા આપે; વળી શ્રીજીના મુખિયા લાંચ પણ ખાય એ પોગળ દેખાડયું વળી લાંચની વાત લખનારને કોણે કહી હશે, એ પણ વિચારવા જેવું છે. બીજું એ કે શ્રીજીને મોજાં પેહેરાવી રાખ્યાં તેથી તે મુઝાણા ત્યારે મુઝાયલા હોય તે તરત ઉપાય શોધે કે વધારે વખત લાગે એવો શોધે એટલે દાઉજી પાસે હતો તેને કેહેતો નથી તે હરિરાયજી બે ત્રણ ગાઉ દૂર હતો તેને કેહે છે. વળી ગંગાબાઇ કયાં ગયાં હતા ? પણ ખરૂં કારણ એ હશે કે લોકોમાં મહીમા વધારવા સારૂ હરિરાયજીને અગાઉથી કહેલું હશે જે મોજાનો અમે આ પ્રમાણે ફાર્સ કરશું તે તમેં બપોરના આવીને ઘણાં માણસોની વચ્ચે કુંચી લે જો એટલે માણસો જાણશે જે શ્રીજી પ્રતાપી છે.

વળી લખેછે કે "એક સમે શ્રી વલ્લભજી મહારાજકે પુત્ર શ્રીવ્રજનાથજીને શ્રીજીકો શ્રૃંગાર કીયો. સો શ્રીજીકે ઇંહાં પેંડેકી ગાદી વિછેહેં સો વિછાવની ભૂલિ ગયે. પીછે અનોસર ભયો તબ શ્રીજીને ગંગાબાઇ સોં કહી જો આજ પેંડેકી ગાદી બિછાવનો ભૂલી ગયે હેં સો મેં ઠાઢો હોય રહ્યો હું તબ ગંગા બાઈને શ્રીજીસોં બિનતિ કરી જો યહ બાત લાલા ભીતરીયાકીહે

સાબલીયાં લેઉં યહ બાત તુમ શ્રીહરિરાયજીકોં જતાઓ. તબ શ્રીજીને શ્રીહરિરાયજીસોં જતાઇ જો તુમ બેગિ આયકેં પેંડેકી ગાદી બિછાઓ. જો મેં ઠાઢે હોય રહ્યો હું. ઓર વૃજકે વનમેં જાત મોહે અબેર હોયહૈ." હવે લખનાર શ્રીજીને પણ અનઘડ ઠરાવે છે કેમકે ગંગા બાઇથી કોઇને કેહેવાશે નહીં તેવાત શ્રીજી જાણી ન શક્યા. વળી આટલા દહાડા ગંગાબાઈ બધાને કેહેતી તે આમાં ગંગાબાઈને કેહેતાં શું દોકડા બેસતા હતા કે ? વળી શ્રીજીની મૂર્ત્તિ શીહાડમાંથી વૃજમાં બપોરે રોજ જાય તે ત્યાં નાનાપ્રકારના ખેલ કરે એ વાત માનનારા ભાઇઓ ! તમારૂં મન એવા ખેલ કબુલ કરે છે. બાકી ત્યાં તો ઇશ્વરે પથરામાં જેટલા ધરમ રાખ્યા છે તેટલાજ છે. બાકી ખરી વાત તો એ પણ ઉપરના જેવીજ હશે.

વળી એક છેલ્લો ગપાટો માર્યો છે કે," એક વેદરવારકો વૈષ્ણવ હતો સો વહ અકેલોઈ વૃજમેં ફિરતો. જો વાકો નામ ગોવિંદદાસ હતો. સો એક દિન કોકિલાબનમેં સ્યામ તમાલકે નીચે વહ બેઠયો હુતો. તાસમે શ્રી ગોવર્ધનનાથજી આપ કોકિલાબનમેં અકસ્માત્ પધારે. ઓર ગોવિંદદાસકોં શ્રીમુખતેં આજ્ઞા કરી જો તું મેવાડમેં જાયકે શ્રીગિરધારીજી સેં યહ કેયો જો અન્નકૂટ લુટતમેં મંદીરમેં અનાચાર હોંતહૈ. તાતે તુમ એક સૂરજપોરી ન્યારી કરવાયો." તબ વા વૈષ્ણવને જાયકેં કહી. પરંતુ શ્રીવિઠ્ઠલનાથજીને યહ બાત સબ માની નહીં. તબ શ્રીવિઠ્ઠલનાથજીકોં શ્રીજીને સ્વપ્નમે આજ્ઞા કરી જો તુમને તો વૈષ્ણવકી બાત સબ જુઠી માની પરંતુ અબ સૂરજપોરી બનેગી તબ હમ અન્નકૂટ આરોગેંગે." હવે કાંઇક બુદ્ધિમાનતો એને ગપોડાસમજે. પણ મૂઢ બુદ્ધિવાળા ખરી વાત માનનારાઓએ એટલો વિચાર કરવો જોઇયે કે શ્રીજીએ બોલવાની ના કહી હતી તે વળી ગોવિંદદાસ સાથે કેમ બોલ્યા ? આ બધી છોકરવાદી વાતો દેખાય છે. વળી ગોવિંદદાસની વાત વિઠ્ઠલનાથજી નહીં માને એમ શ્રીજી જાણી ન શક્યા વળી પોતાની પાસે બેઠા હતા તેને શ્રીજી કેહેતા નથી તે ચારસેં ગાઉ ઉપર બેઠેલાને કહી ધક્કો ફોકટ ખવરાવ્યો વળી તે વાત ચાલી નહીં એટલે પાછું પોતાનેજ જખ મારી વિઠ્ઠલથાથજીને કેહેવું પડયું. વળી ગોવિંદદાસને અહિંથી ચારસો ગાઉ ઉપર મોઢે મોઢ વાત કરી ને વિઠ્ઠલનાથજીને સ્વપ્નામાં કહ્યું. વળી એટલું બધું કેહેવું શું કરવા જે અનાચાર થતો અટકાવવાસારૂં. તો ગ્વાલિયાઓને ત્યાં રસ્તામાંથી રોટલા ઝુંટાવી ખાઇ જાવાની વાતો લખી છે; મોહના ભંગી-

સાથે રમત કરવાની વાત લખી છે. વળી મુસલમાનીઓ સાથે ચોપટ ખેલવાની તથા તેમનો લીલામાં પ્રવેશ થાવાની વાતો લખી છે ત્યા અનાચારનોહોતો થાતો કે ? એવી લખનારની બેહુદી વાતો પણ માની બેઠા છે.

હવે લખતાં કંટાળો તો આવે છે. પણ બે ત્રણ વાતો સારૂ શું કરવા કસર કરૂં ! વળી એક ગપ લખે છે કે, " એક સામગ્રી બાલભોગમેં પહિલે દિન કરત હુતે ઓર દુસરે દિન રાજભોગમેં શ્રીજી અરોગતે, પરંતુ ગોપાલદાસ ભંડારીને સામગ્રીકો સામાન નહીં પઠાયો. સો રાત્રકો જબ પ્રહર રાત્ર પાછલી રહી તબ શ્રીજી આપ એક લાલ છરી શ્રી હસ્તમેં લેકેં ગોપાલદાસકે પાસ પધારે વાકોં એક છરી મારકેં જગાયો. ઓર આજ્ઞા કરી જો તેને આજ બાલભોગમેં સામગ્રી કયોં ન પઠાઇ? તાતેં કાલ રાજભોગકું અવાર હો જાયગી. તબ ગોપાલદાસ ભંડારી જાગિકેં દેખે તો શ્રીજી આપ ઠાઢેહેં. તબ ઉઠકેં કહી જો મુજકું ચરન છુવાતાજા. તબ શ્રીજી ચલે ઓર યહ પીછે દોર્યો સો શ્રીજી તો જાય મંદિરમેં પ્રવેસ કીયો ઓર યહ બાવરો હો ગયો." માનનારા ભાઇઓ ! બીજી વાતનો વિચાર તમારે ગમે તો કરો અગર ન કરો પણ શ્રીજી અંધારામાં લાલ છડી લઇ આવ્યા ને લખનાર કેમ જોઈ શકયો હશે ? વળી શ્રીજી તો કોઈ સાથે બોલતા નહોતા ને ભંડારી તો ઘેલો થઈ ગયો. ત્યારે આ વાત લખનારને કોણે કહી હશે તેનું તો તોલ કરો.

વળી લખે છે કે એક માણસ દર ત્રણ વરસે અધિક મહીનામાં શ્રીજીનાં દર્શન કરવા આવતો. તેને સંવત ૧૭૪૨ ની સાલમાં શ્રીજીએ આજ્ઞા કરી જે એક સ્ત્રી સારૂ લાખ રૂપિયાનું ઘરેણું ઘડાવી લાવજે તે લઇ આવ્યો. પછી ધણી વગરની ને આસરે ૯૫ વરસની ગંગાબાઈને પેહેરાવવા શ્રીજીએ આજ્ઞા કરી તેથી દાજીએ પેહેરાવ્યાં. એવા એવા નમાલા ગપાટા માર્યા છે. ગંગાબાઈ તે વખતે ઉપર લખેલી ઉમરની હોય કે વખતે જીવતી પણ ન હોય. કારણ કે તે ગુસાંઇજીની છોકરી થાય.

ઇત્આદિ ઈત્યાદિ ગપાટા મારી મુરખાઓને સમજાવ્યું છે તે મુરખાઓ તે તે વાતો ખરી માની બેઠા છે. વળી લખનાર એટલેથીજ સંતોષ નથી પામ્યો. આટલા ગપોડા તો હજી એને થોડા લાગા તે સારૂ છેલ્લે લખે છે કે "એસે શ્રીગોવર્ધન નાથજીકે અનેક ચારિત્ર હેં સો કહાંતાંઈ લિખેમેં આવે" એમ તો નહિ હોય બાકી તું લખતાં થાકયો હઇશ ને વળી નવું નવું જુઠાણું બનાવવું પણ જોઈયે; તારો પાડ જે એટલેથીજ અટકયો.

શ્રીજીનાં પ્રાગટ્યનાં પુસ્તકના ગપોડા તથા તે ઉપરનું ટિપ્પણ અહીં પૂરૂં થયું. તે વાંચનાર તથા સાંભળનાર ચંચળ બુદ્ધિના હશે તથા વિચારવાન હશે તે તેનો બધો તોલ કરશે. બાકી મૂઢજનોની તો કાંઇ વાતજ નહીં.

હવે એ પછી મૂઢોને ધુતવા તથા શ્રીજીનો મહિમા વધારવા એક બીજું પાખંડુ કર્યું હતું. તે એકે પાંચ સાત ઠેકાણે પોતાના લાગતા વળગતા મહારાજોને અગાઉથી લખી મોકલતા કે ફલાણે દહાડે ફલાણો શ્રૃંગાર શ્રીજીનો થશે એમ કોઇને શૃંગારનું, કોઇને વાગાનું, ને કોઇને ભોગનું લખી મોકલતા. પછી તે લોકો સવારના ઉઠીને પાંચ દશજણને કેહેતા કે શ્રીજીએ અમને રાતનાં દર્શન દીધાં તે આવો શૃંગાર હતો. બીજો બીજે ઠેકાણે કહેશે જે આવો વાગો હતો. ત્રીજો ત્રીજે ઠેકાણે કેહેતો કે શ્રીજીએ કહ્યું જે આજ ફલાણી સામગ્રી અમે આરોગ્યા છૈયે. ઈત્યાદિ બીજી ઘણીક વાતો તેમાં કોઈ ચોકસી કરે તો તેજ હોય એટલે તેને દૃઢ વિશ્વાસ બેશે જે શ્રીજી સ્વપ્નામાં લોકોને દર્શન દે છે ખરા. કોઈકને તો પંદર વીસ દિવસ ઉપર વસ્ત્ર ધરાવવાનું હોય તેવું બીજું તેને મોકલતા. પછી તે દહાડે તે મહારાજ ગામમાં બૂમ ફેલાવતો જે આજ શ્રીજી રાત્રે આવીને પોતે જે વસ્ત્ર ધર્યું હતું તે આપી ગયા. એટલે મહિમા ચાલ્યો. ઈત્યાદિ ઈત્યાદિ ઘણાંક કાવતરાંઓ કરીને લોકોને ઠગવા સારૂ મહીમા વધારતા હતા. તેવી તેવી વાતો મૂઢલોકો ખરી માની બેશી રેહેતા તથા રહે છે. શું ઈશ્વરે તેમને મનુષ્યપ્રાણી જેવું અંતઃકરણ નહીં આપ્યું હોય!

એટલુંજ નહિ, વળી આજ પણ એવા ઘણાએ ગપાટા મારે છે તે બધા ખરા માની બેઠા છે. તેમાંનો એક નમુનો જુવો. કહે છે કે "શ્રીજી રોજ રાતના નાથદ્વારાથી વૃજમાં રમણ કરવા જાય છે ત્યારે રથમાં બેસીને જાય છે. તેના બેલ પણ તૈયારજ રાખેલા છે. વળી એક હાથી રાખ્યો છે. હવે બેલ તો ખરા છે પણ હાથી પથરાનો છે. તે સજીવન થઇ વૃજમાં શ્રીજીની સવારીમાં જાય છે. વગેરે અનેક ગપાટા મારે છે. વળી તે રથનાં બધાઓને દર્શન કરાવે છે. તેનાં પૈડાં દેખાડે છે કે જુવો આ ઘસાઇ ગયાં છે તથા દરરોજ ઘસાતાં જાયછે. વળી બેલ દેખાડેછે તો તે સવારના થાકીને ફુંફવાટા મારતા જણાય છે. તેથી મુરખ લોકો એ વિચાર કરવો જોઇયે કે ત્રણ ચારસો ગાઉ જવું તથા આવવું તે બે ત્રણ કલાકમાં બના શકતું હશે? વળી અગાઉ પથરાની મૂર્ત્તિ ઉડીને પોતે જતી ને હમણાં રથને સાથે ઉડાડી

જવાનું શું કારણ હશે? એમ હશે જે શ્રીજી બુઢા થઇ રહ્યા હશે તેથી પોતાનું સ્વરૂપ બેલોમાં આવિર્ભાવ કર્યું હશે. વળી .સાફ પાહાણુનો હાથી તે જીવતો થઇને સાથે જાય છે એ અંધારૂં કેવું હશે? પણ ખરૂં છે "જૈસેકું તૈસે મિલે" જેવા શ્રીજી તેવો હાથી એટલે કાંઈ મોટી વાત નહીં. શ્રીજી જાય તો પાહાણુનો હાથી કાં ન જાય? રથનાં પૈડાં ઘસાયલાં દેખાડે છે તે ઉપર વૈષ્ણવોને બહુ ભાવ વધે છે. પણ ભાઇઓ જેને ઠગાઇ કરવી હોય તેને પૈડાં રાતનાં ઘસી રાખવા એક માણસને રોજે રાખવું શું ભારી પડે? વળી બેલને પણ તેજ માણસ થોડે છેટે રેતી બેતીનો અખાડો રાખ્યો હશે તેમાં ખુબ મારી મારીને ચકર ફેરાવતો હશે તે મંગળાનાં દર્શન સમે બાંધી રાખતો હશે તેથી તરત જણાય કે તેઓ થાકેલા છે. એમાં શું મોટી વાત છે? વળી હાથીનો તો સાફ જુઠોજ ગપાટો અડાવેલો છે. અગાઉ અમારા પડોસમાં એક ભાટિયો રેહેતો હતો તે યાત્રા કરી આવ્યો હતો. તેને અમે હાથીની વાત પૂછી કે આ વાત કેમ છે? ત્યારે તેણે કહ્યું કે અમે આ વાત સાંભળતાં પરીક્ષા કરવા વિચાર કર્યો. પછી બેચાર જણ વિચાર કરી એક વાત અમલમાં લાવ્યા તે એ કે તે હાથી ઉપર એક ચાકનો લીસોટો કાઢયો અને વિચાર કર્યો કે જો આ હાથી અસ્વારીમાં જાતો હશે તો આ ચાક ઘણું કરીને ભુસાઇ જશે. તે બીજે દહાડે જોયું નો તેવોને તેવોજ લીસોટો પડ્યો હતો; ત્યારે જાણ્યું જે વખતે આજ નહિ ગયા હોય. પછી છ સાત દિવસ સુધી તપાસ કરી તો તેમનો તેમ પડ્યો હતો. તેથી તેની પક્કી ખાત્રી થઈ કે એ વાત જુઠી છે. એમ જો કોઇ પરીક્ષા કરતો હોય તો તો ઝટ ખરૂં ખોટું જણાઇ આવે પણ જો એકાએક વિશ્વાસુ થયા તો પછી ગંડુ લુંટયા જેવું તો છેજ. વળી કોઈ પરીક્ષા કરવાનું પણ મન ન કરે તે સારૂ એક ધારતી બતાવી છે કે શ્રીજીના રથની કોઇ રાત્રે પરીક્ષા કરવા જાય; અથવા રમણરેતીમાં શ્રીજીનાં દર્શન કરવા જાય તે આંધળો થઇ જાય. હવે એ યાત્રા તો વેહેમી લોક હોય તેજ જાય. વળી તેઓ ખરેખર માનીજ બેઠેલા જે એતો અંધોજથઇ જાય, તેથી કોઇ પરીક્ષા કરવા કે જોવા જતું નથી. હાતો ખરે ખરજે જાણે કે આંધળા થઇ જઇ શું તે કેમ જાય ને ન જાય તો ખબર પણ કેમ પડે? પણ જો કોઇ ખબર કાઢવા ખાએશ રાખતો હોય તો એક દહાડામાં પોગળ જણાય. પણ વળી વેહેમી માંછલાંઓને પોતાની જાળમાં લેવા તેઓ કયાં કાચા છે? હવે જુઓ પરીક્ષા કરવા કાંઇ બધા તો જાય નહીં હજારોમાં એક બે નીકળે તેઓ જોવા જાય પણ કાંઇ દેખે નહીં; ત્યારે વેહેમી માંછલાંઓના માછી ગુરૂ તેઓને સમજાવે કે એવા આસુરી જીવને શ્રીજી

દર્શન દે કે? એ તો કોઇ દૈવીજીવ હોય તેને દર્શન થાય. એ તો રાતનો આંધળો થઇ રહ્યો હશે, પણ પોતાની વાત છુપાવે છે. હવે પેલો અનુભવ માં આવે એવી તથ: રાત્રે પરીક્ષા કરેલી ખરી વાત હોય તે મૂઢ વૈષ્ણવો ન માને તે આ લોકોની ખોટી યુક્તિની તથા બનાવટની વાત ( મોગાની પેઠે ) તરત માની લે.

હવે માનનારા મોટા સાહેબોને એક યાદ દેવાડું છુ કે જ્યારે જદુનાથજી મહારાજે મિ० કરસનદાસ મુળજી ઉપર લાઇબલની ફરિયાદિ હાઇ કોરટમાં માંડી હતી તે વખતે તેને પુછવામાં આવ્યું હતું કે વ્રજભાષાનાં પુસ્તકોમાં આવી લુચ્ચાઇની તથા ઠગાઇની તથા અસંભવિત વાતો લખેલી છે તે કેમ મનાય? યદુનાથ મહારાજે શ્રી ગીતાજીના સોગન ખાઇને કહ્યુ હતું કે વ્રજ ભાષાના સઘળા પુસ્તકો જુઠા છે. તથા તેમાં લખેલી વાતો સઘલી જુઠી છે. તથા તે તે વાતો અમે માનતા નથી તેમ વૈષ્ણવોને મનાવતા પણ નથી. એ ઉપરથી તો તમારા શ્રીજીની બધી અસત્ય અને બનાવટી વાતો ઠરે છે. અને તેને મનાવનારા જે મહારાજે પોતે કહે છે કે તે જુઠી છે ત્યારે તમે એને સાચીમાની બેઠા છો તેમા તમારી કેટલી અજ્ઞાનતા! તમારે વિચાર કરવો જોઇયે કે એમાં ગપોડા અસંભિત મેના પોપટ જેવી વાતો લખી છે તે વાતો સાચી મનુષ્યથી તો મનાયજ કયાથી. એના લખનારાને ખરો માણુસ તે કેમ કહી શકાય. અને યદુનાથજી મહારાજે તો જાહેરમાં સોગન ખાઇ એવા પુસ્તકો માનવા મનાવવાનો ઇનકાર કીધો છે તેથી એના માનનારાઓએ વિચાર કરી એ પાખંડમાં ફસી મનુષ્ય જન્મ નિરર્થક થતો અટકાવી કોઇ નિષ્પૃહી સાધુ પુરૂષનો સંગ કરી તેને પાસેથી પોતાની આ સંસાર તરવાની કર્તવ્યતા સમજી સાર્થક કરવો જોઇયે.

આપ જાણો છો મનુષ્ય જન્મ મહા દુર્લભ છે તેમાં ઇશ્વરે તમને તો તમારૂ સ્વાર્થક કરી શકો એટલાં સાહિત્ય પણ પૂર્વના સંસ્કાર યોગથી આપ્યાં છે તે મનુષ્યજન્મ હેળે ગમાવશો તો આખરે મોટો પશ્ચાત્તાપ થશે એમાં કંઈ સંશય નથી. અર્થીને કંઇ પોતાનો દોષ દેખાતો નથી. તેથી આટલુ તો તમારે નિશ્ચય સમજવું કે જે પરંપરાથી લોકોને ઠગી પોતાનો નિર્વાહ અને મોજ શોખ કરતાં હોય તે સત્ય ઉપદેશ કરવાને અર્થે સઘલું છોડી દેય એવા તો લાખોમાં કોઇજ પૂર્વસંસ્કાર યોગથી નિકલે તો ભલે બાકી ધર્મના નામથી ઠગી ખાનારા હજારો મળે છે તેથી આપણે આપણો વિચાર કરી વર્તવું જોઇયે એવી મારી સર્વ ભાઇઓપ્રતિ વિનંતિ છે.

# ભાગ ૪ થો.

શ્રીનાથજીવાળા સરખા થઈને શીઆળમાં બેઠા પછી મહિમા વધવા લાગ્યો, ઉપરાંત રાણાની સારી મદદથી સમૃદ્ધિ પણ વધી. દુનિયાના ચક્રો હમેશાં એવાંજ હોય છે કે કોઈ સમયે દુઃખમાંથી સુખ થઈ પડે છે તેમ એ લોકોને ત્યાં થયું. બીજા જે મહારાજો ગોકુળ તરફ રહ્યા તે, ત્યાં વંશનો વધારો થતાં દેશોદેશ પથરાવવા લાગ્યા. પેહેલાં તો તેટલામાંજ વધારો થતો ચાલ્યો. પછી આગળ ચાલતાં ગુજરાત તરફ વધવા લાગ્યા. અમદાવાદ સુરત વગેરે ઠેકાણે એક એક જણ પહેડી ઉઘાડી બેસવા લાગ્યા. એમ પંથનો વધારો થતો ચાલ્યો. સિંધ તરફ પણ આવ જા સારો હતો, પણ આજસુધી ત્યાં કોઈ પેહેડી ઉઘાડી બેઠા દેખાતા નથી. તેનું કારણ એમ દેખાય છે કે ત્યાં મીરોનું રાજ હતું અને તેઓ મુસલમાની ધર્મ પાળતા તથા અત્યંત ધર્મ ચુસ્ત હોવાથી બીજા ધર્મવાળાને જરા કારણ હોય તો મારી નાખતા તથા વટલાવતા હતા. એમ કરતાં કરતાં કચ્છ તરફનો રસ્તો લીધો. ત્યાં તેઓના લાભમાં એક મોટો બનાવ બન્યો. તે એકે ભાટિયા એમની જાળમાં સારી પેઠે સપડાઈ ગયા.

તે વખતે કચ્છમાંડવીમાં ભાટિયાઓનો જથો સારો હતો. તેઓ સાર પૈસાવાળા, ઘણી આબરૂવાળા તથા મોટા વેપારી હતા. તેમ ઘણા સંપીલા તથા આખા કચ્છ અને હાલારનાં મહાજનમાં વજનદાર હતા. તેઓનો ધર્મ પુરાણોક્ત હતો એટલે મહાદેવ, રામ, વિષ્ણુ કૃષ્ણ, દેવી, ગણેશ વગેરેની ભક્તિ કરતા હતા; કોઈ વાડામાં પુરાયલા બકરા જેવા નોહોતા. પણ છુટા હતા. એવા સમયમાં એટલે સંવત ૧૭૯૭ ની સાલમાં કોઈ દીક્ષિતજી મહારાજ કચ્છ માંડવીમાં આવ્યો અને જોયું તો ભાટિયા કોઈ વાડામાં મજબૂત સપડાયલા નથી પણ છુટા છે. તેમ પૈસાદાર અને ઉંચા ખાનદાનના એટલે યદુવંશી છે એવું જાણી તેઓને જાળમાં ફસાવવા પ્રયત્ન કર્યો. કેટલીએક તજવીજો કરી પણ તેઓ જાળમાં આવ્યા નહીં. પછી તે થોડા દહાડા ખોટી રહ્યા.

એટલામાં એક બનાવ બન્યો. તે એ કે ભાટીયા લોકોએ ગામના પશ્ચિમ દરવાજાપાસે એક માહાદેવનું દેહેરું ચણાવ્યું. તેમાં માહાદેવને બેસા-

ડવા વિચાર કર્યો. તે વાતની દીક્ષતજીને ખબર પડી એટલે લાગ આવી ગયો તે એમ કે ભાટિયાઓમાં મોટા બે ચાર જણ હતા તેને તેડાવ્યા ને કહ્યું કે તમે આ દેહેરૂં શાનું બાંધો છો ? તે લોકોએ કહ્યું કે મહાદેવનું. એણે તેમને કહ્યું કે તમે શાસ્ત્રથી અજાણ છો તેથી એ દેહેરૂં મહાદેવ સારૂ બંધાવો છો. કાં કે માહાદેવ છે તે જગતનો લય કરવાવાળો કાળ સ્વરૂપ છે. તેની દૃષ્ટિ જો ગામની સામી હોય તો ગામ ઉજડ થઇ જાય. માટે ત્યાં તો પાલન કર્ત્તા વિષ્ણુની મૂર્ત્તિનું સ્થાપન કરવું જોઇયે.

હવે પુરાણને માનનારા લોક વેહેમી તો ખરાજ, તેથી ઝટ માની લીધું કે માહાદેવ સંહારક તો ખરો ને વિષ્ણુ પાલક, માટે વિષ્ણુની મૂર્ત્તિ જરૂર જોઇયે. પછી કયાંકથી લક્ષ્મીનારાયણ એવા નામની વિષ્ણુની મૂર્ત્તિ મંગાવીને દેહેરામાં સ્થાપના કરી. હવે કચ્છ હમેશ અબુધ મુલખ તો ખરો, તેથી તે મૂર્ત્તિની પ્રતિષ્ટા કરવા સારૂ દીક્ષતજી વચ્ચે કુદી પડયા. વેદ વગેરેની ચાલતી રૂઢીની વિધિથી મૂર્ત્તિ સ્થાપન કરી દીધી ને જેમ માછી જાળમાં ખાવાનું મુકેછે તેમ એણે પણ વેદ વિધિથી પૂજન કરૂંછુ એવી ઠગવિદ્યા રૂપી લાલચ તે લોકોને તે વખતે દેખાડી તેથી તેઓએ જાણ્યું જે આ સારો વિદ્વાન છે. તેમ મહારાજ પણ પોતામાં તેઓને ખેંચી લેવાનાં અસ્ત્ર શસ્ત્રો સારી રીતે વાપરવા લાગા.

એ પ્રમાણે થતાં ભાટિયાઓ એની જાળમાં આવી ગયા અને તેના ઉપર કાંઇ કાંઇ ભરોસો રાખવા લાગ્યા, એટલે તેણે તુરત સમજાવ્યું કે દરેક માણસે સંસાર તરવાસારૂ ધર્મોપદેશક ગુરૂ કરવો જોઇયે. તમે શાસ્ત્ર વગેરેને માનો છો પણ જાણતા નથી જે શાસ્ત્રમાં શું છે ? તે ગુરૂ હોય તો બધું બતાવે માટે જરૂર ગુરૂ કરવા જોઇયે. એમ અનેક તરેહથી તેઓને સમજાવ્યા. વળી તેઓના લાગતા વળગતા પુષ્કરણા તથા ભટો વગેરેને સમજાવી રાખ્યા (સમજાવવાના સાધનો તૈયાર; પ્રસાદને બીડાં ) એવી તજવીજ કરતાં તેઓનું મન સારી રીતે પલળ્યું. બસ, પછી તો "हसली तो फसली" તેઓને તરત બ્રહ્મ સંબંધ કરી દીધો ને કંઠીઓ બાંધી દીધી.

હવે એ બાબતમાં એ લોકોએ લુચ્ચાઇ ભરેલી વાત કેટલોક વખત ચર્યાં ફેલાવી દીધી છે, તે એકે પોતાની બડાઇ ફુંકવીને ભાટિયા ઓને માહું લગાડી નીચું જોવડાવવું, તેથી એમ વાત જોડી લાવ્યા છે કે "દીક્ષિતજી

મહારાજ માંડવીમાં પધાર્યા ત્યારે ભાટિયા લોકો મચ્છીમાર હતા, ને માછલાનો વેપાર કરતા હતા. દીક્ષિતજીને તે લોકો ઉપર દયા આવી એટલે તેઓની બુદ્ધિ નિર્મલ કરવા સારૂ બધાને ઘેર પોતાનો પ્રસાદ મોકલ્યો. તે તેઓએ ખાધો, તેથી તેઓની બુદ્ધિ એકદમ ફરી ગઈ ને બીજે દહાડે પોતાની મેળે માછલાં ઘરમાંથી નાખી દીધાં; અને દોડતા દોડતા મહારાજને જઈને પગે લાગ્યા ને વિનતિ કરી કે અમને શરણ લો. પછી મહારાજે ઘરમાંથી અનાચાર બધો કાઢી નાખી સાફ કરવાનો હુકમ કર્યો ને તે ઉપર ઘરમાં પોતાનાં ચરણનું જળ છાંટવા આપ્યું. તેમ કરતાં તેઓની બુદ્ધિ અત્યંત કોમળ તથા નિર્મળ થઈ ગઈ. પછી બધાઓને નામ સમર્પણ કરાવ્યું, કંઠી બાંધી, જનોઇ દીધું ને નીચના ઉંચ બનાવ્યા. તેઓ દેહેરૂં બંધાવતા હતા ને તેમા મહાદેવ પધરાવવાના હતા તેને મહારાજે કહ્યું કે એ મસાણીઓ તો ગામની વચ્ચે ન જોઇયે. ગામની સામે એની દૃષ્ટિ હોય તો ગામ ઉજડ થઈ જાય. માટે આ લક્ષ્મીનારાયણની મૂર્તિને પધરાવો. લોકોએ તેમ કર્યું. એ મૂર્ત્તિપ્રતિષ્ઠાવા દીક્ષિતજી મહારાજ મંદિરમાં પેઠા અને બધાઓને કહ્યું કે ત્રણ દહાડા મંદિર ખોલશો મા. પછી દોઢ દીવસ થયો એટલે બાહારના ભાટિયા લોકો ગુઝાયાકે મહારાજ માંહે શું જાણિયે કે કેમ કરતા હશે; તેથી ધીરજ રાખી શક્યા નહી અને મંદિર ઉઘાડી નાખ્યું. આ જોઇને દીક્ષિતજી મહારાજે માથું ધુણાવ્યું. તેઓએ પૂછ્યું કે મહારાજ માથું કેમ ધુણાવોછો ? મહારાજે કહ્યું કે તમે અધીરા થઈને મંદિર ઉઘાડયું તે ખોટું કર્યું. જો ત્રણ દીવસ પૂરા થતા સુધી તમે ઉઘાડયું ન હોત તો આ મૂર્ત્તિ તમારી સાથે સાક્ષાત્ વાતો કરત. પણ તમે દોઢ દીવસમાં ઉઘાડયું, તેથી જુઓ આટલા પ્રાણ આવ્યા છે. એમ કહીને મૂર્ત્તિની છાતીપર હાથ મુકાવ્યો તો છાતીમાં નાડી ચાલે તેવા ધબકારા થતા હતા. ઇત્યાદિ વાતોના ગપાટા મારેલા છે. હવે એ ગપાટા ખરેખરા માનીને આંજ ઘણા ભાટિયાઓ માની બેઠા છે કે આપણે માછીમાર હતા તે એમણે પાવન કરી શરણે લીધા છે. તેમ કંઠી જનોઇ પણ એમણે દીધાં છે. વળી કેટલાએક મહારાજો અથવા મહારાજોની તરફના કોઇપણ ધમકાવે છે કે, "તુ હમારી સામને કયૈં હોતાહેં, ઉતાર તેરા જનોઇ કંઠી" તો બિચારા નરમ ઘેસ જેવા થઈ નમી પડે છે ને જાણેછે કે હમણાં કંઠી જનોઇ ઉતારી લેશે. તેવા ભાઇઓને કેહેવું દુરસ્ત છે, કે ભાઇઓ તમે

એ વાતમાં મોટો ભુલાવો ખાઓછો. તમને ઠગારાઓએ ઠગ્યાતો ખરા પણ વળી તમને દબાવે છે તો ફોકટનાં કાં દબાઇ મરોછો? હવ ઉપર કહેલી દીક્ષિતજીની બનાવટ ભરેલી વાત તદન ખોટી છે; પણ ખરી વાત તો એ છે કે મહારાજની ઠગાઇ ભરેલી જાળમાં તેઓ ફસાયા તથા તેઓની ભોળાઇનો મહારાજે લાભ લીધો. કેમ કે જુઓ, પેહેલાં એઓ કહે છે જે પ્રસાદ મોકલવાથી બુદ્ધિ સારી થઇ. તેમ થતું હોય તો તેઓ એક પશ્ચિમ હિંદુસ્તાનમાંજ કાં રઝળે છે? આખા દેશમાં પ્રસાદ ખવાડીને પગ દંડો પેસાડત. એમ બનવું બુદ્ધિ હીણો હોય તે માને. વળી કહ્યું છે કે તરત શરણે આવ્યા જો એમ હોય તો પોતાનાં કરાવેલાં દેહેરામાં પુષ્ટિમારગની કોઇ મૂર્ત્તિ ન બેસાડી ને લક્ષ્મીનારાયણની કેમ બેસાડી? એનું કારણ એજ કે તેઓ શાસ્ત્રમાં થોડું થોડું સમજતા હતા તેથી પુષ્ટી માર્ગની પસંદ કરી નહીં. વળી કહ્યું છે કે ભાટિયા માછીમાર હતા. જો એમ હોય તો તેઓ વળી દેહેરાં પણ બંધાવતા હશે કે? તેઓ અસલ યદુવંશી, પછી જેસલમેરમાં રાજ્ય કરતા, તે પછી મુલતાન વગેરેના મોટા વ્યાપારી, તે પછી કચ્છ હાલાર વગેરેમાં વ્યાપાર અર્થે આવી વસેલી જાત વળી કચ્છમાં તેઓએ મોટાં મોટાં કામો કરેલાં છે તથા મોટી મીલકતના માલેકો અસલથી છે. વગેરે બાબતોથી સંપૂર્ણ સારી હાલતવાળા છે, તેને દબાવવા સારૂ માછીમાર ઠરાવ્યા છે. એ વાત માનનારા ભાટિયાઓને હજારો હજાર ધિઃકાર દેવા જોઇયે. કેમકે આપણે ઉત્તમ યદુવંશી કુળના છિયે તેને નીચાને શુદ્ર જેવા બનાવી દીધા છે. વળી તે લોકો આપણને માછીમાર જેવી ગાળ આપે તે આપણે ખરી માની બેસી રહિયે એ કેટલું બેવકુફી ભરેલું છે?

વળી લખ્યું છે જે ભાટિયાઓને જનોઇ દીધું. એ સમજુ માણસોમાં કેવું હસવા સરખું છે? કદી માછી માર જેવા અતિ શુદ્રને એના બાપથી પણ જનોઈ દેવાય છે? જો એમજ હોય તો અદ્યાપિસુધી મોઢવાણીઆને કેમ દીધું નથી? બ્રાહ્મણ, ક્ષત્રી તથા વૈસ્યને જનોઇ દેવાય. વળી શ્રીકૃષ્ણનાવંશમાં ઉત્પન્ન થયલા કે જે વેદનેજ માનનારા તેઓ શું વેદની એંધાણી રાખવા વગર આટલા દિવસ બેસી રહ્યા? એ બને કેમ? એવી વાત ક્ષત્રી તો કદી માનશે નહીં. કદાચ કોઇ ભાઈને એ વિષે શક રેહેતો હોય, તો તેણે ભાટિયાની કુળકથા જે મુંબઈમાં છપાયલી છે તે લઇને વાંચી જોવી. કદી તે મળતી

ન હોય તો હૃદય ચક્ષુ નામનાં માસિક પુસ્તક પેહેલાં તથા બીજામાં એઓની ઉત્પત્તિની ઘણીખરી હકીકત છે, તે ઉપરથી સાફ માલમ પડશે. ભાટિયા ભાઈઓ ! તમે નીચ નહીં પણ અત્યંત ઊંચ દેવાંશિ વંશના છો. વળી હાલ જેસલમેરમાં તમારા ભાઇઓ રાજ કરે છે તેમને જનોઇ છે કે નહીં તે જોવું જોઇયે.

કોઈ કંઠી જનોઇ ઉતારી લેશે એવો કોઇ ભાટીઓ ભય રાખતો હોય તેને કેહેવાનું એ છે કે ભાઇ જનોઇ તો એના બાપની નથી તેના સબબો ઉપર જણાવેલા છે. બાકી કંઠી એની ખરી અને તે લેવા આવે તો તમોને આપવામાં કાંઇ હરકત નથી. પરંતુ તે આપો તેની અગાઉ એ કંઠી બાંધવા બદલ એમને તમે તથા તમારા બાપ દાદાએ જે આપ્યું હોય તેનો હીસાબ ચુકાવી લઇને કંઠી હવાલે કરજો. પછી બાંધવી હશે તો બીજા ઘણાં પંથોની છે તે બહુ સસ્તી તથા આ કંઠીવાળાથી કાંઈ ઓછી ઠગાઇની તથા ઓછી અનીતિની મળી શકશે. એમ નહિ તો અડધીની બબે બન્દરમાં ઘણી વેચાય છે.

હવે દીક્ષિતજીએ મૂર્ત્તિ પધરાવવાની બાબતમાં કહ્યું કે મહાદેવની દૃષ્ટિ ગામની સામી અશુભ છે. પણ મહાદેવને મોં હોતું નથી. લિંગ બેસાડે છે તો તેની દૃષ્ટિ કાંઈ કોઇ તરફ થાય તેમ નથી. વળી ગામની વચે બેસાડવામાં કાંઇ નહીં ને કોરમાં બેસાડવાથી ગેર લાભ થાય એમ કહે છે. વળી કહે છે કે દોઢ દીવસમાં મંદિર ઉઘાડયું તેથી મૂર્ત્તિમાં પ્રાણ અરધો આવ્યો. ત્યારે તો વળી દોઢ દીવસ બીજી વાર કરવું હતું તો પૂરો પ્રાણ આવત. વળી તે દહાડે લક્ષ્મીનારાયણની છાતી ધબકારા મારતી હતી ને આજ તો તેના પુજારીની પણ ભાગ્યે મારતી હશે. તે કેમ ? વળી એવીજ સિદ્ધાઇ દીક્ષિતજી જાણતા હતા તો બીજી કોઈ પોતાના મારગમાં એવી મૂર્ત્તિ કાં ન બનાવી જે પોતાના ભગતો સાથે બોલે ? એટલુજ નહીં પણ આજ દિનસુધી બીજા કોઇએ પણ બનાવી નથી. એવું છતાં ભોગાભાઇ ખરી વાતો માની બેઠા છે.

હવે માંડવીના મહાજનને જાળમાં લીધા એટલે તે વખતે ન્યાત સંપીલી હતી વળી ભોળાઓ વેહેમમાં તો ભોળવાઈજ જાય, વળી " ઊંટઊંટકે આસરે " એ તો ખરૂંજ એટલે બધા ભાટિયા તેના સેવક થયા. પછી મહારાજે જોયું કે આ જાત બધા દેશમાં સારી હાલતમાં છે ને કોઇ વાડામાં પુરાયલી પણ નથી, તેથી જેમ લાગમાં આવે તેમ એ લોકોને મૂંડવાનું થાય

તો સારૂં. એમ વિચારી માંડવીવાળા મોભાદાર મહાજનના કાગળો આખા કચ્છમાં લઇ ગયા. તેમાં મતલબ એકે ગુસાંઇ લોકો ધરમની બાબતમાં ઠીક સમજે છે, માટે આપણે ધરમ સમજવા સારૂ એ લોકોને ગુરૂ તરીકે માનવા લાયક છે. એવા કાગળો કચ્છમાં જવાથી અને ત્યાંના માણસો માંડવીનાં મહાજનવિષે ઊંચું મત ધરાવતા હોવાથી તેઓએ તે વાત સ્વીકારી. પણ તે આજની પેઠે તેઓને પરમેશ્વર તરીકે માનવા કે સાતમે આસમાન ચઢાવી દેવા એવું નોહોતું. માત્ર જેમ કોઇ સાધુ સંતને ગુરૂ જેવા ગણી માન આપે તે પ્રમાણે આપતા. તે પછી હાલાર વગેરે ઠેકાણે કચ્છમાંડવીના મહાજનના કાગળો લઇ ગયા. ત્યાં પણ સારો મોભો હોવાથી તેઓએ એ વાત સ્વીકારી દીક્ષિતજીને ગુરૂ કર્યા.

એ પ્રમાણે દીક્ષિતજીના પ્રયત્નથી ભાટિયા ઘણેક ઠેકાણે એ પંથમાં મળ્યા. તેની સાબતી પાધરી છે કે કચ્છ હાલારમાં ઘણેક ઠેકાણે એમના વંશજોજ પેઢી ઉઘાડી બેઠા છે.

હવે દીક્ષિતજીએ શિષ્ય તો કર્યા, પણ કોઇ ઠેકાણે પેઢી ઉઘાડીને પોતાનો નવો અને કપોળકલ્પિત માર્ગ તથા તેની રીતભાત તેઓને દેખાડે તો વળી ભાટિયાઓ કે જે સાધારણ શાસ્ત્ર વગેરેની બાબતમાં સમજતા હતા, તે તરત કહે કે આતો બધું પોકળ છે. માટે તેણે તરત પેઢી ઓ ક્યાંપણ સ્થાપી નહીં. પણ દરેક ઠેકાણે પોતાનાં માણસો સાથે પ્રસાદ મોકલી તેઓને પોતા તરફ વાળવા મેહેનત કરતા. તેમ વળી કેટલાએક ટોપાવાળા વૈષ્ણવોને તે તે ગામોમાં મોકલી રાખતા કે જેઓ ઘણાક વૈષ્ણવોને એમનાવિષે ભાવ ઉત્પન્ન કરાવતા તથા જુનાં શાસ્ત્રોની વાતો જેમ બને તેમ ભુલાવતા. એઓના ઘણા એક ગ્રંથોમાં લખે છે કે "अन्य मार्गीको संग करनो नहीं" કાંકે બીજા માર્ગની વાત સાંભળે તો એમનું પોકળ ફુટી જાય. એવો હુકમ છે કે "अन्य मार्गीके मुखकी कथा सुननी नांहीं" ભાગવતાદિક કથા પણ બીજાના મારગવાળાની સાંભળવી નહીં. કારણ કે એ એમની પાસે સાંભળે તો પોતાને અનુકૂળ આવતા અર્થ સંભળાવે. પણ બીજો તો ખરા અર્થ કરે એટલે એમનું ખોટારૂં ઉઘાડું પડે. એટલુંજ નહીં; વળી ગોકુળનાથજીનાં વચનામૃતમાં લખે છે કે "ઓર જો શાસ્ત્રહેં સો સબ પુષ્ટિ મારગસોં વિરોધ કરાનેવાલેહેં, તાતેં જાકોં પુષ્ટિ ભક્ત હોયવેકી ઇચ્છા હોય, વાનેં પુષ્ટિમારગકે ગ્રંથ બિના અન્ય

શાસ્ત્ર શ્રવણ કરનો નહીં" એ પ્રમાણેની આજ્ઞાઓનાં પુસ્તકો તે ટોપાદાસોને આપી તેનો બોધ કરતા. તેમ પુષ્ટિમાર્ગની સમજામણીનાં પુસ્તકો પણ આસ્તે આસ્તે લોકોમાં ફેલાવવા લાગા.

એમ કરતાં કરતાં દશ વીશ વરસ નીકળી ગયાં. આમ ભાટિયાભાઇઓને આગલાં શાસ્ત્રોની ઘણી ખરી વિસ્મૃતિ થતી આવી; ને નવા નવા ઘોટાળાનો બોધ થતાં ઘોટાળામાં પડવા લાગ્યા. ને જ્યાં મહારાજોમાં ગુરૂ ભાવ હતો ત્યાં થોડો થોડો ભગવાન ભાવ થયો. એવી રીતની હાલત થતાં તેઓને પેઢીઓ ઉઘાડવાનું મન થયું. તેથી પ્રથમ માંડવીમાં, પછી નગરમાં, પછી પોરબંદરમાં એમ અનુક્રમે ઠેકાણે ઠેકાણે પેઢીઓ ઉઘાડી પોતાનો જમાવ કરવા લાગ્યા.

પેઢીઓ ઉઘાડી એટલે તો પછી ભાટિયાઓ બીજાં શાસ્ત્રથી બહિર્મુખજ રહ્યા. જેમ જેમ તેઓ શાસ્ત્રાદિથી બહિર્મુખ થતા ગયા તેમ તેમ એ લોકો પોતાનું લાકડું પેસાડતા ગયા; એમ કરતાં કરતાં બીજા શાસ્ત્રોથી અત્યંત મૂઢ બનાવી માત્ર ઇશ્વરરૂપી મહારાજોની તન, મન. ધનથી સેવા કરવી એવું ઠરાવ્યું. માત્ર એની હવેલીમાં આઠ ટાણાનાં દર્શન કરવાં એટલે બસ. એવું કરી બધી વાતોથી તેઓને અજાણ્યા બનાવ્યા. અને પછી જેમ બને તેમ લુટવા લાગ્યા ને હજી પણ લુટે છે.

એ પછી પણ જ્યાં ભાટિયાનો જથો દેખે ત્યાં મહારાજો કુદી પડે ને જાણે કે સારી પેદાસ થાય તેવું છે. તો હવેલી ઝુકાવી બેસી રહિયે. એમ કરતાં મુંબઈમાં વ્યાપારનું જોર જરા ઠીક વધ્યું તો ત્યાં પણ એ ગુરૂ રૂપી મકડ અથવા તીડ આવીને ઝુક્યા. મુંબઈમાં પેહેલી પેઢી સંવત ૧૮૬૭ ની સાલમાં ગોકુલનાથજી મહારાજે ઉઘાડી; અને વૈષ્ણવોને બોલાવી દરેક કામ ઉપર પોતાનો કર લેવાનું લખાવી લઈ લાખોની ઉપજ કરી પેઢી માંડી બેઠા. તે પછી પણ મુંબઈમાં જેમ જેમ ભાટિયાઓની વસ્તી વધતી ગઇ તેમ તેમ બીજાઓ પણ આવી પેઢાં માંડવા લાગ્યા. એમ કરતાં હાલ તરત દશ બાર મહારાજોનાં રેહેઠાણ મુંબઈમાં થયાં છે. હાલ તરત ૩૫-૪૦ મહારાજો પૃથ્વી ઉપર જીવેછે ને તેઓ ગોકુળ, મથુરા, મહાવન, કાશી, શીઆડ, અજમેર, કાંકરોળી, ચાંપાસેની, અમદાવાદ, નડિયાદ, સુરત, મુંબઇ, કછમાંડવી વગેરે ઠેકાણે વસે છે. તેમાં જ્યાં ઘણાં ભાટિયાની તરફથી ઘણી પેદાસ હોય ત્યાં ઘણા મહારાજો મચે છે.

## ભાગ ૫ મો.

મહારાજોની તથા તેમના પંથની ઉત્પત્તિ આપણે ઉપર પૂરી કરી. જેમ બીજા સેંકડો પંથો હિંદુસ્થાનમાં પૈસા વગેરે હરણ કરવા સારૂ ઉભા થયા છે, તેમ આણે પણ એક સ્વકપોળ કલ્પિત તથા વેદ વિરૂદ્ધ અને પાખંડ મત ઉભું કર્યું છે, બીજા ઘણા પંથો કરતાં આ પંથમાં ઠગાઇ, લુચ્ચાઇ અને અનીતિ હદથી જાદે છે.

પુષ્ટી માર્ગનું પ્રાગટ્ય તે વૈષ્ણવોના પર ઉપકારને અર્થેજ થયું હોય, તેવું ભોળા વલ્લભસંપ્રદાયીઓને સમજાવવા સારૂ પોતાનાં દ્વાદશકુંજ નામનાં પુસ્તકમાં લખે છે કે કેટલાક દૈવીજીવ ગોલોકમાં હતા, તેઓને શ્રીકૃષ્ણની સાથે સંભોગ કરવાની ઇચ્છા થઇ. તે વાતની સ્વામીનીજીને ખબર પડી. (સ્વામિનીજી તે ભગવાનની કલ્પેલી સ્ત્રી) એટલે સ્વામીનીજીને અત્યંત ક્રોધ ચઢયો. પછી તેઓને શાપ દીધો કે જાઓ પૃથ્વીપર જઇને પડો. એથી જીવો ત્યાંથી નીચે પડ્યા. બ્રહ્મા એક ઠેકાણે યજ્ઞ કરતા હતા ત્યાં આવીને પડ્યા. તે પડતાંજ બ્રહ્માનાં શરીરમાં પ્રવેશ કરી ગયા. કેટલીક વાર થઈ એટલે બ્રહ્માને કામ વ્યાપ્યો. તે કામથી વ્યાકુળ થઇને આઠમા લોકથી નીચે પડ્યા. કારણ જીવો બ્રહ્માનાં શરીરમાં પેઠા એટલે કામ ઉત્પન્ન થવોજ જોઈએ. ) એમ થવાથી બ્રહ્માનું વીર્ય સ્ખલિત થયું. તે વીર્ય બ્રહ્માએ એક દડિયામાં રાખી મૂક્યું. પછી બ્રાહ્મણો આવ્યા તેને બ્રહ્માએ પુછયું કે હું કામાતુર થયો તેથી વીર્ય સ્ખલિત થઈ ગયું છે તેનું શું કરૂં ? બ્રાહ્મણોએ કહ્યું કે આ અગ્નિના કુંડમાં નાખી દો તે પ્રમાણે બ્રહ્માએ કર્યું, એટલે તેમાંથી તરત ૧૬૦૦૦ છોકરા ઉત્પન્ન થયા. તેમનું નામ અગ્નિકુમાર પાડયું. પછી તેઓને બ્રહ્માએ હુકમ કર્યો કે જાઓ પ્રજા ઉત્પન્ન કરો. આ સાંભળી તેઓ ચાલ્યા એટલે રસ્તામાં નારદજી મળ્યા. નારદજીએ તેઓને પુછયું કે તમે ક્યાં જાઓછો. આ લોકોએ બધી વાત કહી સંભળાવી. નારદજીએ જગતનાં દુ:ખનું વર્ણન તેઓને સમજાવ્યું અને કહ્યું કે નારાયણ સરોવર આગળ ગુફા છે, ત્યાં જઇ તપ કરો તો તમારૂં કલ્યાણ થશે. બાકી જગતમાં કાંઇ વળશે નહીં. અ-

હિંથી તેઓ તે ગુફામાં જઈ તપ કરવા લાગ્યા. ઘણાક કાળસુધી તપ કર્યું ત્યારે તેઓને બ્રહ્મલોકની પ્રાપ્તિ થઈ. એ વાતમાં તે લોકોને સંતોષ થયો નહીં, તેથી ફરી પાછા તપ કરવા ગયા. આ તપથી પ્રસન્ન થઈ ભગવાને તેમને દર્શન દીધાં અને કહ્યું કે તમે વર માગો, હું પ્રસન્ન થયો છું. આથી તેઓ તો ભગવાન ઉપર આશક થઈ ગયા અને કહ્યું કે મહારાજ અમે સ્ત્રીઓ થઈને હાલ તરત તમારી સાથે ક્રીડા કરવા માગિયે છિયે. પણ ભગવાને કહ્યું કે તે હમણાં તો નહિ બને, પણ થોડા દહાડા પછી સારસ્વત કલ્પ આવશે, તેમાં અમે વ્રજમાં નંદરાયજીને ઘેર કૃષ્ણ નામથી અવતરશું ત્યારે તમારો મનોરથ પૂર્ણ કરશું. તે પ્રમાણે તેઓ આવતર્યા અને આ લોકો પણ વ્રજના એ ભાગમાં સ્ત્રીરૂપે અવતર્યા. એક શ્રુતિરૂપાને બીજી અગ્નિકુમારરૂપા તેના નવ પ્રકાર થયા. તેઓએ છ મહીનાસુધી રાસ રમણકરીને પોતાનો મનોરથ પૂર્ણ કર્યો. હવે તે કૃષ્ણ પાછા ગૌલોકમાં ગયા ને જેઓની સાથે કૃષ્ણે ક્રીડા કરી હતી તેઓ પણ ગૌલોકમાં ગયા. તે પછી બાકી રહેલા કેટલા એક જીવોને શ્રીકૃષ્ણ તારી શકયા નહીં, તે સારૂ વલ્લભનો અવતાર થયો તે આ પ્રમાણે :—

એક દહાડો ગોલોકમાં શ્રીઠાકોરજી તથા શ્રીસ્વામીનીજી રાસક્રીડા કરી નીરાંતમાં બેઠાં હતાં. તે વખતે શ્રીઠાકુરજીને બાકી રહેલા જીવોની યાદ આવી તેથી મુખ અત્યંત શુષ્ક થઈ ગયું. આ જોઈ શ્રીસ્વામીનીજી પુછવા લાગ્યાં કે મહારાજ ! આમ કાં ? ત્યારે શ્રીઠાકોરજીએ બાકી રહેલા જીવોની વાત કહી. એ વાત સાંભળતાં શ્રીસ્વામીનીજીને પણ અત્યંત વિરહ ઉત્પન્ન થયો. મહા શ્રીઠાકોરજીને પણ શોકમાંથી બહુજ વિરહ ઉત્પન્ન થયો. તે વળી એવા કે બેહુનાં નેત્રમાંથી વિરહાગ્નિ નીકળ્યો. એ વિરહાગ્નિ બેહુના અગ્નિસાથે મળી ગયો. મળી જતાંસ્‌જ તેનું એક પૂતળું થયું ! તે કેવળ અગ્નિમય થયું ! તે શ્રીઠાકુરજી તથા પ્રીયાજીની સામે હાથ જોડી ઉભું રહ્યું ને પૂછ્યું કે શી આજ્ઞા છે ? તેઓએ કહ્યું કે તમે પૃથ્વીપર જાઓ અને દૈવીજીવો જે બાકી રહ્યા છે તેઓનો ઉદ્ધાર કરી અહીં તેડી લાવો. ત્યાંથી તે પૂતળું આવીને ચંપારણ્યમાં પડયું. તેને લક્ષ્મણ ભટજીએ તથા ઇલ્લમાગારૂજીએ ઉપાડી લીધું. અને આગળ જતાં તેણે માર્ગ સ્થાપન કીધો. પછી જીવોનો ઉદ્ધાર કરવા માંડયો.

ત્યારે તે વખતે તો બાપડા ૧૦૦, ૧૫૦ જન્મ્યા હતા તેનો વલ્લભે ઉદ્ધાર કર્યો. પછી જેમ ખબર પડતી ગઈ તેમ અવતરતા ગયા, અને આ લોકો પણ પોતાનું સ્વરૂપ પોતાનાં છોકરાંઓમાં આવિરભાવ તિરોભાવ કરતા ગયા. એટલે વલ્લભાચાર્યે પોતાનું સ્વરૂપ પોતાના બે છોકરાઓમાં મુક્યું. તેમાંથી મોટાને તો નાના ભાઈ એ પાટ બેસાડી દીધો બાકી એક રહ્યો તેણે પોતાનું સ્વરૂપ પોતાના સાત છોકરામાં મુક્યું. પછી તેઓ એક બીજામાં મુકતા ગયા ને જીવો પણ દોડી દોડીને જેમ બને તેમ જલદી જન્મવા લાગ્યા. તે માહેલા ઘણા ખરા આ આજસુધી અનીતિના શિરોમણિ અને પાપાર્ણવ ૩૫, ૪૦ આવિર્ભાવવાળાં સ્વરૂપ બેઠાં છે, તેના વખતમાં જીવો દોડીને ૨૫૦૦૦૦થીક ૦૦૦૦૦ જન્મી પડ્યા છે.

એ વાત મૂળ મંડાણને માર્ગની ઉત્પત્તિનાં કારણ પોતાના ચેલાઓના જાણમાં આવવા સારૂ એક ગ્રંથમાં લખી છે. આવી મૂર્ખાઈ ભરેલી વાતો બાપડા અભણ ભોળા વૈષ્ણવો ખરી માની બેઠા છે. ગૌલોક વાળા ભગવાન જાણે એ મહારાજોમાં તિરોભાવ કરી બેઠા હોયની !! તેમ માની તેઓને પ્રેમે કરી સર્વસ્વ અર્પણ કરે છે. હવે એવી રીતનાં ભોળાપણમાં ઠગાતા પ્રીય વૈષ્ણવભાઇઓને માટે બે શકુન લખી તે ઉપર વિચાર કરવાની ભલામણ છે. તે એ કેઃ—

૧ અહિંથી આટમો અને સ્વકપોલ કલ્પિત એવો ગોલોક તમને ાા સારૂ કલ્પ્યો છે. પણ વિચાર કરો કે એક મતલબીઆ માણસે મરણ મોજ માણવાની લાલચવાળા જીવોને ખોટી લાલચ દેખાડી છે કે સાચી તપાસ કરો.

૨. વળી પોતાનાં પુસ્તકોમાં લખે છે કે, ગોલોકમાં જે જીવ જાય, તે પાછો કોઈ કાળે પૃથ્વિપર પડે નહીં, ત્યારે આ જીવો શું પડ્યા કે આખડ્યા ? હવે એમાં કઈ વાત સાચી ને કઇ ખોટી.

૩. વળી લખ્યું છે કે જે બ્રહ્માના લોકમાં પડ્યા. ત બ્રહ્માના વીર્યથી અગ્નિકુમાર થયા. તેને બ્રહ્માએ સૃષ્ટિ રચવા મોકલ્યા. તે નારદના કેહેવાથી નારાયણ સરોવરમાં તપ કરવા ગયા. વળી તેમને બ્રહ્મલોકની પ્રાપ્તી થઈ. ત્યારે બ્રહ્મા આ પૃથ્વિપર હતા ને બ્રહ્મલોક બીજા છે ? વળી બ્રહ્માએ વીર્યને શું કરતું? એવી મૂર્ખાઇની વાત બ્રાહ્મણોને પુછી; તો શું બ્રહ્મામાં અક્કલ નો હોતી?

વળી તે છોકરાઓને મૂરખ બનાવ્યા છે કે બ્રહ્માની વાત ન માની ને નારદની માની. એમ કેહેવાનું કારણ એ કે આગળ પંથ ચલાવામાં બીજાનાં છોકરાને આપથી ઉલટો ચલાવવાનો બોધ કરવો. તે સારૂ આ વાત ઠોકી છે.

૪. મજકુર જીવો આઠમા આસમાનથી પડ્યા ત્યાંથી તે પૃથ્વિસુધી વૈકુંઠ, બ્રહ્મલોક, જનલોક, તપલોક, સત્યલોક, ભૂર્લોકને ગોલોક એ પ્રમાણે સાત છે તેને મુકીને પૃથ્વિસુધી કેમ જીવો આવી પોહોંચ્યા હશે? એ તો શ્રી વલ્લભજી મહાપ્રભુજીને ઠગાઈ ભરેલો મારગ પૃથ્વિપર રચવો પડ્યો તેથી વચમાંના લોકને ખાઇ ગયા દેખાય છે.

૫. એક જગાએ લખ્યું છે કે અગ્નિકુમારોએ રામની સ્તુતિ કરી ને આમાં તો બીજા આવતારની સ્તુતિ કરી લખી છે. ત્યારે હવે ખરી વાત કઇ હશે? પુસ્તકમાં તો બધી ખરી, પણ બનવામાં તો એક ખોટી જાણવી!

૬. વળી એ લોકો શું વર માંગશે તે ભગવાન જાણી ન શક્યા એમ દેખાડયું છે. તેમાં નવાઈ જેવું એ છે કે એક વખત જે કામ કરવાને ભગ-વાન અશક્ત હતા, તે કામ બીજી વખત કરવાને શક્તિવાન થયા! એમાં અંતરજામીપણું ને સર્વ શક્તિમાનપણું બેઉ ઉડાવી દીધાં છે. તેમ અંતર્યામી નહિ અને અશક્તિમાન એવો પરમેશ્વર કીયો હશે?

૭ દરેક દ્વાપાર યુગમાં કૃષ્ણાવતાર થાય છે. ગોલોકના જીવોનો ઉદ્ધાર તો સારસ્વત કલ્પવાળા કૃષ્ણે કર્યો એમ લખ્યું છે ત્યારે બીજા કલ્પના કૃષ્ણના અવતારો શા સારૂ છે? તે તે કૃષ્ણો તે તે જીવોનો ઉદ્ધાર કરવા અશક્ત હતા કે શું? વળી આટલા દિવસ તે અશક્ત હતા માટે શ્રીવલ્લભજી મહા-પ્રભુજી મહારાજનો અવતાર થયો! તે શ્રીકૃષ્ણ ભગવાનથી પણ વિશેષ શક્તિ-વાન થયો કે? વળી સારસ્વત કલ્પને* વરાહથી ૧૪૪૦૦૦૦૦૦૦૦ (એક ખર્વ અને ચુમાલિસ અબજ) વરસો થયાં તથા તે પછી પદ્મકલ્પ ગયો, ત્યારે

* કલ્પ એટલે બ્રહ્માનો દિવસ તથા રાત્ર. હવે બ્રહ્માના દિવસમાં એક હજાર ચોકડી યુગ જાય તેમ રાત્રમાં પણ તેટલીજ વખત જાય. ચોકડી યુગ એટલે સત્યુગ, ત્રેતા, દ્વાપર તથા કલિયુગ; તેમાં સત્યુગનું આયુષ્ય ૧૭૨૮૦૦૦ વર્ષનું, ત્રેતાનું ૧૨૯૬૦૦૦ નું, દ્વાપરનું ૮૬૪૦૦૦ તથા કલિયુગનાં ૪૩૨૦૦૦ મળી સરવે યુગોનું આયુષ્ય ૪૩૨૦૦૦૦ વર્ષ થાય છે.

ગોલોકીઓ કેટલો અંધારીઓ ઠરાવ્યો છે. અરેરે! આ કેવી અસંભવિત અને ગપોડાની વાતો છે, તે છતાં વૈષ્ણવ લોકોને કાંઇ શંકા પણ થતી નથી!

૮ શ્રીવલ્લભજી મહાપ્રભુજી આઠમાં આસમાનથી અગ્નિનું પૂતળું થઈને પડ્યા, તો એ ઘણાજ સકત હશે કે ભાંગીને ભૂકો ન થઇ ગયા. વળી વચમાંના સાત લોક, તારા, ગૃહ, નક્ષત્ર વગેરેમાં ભરકાણા નહીં એ કેવી અજાયબી કેહેવાય? પણ એમ હશે. પેલા મહંમદ પેગમબર સાહેબને સાતમા આસમાનપર લઇ જનાર ગેબ્રિયલ દૂત રખે વલ્લભને પૃથ્વિ ઉપર મુકી ગયા હોય નહિ! વૈષ્ણવભાઇઓ એવી શંકા તો એકાદ કહાડો? વળી એમાં એક બીજી શંકા થાય છે તે એ કે એ વલ્લભ મહાપ્રભુજીના પિતા લક્ષ્મણ ભટજી દાવો કરેછે જે એ છોકરો મારો છે તો તે વાત શું ખોટી? ત્યારે વળી મૂળપુરૂષાદિમાં લખેલું છે કે લક્ષ્મણનોજ છોકરો જીવતો થઇને રમતો હતો તે વાત કેમ બને?

૯. વળી એ પુષ્ટીમાર્ગવાળાના ઠાકોરજી (ભગવાન) કેવા જે સ્વઇચ્છાએ કરી, સ્વઉદ્ધાર કરીજ શકે નહીં, તે સારૂ પૂતળાંને નાખવું પડ્યું. તે પૂતળું તો નાખ્યું પણ દૈવીજીવોને જન્માવી તેમનો તે ટાણે ઉદ્ધાર કરી ન શકાયો તે બિચારા હજી જન્મ્યાં કરે છે. વૈષ્ણવભાઈઓ, તમારાં તન, મન, ધન હજી સુધી પણ લૂટયા કરવાને સારૂ આ ખોટી અને અયોગ્ય યુક્તિ તમને સમજાવી છે અને તે પોતાની અયોગ્ય યુક્તિને સારૂજ ઈશ્વરને અસમર્થ ઠરાવ્યો છે.

એ પ્રમાણે સાફ નિર્મૂળ અને બુદ્ધયાદિકથી વિરૂદ્ધ વાતો વૈષ્ણવો માની બેઠા છે. વળી માનીને ઉપર લખેલી શંકાઓ કાઢી નથી શકતા તો રહ્યું, પણ દરેક ઠેકાણે જુદા જુદા સિદ્ધાંતો લખ્યા છે, તે વિશે પણ કાંઇ શંકા કરતા નથી એ કેટલું અજાયબી ભરેલું છે? જુવો, હવે બીજે ઠેકાણે લખે છે:—

૨ ગુસાંઈજીની નિજ વારતામાં લખે છે કે આ પૃથ્વીની નીચે સાત પાતાળ છે અને ઉપર છ લોક છે. તેથી ઉંચું વૈકુઠ અને સૌથી ઉંચો ગોલોક છે. ત્યાં રત્નમય અને કોટિ સૂર્યના જેટલા તેજોમય મેહેલ છે, તથા ગઢ, કિલ્લા, નદી અને પર્વત છે. ત્યાંના રાજા શ્રીકૃષ્ણ છે. ત્યાં પ્રીયાજી રાધાજી અથવા સ્વામિનીજી છે; તથા ચંદ્રાવળી વગેરે ત્રણ કરોડ રાણીઓ છે, તે રાણીઓને રેહેવા સારૂ જુદા જુદા કુંજ (બગીચા) છે. ત્યાં વિવિધ

પ્રકારનાં વૃક્ષો, ગાયો અને મોર, પોપટ વગેરે પક્ષીઓ પણ છે. એક સમયે શ્રીકૃષ્ણજીને પ્રીયાજીએ બોલાવવા સારૂ પોતાની સખી લલિતાજીને મોકલી. લલિતાજી કૃષ્ણને લઇને સ્વામિનીજીના બગીચા તરફ જતી હતી: એટલામાં ચંદ્રાવળીજી સામી મળી તેણે વિચાર્યું કે કાંઈ કપટ કરીને શ્રીકૃષ્ણને મારા બગીચામાં લઈ જાઉં. એમ વિચારીને બોલી કે આ માર્ગે પ્રીયાજીના બાપ વૃષભાનજીને જતાં દીઠા છે, માટે આ બીજે રસ્તે થઈને જાઓ તો ઠીક. પછી શ્રીકૃષ્ણજીને એવાં કામમાં કાંઇ વૃષભાનજીની બીક હશે તેથી ચંદ્રાવળીએ કહેલે રસ્તે ચાલ્યા. તે રસ્તે ચંદ્રાવળીના બગીચા આગળ ચંદ્રાવળીની સખી ચંદ્રાનના ઉભી હતી, તેણે જાણ્યું કે ચંદ્રાવળી તતબીર કરીને શ્રીકૃષ્ણને લાવી તો ખરી, પણ લલિતા સાથે છે તે જાય તો ઠીક. એવું વિચારીને બોલી કે આ માર્ગે ચંદ્રભાનુ જતા હતા. હવે ચંદ્રભાનુ લલિતાનો કાંઈ સગો થતો હતો તેથી એવા કામમાં લલિતા તેનાથી ડરીને જતી રહી. પછી ચંદ્રાવળી શ્રીકૃષ્ણને પોતાના કુંજમાં લઇ ગઈ. અને શ્રીકૃષ્ણે ચંદ્રાવળીનાં તનનો તાપ નસાડયો. પછી લલિતાજીએ એ વાત જઇને પ્રિયાજીને કહી. એ માથી પ્રિયાજી અને ચંદ્રાવળીજી વચ્ચે લડાઇ થઈ તેમાં પ્રીયાજીએ ચંદ્રાવળીજીને શાપ દીધો કે તારા કુંજ સહિત તું પૃથ્વીપર જન્મ ધર. તેમ લલિતાજીએ સ્વામીનીજીને શાપ દીધો કે તારા કુંજ સુદ્ધાં તું પણ પૃથ્વિપર પડ. પછી શ્રીકૃષ્ણે એ ટંટાનું સમાધાન કરીને કહ્યું કે તમે બન્ને જણીઓ પૃથ્વી ઉપર તમારા કુંજ સુદ્ધાં અવતાર ધરો અને હું બે રૂપે જન્મ ધરીશ અને તમારો ઉદ્ધાર કરીશ. પછી પ્રિયાજીનો કુંજ ચંપારણ્યમાંજ જન્મ્યો અને ચંદ્રાવળીનો ચરણાદ્રિમાં જન્મ્યો. તેઓનો ઉદ્ધાર કરવા સારૂ શ્રીકૃષ્ણજીએ બે રૂપ ધર્યાં. એક રૂપે ચંપારણ્યમાં વલ્લભાચાર્યનો અવતાર થયો બીજે રૂપે ચરણાદ્રિમાં વિઠ્ઠલનાથજીનો અવતાર થયો. વળી લખ્યુ છે કે ચંપારણ્યમાં જ્યારે વલ્લભાચાર્યજી જન્મ્યા, ત્યારે એ વનમાં ઝાડ સઘળાં સૂકાઈ ગયાં તથા ગાયો, વાછરડા અને પક્ષીઓ વગેરે મરી ગયાં, કારણકે એ સઘળા ગોલોકમાંથી આવીને અવતર્યા હતાં. માટે વલ્લભાચાર્યે તેમનો ઉદ્ધાર કર્યો. તેમજ વિઠ્ઠલનાથજીએ ચરણાદ્રિમાં ઝાડો તથા જનાવરોનો ઉદ્ધાર કર્યો. એ બન્ને જણીઓની દાસીઓ ત્રણ કરોડ પૃથ્વી ઉપર કાંઈ કાંઇ વરસને અંતરે

જન્મી. તેમાં કેટલી એક તો પુરૂષરૂપે જન્મી ને કેટલી એક સ્ત્રીરૂપે જન્મી; અદ્યાપિ પણ બે રૂપે જન્મે છે. તેનો ઉદ્ધાર શ્રીકૃષ્ણજી અવતાર ધરીને કરે છે. માટે ત્યાંથી આવેલા જીવ હશે તેટલાજ અમારા પંથમાં આવે છે. વળી અગાઉ ચોરાશી તથા બસેં બાવન વૈષ્ણવો આચારજી અને ગુસાંઇજીના થયા, તેઓ કઈ કઇ સખીના અવતાર છે તે પણ લખ્યું છે તેમાંથી થોડા નમુના સારૂ અહીં લખવા દુરસ્ત વિચાર્યું છે.

| વૈષ્ણવના નામ. | કઈ સખીનો અવતાર. |
|---|---|
| ૧ દામોદરદાસ હરસાની | લલિતાજી. |
| ૨ કૃષ્ણદાસ મેઘન | વિશાખાજી. |
| ૩ દામોદરદાસ સંભલવાર | ચિંતામણીજી |
| ૪ પદ્મનાભદાસજી | ચંપકલતાજી. |
| ૫ પદ્મનાભની પુત્રી તુલસ્યા. | મણીકુંડલજી |
| ૬ પદ્મનાભના દીકરાની વહુ પારવતી. | રૂપવિલાસિનીજી. |
| ૭ પદ્મનાભનો દીકરો રઘુનાથ. | ગુણઅભિરામાજી. |
| ૮ રજોબાઇ ક્ષત્રિયાણી. | રતિકલાજી. |
| ૯ કાશીના શેઠ પુરૂષોત્તમદાસજી | ઇંદુલેખાજી. |
| ૧૦ પરશોતમદાશ શેઠની છોકરી રૂકમણી | મોદીની. |
| ૧૧ ,, છોકરો ગોપાળદાશ | ગાયન કલા. |
| ૧૨ સારસ્વત બ્રાહ્મણ રામદાશ. | પ્રેમ મંજરી. |
| ૧૩ ગદાધર મીશ્ર સારસ્વત | કળકંઠી. |
| ૧૪ વેણીદાશ ક્ષત્રી ( ખત્રી ) | નંદરાયજી નોં બેલ: |
| ૧૫ તેનો ભાઈ માધવદાશ. | રત્નપ્રભા. |
| ૧૬ હરીવંશપાઠક | ગલીઉતાળીકા. |
| ૧૭ ગોવીંદદાશ. | નંદરાયજીનોં પાડો. |
| ૧૮ અંબાખતરીઆણી. | રોહિણીંજી. |
| ૧૯ ગજનધાવન ક્ષત્રી. | તેનાં |
| ૨૦ નારાણદાશ બ્રહ્મચારી | મથુરેઈક્ષણાં. |
| ૨૧ ચતુરાધાંમા ક્ષત્રાણી | ભદ્રા. |

| | |
|---|---|
| ૨૨ જીઆદાશ આંધળોખત્રી. | સામાવતી. |
| ૨૩ દયકળુર ક્ષત્રી. | પ્રવીનાં. |
| ૨૪ તેની સ્ત્રી શીવાશીળી. | રશીલી. |
| ૨૫ દીનકર શેઠ. | આતુરી. |
| ૨૬ તેનો ચાકર મુકુંદદાશ. | મુવાનંદ. |
| ૨૭ પ્રભુદાશ ખત્રી. | મનમથ. |
| ૨૮ શીહાનંદ ભાટ. | કુળદેશી. |
| ૨૯ પરશોતમદાશ ખત્રી. | માધવી. |
| ૩૦ તેની સ્ત્રી. | માલતી. |
| ૩૧ ત્રીપુરદાશ કાયસ્થ. | હરણી પ્રશસ્ત. |
| ૩૨ પુરાણુમળ. | ચિત્રલેખા. |
| ૩૩ જાદવેંદ્રદાશ. | મદોનમસ્ત. |
| ૩૪ ગુશાંઇદાશ. | ગોવિંદજીનો ગોપટ. |
| ૩૫ માધવ ભટ કાસ્મીરી. | રત્નાં. |
| ૩૬ ગોપાળદાશ વાંશવાડાનાં. | રસપ્રકાશ. [નામ બીમલ્રા |
| ૩૭ પદ્મ રાવળ. | દ્વારકાંની શખી રૂકમણીજીની |
| ૩૮ પુરૂશોતમ જોશી. | ગુણમુડા. |
| ૩૯ તેની સ્ત્રી. | દુરવા. |
| ૪૦ જગન્નાથ જોશી. | સૌરભી. |
| ૪૧ તેની મા. | છબીસિધી. |
| ૪૨ નરહર જોશી. | ગંધ રેખા. |
| ૪૩ રાણા વ્યાશ ગોધરાનાં. | નાગરવેલ. |
| ૪૪ ગોવીંદદુબે. | દ્વારકાંની શખી. |
| ૪૫ રજાદુબે ને માધવદુબે. | લલીતાની સખીઓ. કુંજરી ને તે રસરસાલીકા. |
| ૪૬ ઉતમશ્લોકદાસ. | શિલા. |
| ૪૭ ઈશ્વરદાશ દુબે. | મેનાં. |
| ૪૮ વાશુદેવ છકડો. | લાલો મનસુખો નંદરાએજીનો સખો |

| | |
|---|---|
| ૪૯ કૃષ્ણદાસ. | સુરસેની. |
| ૫૦ જાદવદાસ ખવાસ. | તિલકની. |
| ૫૧ જગતાનંદ બ્રાહ્મણ થાનેશ્વરનાં | માધુરી. |
| ૫૨ આનંદદાસ. | નાગરી. |
| ૫૩ વિશ્વંભરદાસ. | વલભા. |
| ૫૪ અડેલની બ્રાહ્મણી | શશીકલા. |
| ૫૫ ક્ષત્રાણી એકબાઈ. | લીલા. |
| ૫૬ ગુરજા. | નંદા. |
| ૫૭ સંભરાઈ. | વૃંદા. |
| ૫૮ કૃષ્ણદાસ ખવાસ. | વ્રજમંગળા. |
| ૫૯ બોલામિશ્ર. | સુમંદારા. |
| ૬૦ રાંમદાસ. | કદ્રાયા. |
| ૬૧ રામદાસ ચવાંણ. | મધુ. |
| ૬૨ રામાનંદ પંડીત. | માતમ. |
| ૬૩ વિષ્ણુંદાસ છીપો. | કમળા. |
| ૬૪ જીવણદાસ કળુર તંત્રી. | ઈશ્વરી. |
| ૬૫ ભગવાનદાસ સારસ્વત | વસુગંધ. |
| ૬૬ ભગવાનદાસ ભીતરીઓ. | સુંદરી. |
| ૬૭ અચ્યુતદાસ સનોડીઓ. | માધુરી. |
| ૬૮ અચ્યુતદાસ કડાનાં. | રસાત્મિકા. |
| ૬૯ અચ્યુતદાસ ગોડ બ્રાહ્મણ. | મોહની. |
| ૭૦ નારાણદાસ અંબાલાનાં. | વ્રજવિલાસિની. |
| ૭૧ નારાણદાસભાટ મથુરાંનાં. | ગોકુળનોત્નાંદરો. |
| ૭૨ નારાણદાસ લુઆણો ઠઠાનોં | કેતકર. |
| ૭૩ શીહાનંદની ક્ષત્રાણી. | સુનંદા. |
| ૭૪ દામોદરદાસની મા. વીરબાઈ. | પુલીંદીજી ( વનદેવી ) |
| ૭૫ નંદગામનાં ઓપુરૂષ. | રંગા, દશા. |
| ૭૬ ખાતી સુથાર | સુદામાનો સખો. |

| | |
|---|---|
| ૭૭ ક્ષત્રી. | મોહની |
| ૭૮ પુરૂષોતમ કવિ. | નંદરાયનો ભાટ. |
| ૭૯ ઉમા શંકર. | શાંડેલ. |
| ૮૦ ગોપાળદાસ નરોડાના | સંગીતકળા. |
| ૮૧ જનાર્દનદાસ ખત્રી, | કૃષ્ણાવતી. |
| ૮૨ ગડુ સ્વામી. | વંદી. |
| ૮૩ કનૈયાલાલ ક્ષત્રી. | કમોદીની. |
| ૮૪ નરહરિદાસ વિપ્ર. | સુંગર. |
| ૮૫ નરહર સન્યાસી. | ગુલાબી. |
| ૮૬ શદુ પાંડે. | ચંદ્રભાનુ ગોપ. |
| ૮૭ તેનો ભાઈ માણુકચંદ. | મધુમંગળા. |
| ૮૮ સદુની વહુ ભવાની | રામદે } નંદરાયજીની નણુ- |
| ૮૯ સદુની છોકરી નરો | શમદે } દીઓ. |
| ૯૦ ગોપાળદાસ જટાધારી. | સુભદ્રા. |
| ૯૧ કૃષ્ણુદાસ શાસ્ત્રી. | નંદા. |
| ૯૨ સંતદાસ ચોપડા. | ચંદ્રિકા. |
| ૯૩ સુંદરદાસ સખી. | માધવા. |
| ૯૪ માધવજી પટેલ. | સુઆ હરખા. |
| ૯૫ ગોપાળદાસ નરોડાનો બીજો. | જશવંત નંદરાયનો ખવાશ. |
| ૯૬ બાદરાવણુદાશ. | અતિરૂપા. |
| ૯૭ તેની સ્ત્રી. | ગંગા. |
| ૯૮ સુરદાસ. | ચંપકલતા. |
| ૯૯ પરમાનંદદાસ. | ચંદ્રભાગા. |
| ૧૦૦ કુમનદાસ. | વિશાખાજી. |
| ૧૦૧ કૃષ્ણુદાસ. | અમનુ ગોપ. |
| ૧૦૨ કૃષ્ણુદાસ અધીકારી. | રીસભસખો, લલીતાજી સખી. |

આમા જોવાનું એ છે કે પુસ્તકમાં લખેલું છે કે ચંદ્રાવળીને સ્વામીનીજીની લડાઇમાં એક બીજાને શ્રાપ આપ્યો તે તેઓની સખીઓનેજ અહિં પડવાનું હતું પણ આમાં તો નંદરાયનો બેલ પણ પડેલો છે. તેમ નંદરાયનો

૧૮

પાડો પણ પડેલો છે. વળી ગોવિંદકુંડનો પોપટ પણ પડેલો છે. (ત્યાં વ્રજમાનું ગોવિંદકુંડ પણ છે.) સાથે દ્વારિકાંના રૂક્મિણીજીની સખી ભીમલા પણ છે. નંદરાયનો લાલો મનશુખો પણ છે, ગોકુલનો વાંદરો પણ છે, વનની દેવી પણ છે, સુદામાનો સખો પણ છે, નંદરાયનો ભાટ પણ છે, ચંદ્રભાનુ ગોપ પણ છે વળી એ તો નંદરાયની નંણદીઓ લખી છે. પુરૂષની નંણદીઓ પણ ગોલોકમાં થતી હશે ! સ્ત્રીઓની નંણદી તો થાય ત્યારે એમાં ભુલ કરી છે કેમ ? કોઈ સખાનો શાળો લખ્યો નથી તે પણ ત્યાં થવા જોઇએ! નંદરાયનો ખવાસ પણ છે, અમનુ ગોપ પણ છે. ને છેલો કૃષ્ણદાસ અધી કારી તો ત્યાં ભુતની પેઠે બે રૂપે ગોલોકમાં ભમતો દેખાય છે, રીસભ સખાને રૂપે ને લલિતા સખીને રૂપે ભટકતો દેખાય છે. આ બધી બંડ બંડ બકવાદ જેવી વાતો છે. અવતરવાનાં બાનાંમાં લખ્યું છે કે એક પુરૂષની ઇચ્છા કરનારી બે સ્ત્રીઓની લડાઇ થઇ તેથી તેઓની સખીઓ સુધાં પૃથ્વીપર આવી પડી ત્યારે નંદરાયનાં પાડા બેલ ભાટ સખા ખવાસ વગેરેને શું ઇચ્છા થઈ હશે કે જેથી બીચારા તેઓ પણ આવીને પડ્યા? વૈષ્ણવ ભાઇઓ આ બધી કેવી વાતો છે તેનો તમારામાં બુદ્ધિ હોય તો ખરેખર એક પલકમા વિચાર આવવો જોઇએ. પણ જો બુદ્ધિ ન હોય તો પછી બોલવાનું કાંઈ રહ્યુંજ નથી. તો પણ અમારે બુદ્ધિમાન, ડાયા, સમજુ, વીચારશીલ વૈષ્ણવોને કેહેવું જોઇએ કે આવી વાતો જરૂર તમારે વિચારવા જેવી છે. આમાં કેવળ ઠગાઇ સીવાય બીજું શું છે તે તમારે જરૂર-તપાસવું જોઈએ. તે છતાં अंध अंधके आसरे पडो खाडमे जाय તો તમારી મરજી. દેખા પેખી કોઈ કુવામાં પડશે તેને કોણ પકડનાર છે.

એ પ્રમાણે ચોરાશી તથા બસેં બાવનના અવતાર લખ્યા છે.

હવે આ વાત અક્કલથી ઉલટી, હસવા સરખી, કેવળ સ્વકપોલ કલ્પિત અને સાફ જુઠી તથા ઉપર કહેલી એઓની પોતાનીજ વાતથી અત્યંત વિરૂદ્ધ એવી સ્પષ્ટ જણાયછે. તે છતાં બેઉ સાચી માની બેઠા છે. વળી આ ત્રીજી કલ્પના જુવોઃ—

૩ આખ્યાનમાં વળી જુદુંજ લખે છે, કે જેને બધા ટીકાકાર મહારાજો ગુસાંઈજીની પોતાની વાણી ગણે છે, તે આ પ્રમાણેઃ—

## આખ્યાન પેહેલાંમાંથી કેટલાંક ચરણો.

વંદું શ્રીવિઠ્ઠલ સુંદર વર, નવ ઘન શ્યામ તમાલજી;
જગતી તલ ઉદ્ધાર કરવા, પ્રગટચા શ્રી પરમ દયાળજી. ૧
વ્યાપકરૂપ અદ્વૈત બ્રહ્મ જે, તેજોમય કહેવાયજી;
આરજ પંથ અધિકારી મુનિજન, તેમાંહે લય થાયજી. ૪
અક્ષર આદ્ય અખંડ અનુપમ, ઉપમા કહિ નવ જાયજી;
અસ્તુ અસ્તુ સહુકો મળી બોલે, નિગમ નેતિ નેતિ ગાયજી ૫
નિરગુણનો નીરદેશ અટપટો, રસના શી પેરે કહિયેજી;
રૂપ, વરણ, વપુ દૃષ્ટ પદારથ, ત્યાં એકો નવ લહિયેજી ૬
તેહથકી પુરૂષોત્તમ અળગા, લીલા અચલ વિહારજી;
બ્રહ્મજ્ઞાનીને મુક્તમારગી. સ્વપ્ને નહીં વેહેવારજી. ૭
તે પ્રભુને મન ઇચ્છા ઉપની, જશ થાવા વિસ્તારજી;
અધિકારી પાખે એ વાણી, નહિ કોને ઉચ્ચારજી. ૧૫
ભ્રૂભંગેથી સૃષ્ટિ નીપની, અતિ સુંદર બ્રહ્માંડજી;
ચૌદ લોક નાના વિચિત્ર, ભૂમંડલ નવખંડજી. ૧૬
શ્રી પુરૂષોત્તમે વળી વિચાર્યું, હવે પ્રકાર શો કરીએજી;
મારી સેવા અનેક કથારસ, નીરૂપવા તનુ ધરીએજી. ૨૨
ભક્ત જીવના ભાગ વિસ્તર્યા, કૃપા કરી હરિ સારજી;
તેણે હેતે આપો પેં પ્રગટચા, શ્રી વલ્લભરાજકુમારજી. ૨૩
પૂર્ણ બ્રહ્મ શ્રી લક્ષ્મણ સુત પુરૂષોત્તમ શ્રી વિઠ્ઠલનાથજી;
શ્રી ગોકુલમાં પ્રગટ પધાર્યા, સ્વજન કીધા સનાથજી. ૨૪

એની મતલબ એ કે પરમેશ્વરને પોતાની સેવા તથા કથાનો પ્રચાર વધારવા સારૂ વ્યાપક એવા પૂર્ણ બ્રહ્મ જે ભગવાન હતા, તેણે શ્રી વલ્લભજીનો અવતાર ધર્યો ને તેથકી જે "પુરૂષોત્તમ અળગા" તેણે વિઠ્ઠલનાથજીનો અવતાર ધર્યો ને ભક્તજીવોના ભાગ મોટા થયા. હવે ઉપર કહેલી બેથી આ ત્રીજી વાત સાફ જુદી અને જુદાં કારણવાળી છે ત્યારે આ ત્રણમાંથી કઈ માનવી? વળી આ ચોથી પણ જરા જાણવા યોગ્ય છે.

૪ વળી કૃષ્ણદાસ અધિકારીની વારતામાં લખે છે કે કૃષ્ણદાસ અધિકારી લલિતા સખીનો અવતાર હતો અને શ્રી ગુસાંઇજી શ્રી સ્વામીનીજીનો અવતાર હતો. હવે અસલ ગોલોકમાં કોઇ વખત લલિતાને તથા સ્વામીનીજીને બોલાચાલી થઇ હશે, તેથી સ્વામીનીજીએ લલિતાને શ્રીકૃષ્ણનાં દર્શન બંધ કર્યાં. પછી આ લોકમાં જ્યારે બેઉ જન્મ્યાં ત્યારે લલિતાએ પોતાના લોકમાંનું વેર વાળવાસારૂ શ્રી ગુસાંઈજી ( સ્વામીનીજી ) ને છ મહીના શ્રી નાથજીનાં દર્શન બંધ કર્યાં. હવે આ ત્રણ કલ્પનાઓથી ચોથી જુદી. વળી આ પાંચમી કલ્પના જુઓ :—

૫ પોતે જાણે પુરાણમાં પણ પ્રસિદ્ધ હોયની તેમ ભોળા વૈષ્ણવોને દેખાડવા અગ્નિપુરાણ અને બ્રહ્માંડ પુરાણનું નામ આપીને એક એક અધ્યાય સ્વકપોલકલ્પિત બનાવ્યો છે. તેમાં વળી આમ લખેછે:—

**અગ્નિપુરાણનું નામ જેને આપ્યું છે તે અધ્યાયના થોડા. શ્લોક:-**

**शृणु शौनक सिद्धांतं । पुरुषोत्तम संज्ञकः ॥**
**द्विजो भक्तोहरेश्चैव । अग्निबिंदुः पुराह्यभूत् ॥ १ ॥**
**स्नेहमार्गी शते वर्षे । ज्ञानीभवति सर्वथा ॥**
**पुनरेवं तथोत्पत्ति । र्भविष्यति कलौयुगे ॥ १९ ॥**
**तदाहं द्विजरूपेण । अवतीर्यच भूतले ॥**
**स्नेहमार्गप्रवृत्यर्थे । हितायच कुलेतव ॥ २० ॥**
**घोरे कलियुगे प्राप्ते । प्रकटस्तु स्वयंवने ॥**
**अग्निरूप द्विजाचारो । भविष्यतिह वल्लभः ॥ २१ ॥**
**वल्लभोह्यग्निरूपःस्या । द्विठ्ठलः पुरुषोत्तमः ॥**
**पुष्टिमार्गप्रवक्ताच । मायावाद निषेधकः ॥ २२ ॥**
**एक एष सदाख्यातः । शरणं पुरुषोत्तमः ॥**
**द्वात्रिंशच्चास्यलक्षाणि । युगानि तस्य संतातिः ॥ ४९ ॥**

હે શૌનક એક સિદ્ધાંત કહું છું તે સાંભળો. પૂર્વે પુરૂષોત્તમ નામનો અગ્નિબિંદુ એ રીતે પ્રસિદ્ધ બ્રાહ્મણ હરિનો ભક્ત હતો ॥ ૧ ॥ વળી તે સો વર્ષ

સુધી સ્નેહમાર્ગમાં (અર્થાત્) ભક્તિમાર્ગમાં રહી પાછા કલિયુગમાં તેની ઉત્પત્તિ થશે. ॥૨૮॥ ત્યારે બ્રાહ્મણના રૂપથી પૃથ્વીને વિષે જગતના હિત સારૂં અને સ્નેહમાર્ગની જ્યારે ઘોર કલિયુગ પ્રાપ્ત થશે ત્યારે પોતાની મેળે વનમાં પ્રકટ થઈ. તારા કુલમાં અગ્નિરૂપ દ્વિજના આચારયુક્ત વલ્લભ એવા નામે થશે. ॥ ૨૦ ॥ ૨૧ વલ્લભ અગ્નિરૂપ છે અને વિઠ્ઠલ તે પુરૂષોત્તમરૂપ છે કે જે વલ્લભ પુષ્ટિમાર્ગનું કથન કરનાર અને જેમણે માયાવાદનો નિષેધ કર્યો ॥ ૨૨ ॥ વળી તે પુરૂષોત્તમ શરણે રાખનાર, હમેશા એક રૂપજ છે તેમજ તેની ચોસઠ લાખ સંતતિ છે.

જેને બ્રહ્માંડપુરાણનું નામ આપેલું છે તે અધ્યાયના કેટલાક શ્લોક.

॥ ब्रह्मोवाच ॥

त्वया परम कल्याण । देवदेव जगत्पते ॥
युगेतवावताराणां । कारणानि मम प्रभो ॥ १ ॥
कथितानि सविस्तारं । चरित्रानि च सर्वशः ॥
कलौकत्यवतारास्ते । कथ्यतां विमलाशयाः ॥ २ ॥
श्रोतुमिच्छामि तत्राहं । कारणानिच सर्वशः ॥
चरितानि तु सर्वज्ञ । भूत भावन पूर्वज ॥ ३ ॥

બ્રહ્મા કહે છે પરમ કલ્યાણકારી દેવના દેવ જગતના પતિ હે પ્રભુ! યુગને વિષે તમારા અવતારના કારણો તેમજ સર્વ ચરિત્રો વિસ્તારથી મને તમે કહ્યાં. પ્રાણિમાત્રનું પાલન કરનાર સર્વના પૂર્વજ હે દેવ સર્વજ્ઞ! હવે કલિયુગને વિષે વિમલ આશયવાળા તમારા કેટલા અવતારો છે તથા તેમના સર્વ કારણ અને ચરિત્રોને હું સાંભળવા ઈચ્છુ છુ તે કહો.

॥ श्रीभगवानुवाच ॥

साधुपृष्टं महाप्राज्ञ । श्रूयतां कथयामिते ॥
चत्वारोह्यवतारामे । भविष्यंति कलावपि ॥ ४ ॥
कृष्णो, बुद्धो, विठ्ठलेशः । काल्कि म्लेंच्छनिकृंतनः ॥

पूर्णः कृष्णो बुधश्चांश । परमानंद विठ्ठलः ॥ ९ ॥
तस्मिन्नेवहि कालेतु । परमानंदरूप धृक् ॥
अहमेव भविष्यामि । पूर्णानंद कलानिधिः ॥ १९ ॥
शृणु वत्स प्रवक्ष्यामि । गुह्याद्गुह्यतरं मम ॥
घोरे कलियुगे प्राप्ते । सर्व धर्म विवर्जिते ॥ १६ ॥
पापपूज्यतरेऽपुण्ये । म्लेच्छ धर्मरतेजने ॥
तदाहं वल्लभग्रहे । द्विजाचाररते ऽमले ॥ १७ ॥
विठ्ठलेशेति विख्यातं । गमिष्येजगतीतले ॥
यदाह्यहंचैकरूपो । बहुरूपधरो ऽसकृत् ॥ २२ ॥
द्वात्रिंशत् ननु लक्षाणि । जीवानां गणमुत्तमं ॥
उद्धरिष्याम्यहं तत्र । ब्रह्मरूपधरः प्रभुः॥ २३ ॥

શ્રીભગવાન્ કહે છે—હે મોટી બુદ્ધિવાળા બ્રહ્મા ! તમે બહુ સારૂ પુછ્યું હવે હું તમને કહું છું તે સાંભળો. કલિયુગને વિષે પણ મારા કૃષ્ણ, બુદ્ધ, વિઠ્ઠલેશ, અને મ્લેચ્છનો નાશ કરનારા કલ્કિ એ રીતે ચાર અવતારો થશે તેમાં કૃષ્ણ મારો પૂર્ણાવતાર, બુદ્ધ આંશાવતાર, અને વિઠ્ઠલેશ એ પરમ આનંદરૂપ અવતાર છે. અને કલ્કિ અંશાવતાર છે. વળી તેજ વખતે પરમ આનંદમય રૂપને ધારણ કરનાર હું પૂર્ણ એવા આનંદના ચંદ્રરૂપ થાઈશ.

હે પુત્ર ગુપ્તથી ગુપ્ત એવો મારો સિદ્ધાંત કહું તે સાંભળ. સર્વ ધર્મ-રહિત, પાપીલોકોએ વખાણવા યોગ્ય, અને જે યુગમાં સર્વ મનુષ્યો મ્લેચ્છ ધર્મનેવિષે પ્રીતિવાળા છે એવો અતિ અપવિત્ર ઘોર કલિયુગ પ્રાપ્ત થશે ત્યારે હું પૃથ્વીને વિષે દ્વિજના આચારમાં પ્રીતિવાળા અતિ નિર્મળ એવા વલ્લભના ઘરને વિષે વિઠ્ઠલેશ એવા વિખ્યાત નામને પ્રાપ્ત થઇશ. હમેશા ઘણાં રૂપને ધારણ કરનાર હું જ્યારે એક રૂપને ધરનાર બ્રહ્મરૂપ ધારી અર્થાત્ બ્રાહ્મણના રૂપને ધારણ કરી પ્રભુ થઇ ખરેખર તેજ અવતારમાં બત્રીશ લાખ જીવના ઉત્તમ ગણનો ઉદ્ધાર કરીશ.

હવે આ વાંચી જોતાં તો એમાં વલ્લભ વિઠ્ઠલનો અવતાર વિષ્ણુનો ઠરાવ્યો છે. કાંકે એ લોકોએ તો અક્ષર બ્રહ્મથી પણ જે ઉપર અળગો પુરૂ-

ષોત્તમ છે, તે ભગવાન માનેલા છે, ને આતો વૈકુંઠવાસી વિષ્ણુ કે જેણે બીજા અવતારો ધર્યા છે તેનું નામ કલ્પ્યું છે. ત્યારે આ વળી મુરખાઈના રાજા જેવું છે ! વિશેષ કારણ બતાવ્યું કે ઘોર કલિયુગ આવશે ને બધા ધર્મો નાશ પામશે ત્યારે હું અવતરીશ. જીવોને વછુટવાનું બીજું કાંઈ કારણ દેખાતું નથી. વળી કહ્યું કે તે વખતે સાઠલાખ માણસોનો ઉદ્ધાર કરીશું ને નિજવારતામાં તો ત્રણ કરોડ લખે છે. ત્યારે વૈષ્ણવ ભાઈઓ તમારે સાચું તે કહ્યું માનવું ? કે એ લોકો ગમે તેમ બકવાદ કરે તે પણ સાચું ?

૬ વળી વલ્લભાચાર્ય પોતે કૃષ્ણાશ્રયમાં કહે છેઃ—

## श्लोकः

**म्लेच्छाक्रांतेषु देशेषु । पापैक निलयेषुच ॥**
**सत्पीडा व्यग्र लोकेषु । कृष्णएवगतिर्मम ॥ १ ॥**
**गंगादितीर्थवर्येषु । दुष्टैरेवावृतेष्विह ॥**
**तिरोहिताधिदेवेषु । कृष्णएव गतिर्मम ॥ २ ॥**

**અર્થ**—મ્લેચ્છોએ દેશો ઘેરીને પાપના ઠામો જેવા કરી મુક્યા અને સત્પુરૂષો પીડાય છે. આવા વખતમાં હે કૃષ્ણ ! મારી સહાય કરો. ગંગા આદિ તીર્થો મ્લેચ્છોએ વીટી લીધાં, તેથી તીર્થોના અધિપતિ દેવતા અંતર ધ્યાન થઇ ગયા. એવા વખતમાં હે કૃષ્ણ ! મારી સહાયતા કરો. વળી સિદ્ધાંત રહસ્યમાં લખે છે કે,

**श्रावणस्यामले पक्षे । एकादश्यां महानिशि ॥**
**साक्षात् भगवताप्रोक्तं । तदक्षरश उच्यते ॥**

**એનો અર્થ મૂળ પુરૂષમાં આમ છે.**

એક સમે ચિંતા ચિત આઈ, દૈવી કઈ બીધ જાની જાઇ; આસુરસે સબ મિલિત સદાઈ, 'ભિન્ન હોય સો કોન ઉપાય ॥ છંદ ॥ ભિન્નકોં જબાં ચિત્ત ધાર્યો. તબ પ્રભુ પધારે તીહી સમે ॥ મધુર રૂપ આનંગ મોહીતા કહલ સુધ કીને હમેં ॥ કરો અબતેં બ્રહ્મકો, સંબંધ દૈવી સૃષ્ટિકો પંચ દોષ ન રહે તાકો નિવેદન કરો તૃષિસોં ॥

**અર્થ**–એક સમે વલ્લભને અતિ ચિંતા ઉત્પન્ન થઇ કે આગળ હું કેમ કામ ચલાવું ? ત્યારે શ્રાવણ મહીનામાં અજવાળીયા પક્ષની એકાદશીને દહાડે સાક્ષાત્ ભગવાને આવીને દર્શન દીધાં અને રસ્તો બતાવ્યો કે તું જીવોને કાનમાં બ્રહ્મ સંબધનો મંત્ર આપ એટલે થયું. હવે જુઓ વૈષ્ણવ ભાઇઓ! આ વળી પાંચેથી જુદોજ ગપાટો આમાં શ્રીવલ્લભજીને માત્ર સાધારણ જીવોની માફક ચિંતાતુર અને સ્તુતિકરનારો લખ્યો છે, ત્યારે એ વાતનો શું વિચાર કરશો ? વારૂ એને કાનમાં મંત્ર સંભળાવવાનું વિચાર કરતાં તો ન સૂઝ્યુ તે ભગવાને આવીને કહ્યું. પણ પેલા ભવિષ્યના અધ્યાયમાં લખ્યું છે કે, "कर्णेच दक्षिणेनूनं कथायित्वा प्रजायते अहमेवनमत्तोन्यः शरणागतवत्सलः ॥ ४१ ॥ એટલે જમણા કાનમાં મારો શરણ મંત્ર દેશે તેથી જીવોનો ઉદ્ધાર થશે. તે અધ્યાય પણ શું વલ્લભાચાર્યે જાણ્યો નોહોતો કે હવે એવી કેવળ જુઠી જણાતી વાતોને ખરી માની બેઠા છે. શું તમારી બુદ્ધિ ઉપર આશ્ચર્ય કરીયે ? ! !

૭ વળી વલ્લભાચાર્યજીએ નિબંધ શાસ્ત્રાર્થ ગ્રંથમાં કહ્યું છે કે "वेदाः श्रीकृष्णवाक्यानि" વગેરે અમારે પ્રમાણ છે, ઉપર લખેલી વાતો વેદોમાં પણ નથી. તેમ એના કેહેવા પ્રમાણે, વ્યાસ સૂત્રમાં પણ નથી, તેમ વળી ભાગવતમાં પણ નથી. એ રીતે તો વૈષ્ણવભાઇઓ ! તમારૂં માનવાનું બધું ફોકટ થઈ જાય છે તેનું કેમ ?

૮ વળી વલ્લભાચાર્યે દામોદરદાસ હરસાનીને કહ્યું કે "દમલા" યહ મારગ તો સ્ત્રીશૂદ્રાદિકનકો ઉદ્ધાર કરનેકે લીયે પ્રગટ કીયોહે. તેનું કારણ બતાવ્યું છે કે વેદાદિકમાં સ્ત્રી શૂદ્રોનો ઉદ્ધાર નથી તે સારૂ કર્યો છે. પણ એમ નથી. આગળ કહ્યું છે કે "જીવ છુટાપડ્યા તે સારૂ કર્યો છે ત્યારે તેમાં ખરૂં કયું ?

૯ વળી વલ્લભાચાર્યે પોતાના સંસ્કૃત ગ્રંથોમાં સિદ્ધાંત જુદોજ લખ્યો છે. તે એ કે એના માર્ગનો સિદ્ધાંત "શુદ્ધાદ્વૈત" કરીને છે. તેમાં એમ કહે છે જે આ જગત્ બધું કૃષ્ણના અંગમાંથી ઉત્પન્ન થયું છે, તેથી પુરૂષો બધા કૃષ્ણરૂપ છે ને સ્ત્રીઓ બધી સ્વામિનીરૂપ છે. પણ તેઓ જ્યારે શુદ્ધ થાય એટલે અમારી પાસેથી બ્રહ્મસંબંધ લે ત્યારે કૃષ્ણરૂપ થઇ જાય.

પણ એમના માર્ગના બોધ લીધેલા તો બહુ જણાય છે તેમાં એ કે શ્રીકૃષ્ણરૂપ નથી. એટલુંજ નહીં પણ કોઇ મહારાજને પણ શ્રીકૃષ્ણ જેવા દીઠા નથી. બાકી રાસધારીઓ શ્રી કૃષ્ણનો નાટકમાં વેશ લે છે, તેમાં જોયલા છે ખરા. હવે આ નવમાં ખરો સિદ્ધાંત કયો ?

એ પ્રમાણે એક બીજાથી ઉલટી સુલટી વાતો બે સુમાર છે, તેના ફક્ત નમુના ઉપર આપ્યા છે. છતાં વલ્લભાચાર્ય, વિઠ્ઠલાચાર્ય અને સરવે અગાઉ થઇ ગયલા મહારાજોને ભોળા વૈષ્ણવો ગોલોકવાસી પરમેશ્વરનું રૂપ જાણે છે, પણ અફસોસ ! જો તેઓ ગ્રંથો તપાસે તો ખબર પડે કે ? તેઓમાંના કેટલાએકને પ્રસાદ ખાવાની લાલચ, કેટલાએકને સ્ત્રીઓની સાથે સ્પર્શ અને રાસાદિ લીલા કરવાની લાલચ, કેટલાએકને રાગ અને કેફાદિકની લાલચ, તેમ કેટલાએકને સુગંધની તથા નવીન વસ્તુના દર્શનની લાલચ હોય છે, તેથી તેઓ કાંઈ ગ્રંથો તપાસવાની તજવીજ કરતા નથી. તેમ તેઓનો મોટો ભાગ અભણ છે તેથી સારાસાર વસ્તુની પરિક્ષા કરી તે ગ્રહણ કરવી તે અયોગ્ય જણાય તો તેનો ત્યાગ કરવાની શક્તિ તેઓમાં હોતી નથી. તેથી ઘણીવાર એમ બને છે કે, જો કોઈ એ બાબત તપાસ કરી તેઓને તેમાંથી પ્રાપ્ત થયેલા અમૃત સમ ફલો ખવડાવાની તજવીજ કરે છે તો તેને પોતાના દુરાગ્રહથી વિષ વત સમજી ઓરબી તેવાઓને નિંદે છે અને પોતે પેલી કેહવત પ્રમાણે કે "गतानुगतिको लोको न लोको प्रारमार्थिकः" તેમ લોકોની દેખ.દેખી માત્ર કરે છે પણ તેમાં પારમાર્થિક શું છે તે તેઓ સમજતા નથી.

પરંતુ કેટલાએક ડાયા, હુશીઆર, સમજુ, શાણા, અને બડા ચંચલ હોવા છતાં આવા ઠગાઈ ભરેલા મતલબી માર્ગને જાણી શકતા નથી. એટલુંજ નહિ પણ સારી રીતે ધન આપી સેવા કરી ગુલામ બને છે એ કેટલું બધું આશ્ચર્ય ?

એ પ્રમાણે નિર્મળ અને કપોળકલ્પિત પોતાની ઉત્પત્તિનાં કારણો બતાવીને ભોળા વૈષ્ણવોનો દૃઢ વિશ્વાસ બેસાડેલો છે, તે પ્રમાણે તેઓ માનીને પોતે સામેલ થઈ ગોલોકનાં સુખની લાલચે પોતાના પુત્રો અને મિત્રોને સામેલ કરવા તજવીજ કરે છે ને તેમ ઘણા એક સામેલ પણ થાયછે તેમ મનાવીને પછી વૈષ્ણવોને કેમ પોતાના સેવક કરેછે તે આગળ લખિયે છૈયે.

## ભાગ ૬ ઠ્ઠો.

પ્રથમ પુરૂષોને બોધ અપાયછે તથા તેઓ કેમ વરતે છે તે જુઓ. બાળકનો જન્મ થયા પછી બે, ચાર, ૭ અથવા આઠ મહીને તેને કોઇ પણ મહારાજ પાસેથી નામ લેવડાવે છે. તે એમ છે કે બાળકને બાળકની મા વગેરે કોઇબી મહારાજ પાસે લઇ જાય અને મહારાજને વિનંતિ કરે કે મહારાજ ! આને નામ આપો પછી મહારાજ તે છોકરાના કાનમાં "श्रीकृष्णःशरणं मम" એ નામ સંભળાવેછે અને કંઠી બાંધવા આપેછે. અથવા બાંધજો એમ હુકમ કરેછે. તે બખતે બે, ચાર, પાંચ અથવા દશ રૂપીઆ સુધી ભેટ લેછે. છોકરો બે ત્રણ ચાર પાંચ અથવા દશ વરસ સુધીનો થાયછે. (આઠ દશ વરસનો તો કોઈ મહારાજ સરખે સરખો ન મળ્યો હોય તો થાય) ત્યારપછી તેને બ્રહ્મસંબંધ (સમર્પણ) કરાવે છે તે આ પ્રમાણેઃ—

છોકરો જો અપવાસ કરી શકે એવો હોય તો તેને તેમ કરવા દે છે ને નહિ તો એમજ ચાલેછે. અપવાસ કરે તેને બીજે દહાડે નાહી ધોઇને મહારાજની પાસે જાય. મહારાજ તેને ખાનગી જગામાં લઇ જાય. ત્યાં છોકરાને બેસાડે અથવા ઉભો રાખે. તેના હાથમાં તુલસીનું પાંદડું પકડાવે છે તે પછી તેને કહે છે હું બોલી જાઉં તેમ બોલજો. કોઇ આળસુ (ઘણા ખરા તેવાજ) હોયછે ગુરૂજી પોતાને મોઢે બ્રહ્મસંબંધનો મંત્ર અથવા સમર્પણનો શ્લોક બોલી જાયછે, તે મંત્ર આ પ્રમાણેઃ—

**एकमेवाऽद्वितीयंब्रह्म ॥ श्रीकृष्णः शरणंमम ओं सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानंतोतिरोभावोहं तद्वियोगजनितसोरं यथानाम भगवते श्रीकृष्णाय श्री गोपीजनवल्लभाय देहेंद्रियप्राणांतःकरणानिद्राविमौपुरुषौदासौ संपूज्यौसखायौ कामपूर्वक अरुक्षा धर्मकामास्तु नित्यधर्मश्चदारागारपुत्रासे वित्तेहेपराण्यात्ममासह समर्पयामिदासोहं कृष्णतवास्मि ॥ १ ॥**

અર્થ—બ્રહ્મ એક અને અદ્વિતીય છે: શ્રીકૃષ્ણને હું શરણ છું. એમ! હજારો વરસોનો કાળ વ્યતીત થયા છતાં કૃષ્ણથી મારો વિયોગ રહ્યો છે. તે વિયોગ પડવાને લીધે ઉપજેલા વારંવાર જન્મ મરણાદિકના તાપ અને દુ-ખથી મારો નાશ થયો છે. તે સારૂં મારાં દેહ, ઇંદ્રિ, મન, પ્રાણ, અંતઃકરણપૂર્વક હું દાસ થાઉં છું. મારી સંસારમાંની સર્વે વસ્તુ ધન, સ્ત્રી, ઘર, છોકરાં, પૈસો તે સર્વે હું કૃષ્ણને અર્પણ કરૂં છું હે કૃષ્ણ ! હું તારો દાસ છું. એ મંત્રનો ઉપદેશ જે દહાડે કરે તે દહાડે તે માણસને પોતાનું જૂઠણ ( એઠ ). ખવડાવે છે. અને કોઇ એવો સમય હોય કે બે ચાર કલાક એઠ થવાની ન હોય તો તરત તેને પોતાનાં મોંમાંના પાન સોપારી અથવા એલચી ચાવીને તેની થુંક આપી ખવાડીદઈ પ્રથમ પેહેલાંજ વટલાવેછે .એમ કરવાનું એક એ કારણ સાફ દેખાયછે કે એઓ અસલ ન્યાત બાહાર થયલા છે તે સારૂ જે અજાણપણામાં આવી સેવક થયો તો તેને વટલાવે. પાછળથી ખબર પડે કે આપણા ગુરૂ ન્યાત બાહાર છે તો પણ બોલી ન શકે, કાંકે બોલે તો પોતાની પણ ફજેતી થાય.

એ પ્રમાણેનો મંત્ર તેના કાનમાં સંભળાવી અથવા પોપટની માફક પઢાવીને તેને ધકેલી કાઢે છે. તેઓને સમજાવેલું તો છેજ કે બ્રહ્મસંબંધ થયો એટલે તેનાં પાપ બધાં બળી જાય છે તે પ્રમાણે તેનાં માબાપો સમજે છે. એટલે છોકરાને કાંઇ બીજો ધર્મનો બોધ આપવાનો વિચાર કરતા નથી. બધાદોષ નિવારણ થઇ જાય છે એવો બોધ સિદ્ધાંતરહસ્ય નામના ગ્રંથમાં વલ્લભાચાર્યે પોતે આપેલો છે તે આ પ્રમાણે.

श्रावणस्यामलेपक्षे । एकादश्यांमहानिशि ॥
साक्षात्भगवताप्रोक्तं । तदक्षरशउच्यते ॥ १ ॥
ब्रह्मसंबंधकरणात् । सर्वेषांदेहजीवयोः ॥
सर्वदोषनिवृत्तिर्हि । दोषाःपंचविधाःस्मृताः ॥ २ ॥
सहजादेशकालोत्था । लोकवेदनिरूपिताः ॥
संयोगजास्स्पर्शजाश्च । नमंतव्याःकदाचन ॥ ३ ॥

अन्यथासर्वदोषाणां । ननिवृत्तिःकथंचन ॥
असमर्पितवस्तूनां । तस्माद्वर्जनमाचरेत् ॥ ४ ॥
निवेदिभिःसमर्प्यैव । सर्वंकुर्यादितिस्थितिः ॥
नमतंदेवदेवस्य । स्वामिभुक्तसमर्पणं ॥ ५ ॥
तस्मादादौसर्वकार्ये । सर्ववस्तुसमर्पणम् ॥
दत्तोपहारवचनं । तथाचसकलंहरेः ॥ ६ ॥
नग्राह्यमितिवाक्यंहि । भिन्नमार्गपरंमतं ॥
सेवकानांयथालोके । व्यवहारःप्रसिध्यति ॥ ७ ॥
तथाकार्यंसमर्प्यैव । सर्वेषांब्रह्मताततः ॥
गंगात्वंसर्वदोषाणां । गुणदोषादिवर्णनात् ॥ ८ ॥
गंगात्वेननिरूपास्यात्तद्वदेषापिचैवही ॥ ४८ ॥

**અર્થ**—વલ્લભાચાર્ય કહે છે કે શ્રાવણ સુદ ૧૧ ની મધરાતે સાક્ષાત્ ભગવાને મને દર્શન આપીને જે વચન કહ્યાં છે તે બોલેબોલ આ પ્રમાણે :—બ્રહ્મ સંબંધ કીધાથી સર્વે પુરૂષોના દેહના તેમ જીવના દોષ ધોવાઇ જાય છે. તે દોષ પાંચ પ્રકારના છે. ૧ જે દોષ જન્મથી શરીરને લાગેલા છે, ૨ જે દેશ અને કાલને લીધે ઉત્પન્ન થયા છે, ૩ જેમ વેદમાં કહ્યું છે તે પ્રમાણે આપણે નથી ચાલી શકતા તે દોષ ૪ કોઈની સાથે સંયોગ થયાથી ઉત્પન્ન થાય છે તે, ૫ જે દોષ સ્પર્શ કર્યાથી લાગે છે તે; એ સર્વે દોષ બ્રહ્મસંબંધ થયાથી નાશ પામે છે. બ્રહ્મસંબંધ વગર એ દોષોની નિવૃત્તિ કોઇ પ્રકારે થતી નથી. અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવો અર્પણ કર્યા પછી દરેક વસ્તુનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરનો. હરેક વસ્તુનો ઉપયોગ કર્યા પછી ઠાકુરજી અંગીકાર કરતા નથી. તે સારૂ સર્વ કાર્યમાં સર્વ વસ્તુ પ્રથમ અર્પણ કરવી જોઇયે. અર્પણ કરેલી વસ્તુ કામ ન આવે એ મત બીજા પંથવાળાઓનું છે. આપણા મારગમાં તે બાધ નથી. તેથી દરેક વસ્તુ અર્પણ કીધા પછી ઉપભોગમાં લેવી. આથીજ બ્રહ્મત્વ એટલે ઇશ્વર પણું મળે છે, તેમ અર્પણ કરનાર કૃષ્ણરૂપ થઇ જાય છે!

એ પ્રમાણે એ ગ્રંથમાં ખુદ આચાર્યજીએ કહ્યું છે. બીજા વચનામૃત ને ભાવનાદિકના ઘણા ગ્રંથોમાં કહ્યું છે કે સમર્પણ કરવાથી નવધા ભક્તિ સિદ્ધ થઇ જાયછે. પણ તે સિદ્ધ થવાનું કારણ કાંઇ બતાવ્યું નથી. માત્ર મોઢેથી ઘી સાકરનો ભરેલો લાડવો પીરસ્યો છે. અગાઉ કેટલાં કેટલાં કષ્ટે કરીને એક એક ભક્તિ કોઈને મળી છે એમ પુરાણોમાં વર્ણવ્યું છે પણ અહિં તો ગુરૂજીને શરણ જઇ તન-મન-ધન અર્પવાથીજ નવે ભક્તિ સિદ્ધ થાય છે.

૧ પરીક્ષિત રાજાને "શ્રવણ ભક્તિ" એકજ સિદ્ધ થઈ તે તેણે રાજ પાટ અને ખાનપાન સાતદિવસસુધી દહાડો અને રાત છોડી દઇ એકાગ્ર ચિત્તે શુકદેવજી જેવાના મુખથી ભાગવત શ્રવણ કર્યું ત્યારે.

૨ "કીર્તન ભક્તિ" શુકદેવજીનેજ સિદ્ધ થઇ. તે તેણે સંસારનો સર્વ-પ્રકારે ત્યાગ કરી કેવળ આખો જન્મ પરમેશ્વરની કથા કરવામાં કાઢયો ત્યારે.

૩ "ધ્યાન ભક્તિ" મહાદેવને સિદ્ધ થઈ. કેમકે તે દશ દશ હજાર વરસસુધી સમાધિ ચઢાવી ધ્યાન ધરતા હતા.

૪ "પાદસેવન ભક્તિ" લક્ષ્મીજીને સિદ્ધ થઇ. એટલે પૃથ્વિ પ્રલય થાય ત્યારે ભગવાન શેષ શૈય્યા ઉપરપોઢે ને લક્ષ્મીજી ચરણ ચાંપે તેથી.

૫ "અર્ચન ભક્તિ" કુબ્જાને સિદ્ધ થઈ. કંસ જેવા પોતાના રાજાને તથા તેનાં ભયને મુકી કૃષ્ણને ચંદન લગાડયું ને પછી પોતે સીધી થઇ અને કૃષ્ણ મથુરામાં રહ્યા ત્યાંસુધી તેણે ચંદનની સેવા કરી.

૬ "વંદન ભક્તિ" અક્રૂરજીને સિદ્ધ થઇ. એ કંસના ચાકર તેથી કૃષ્ણ-ને તેડવા તો ગયો, પણ કંસ મારી નાખશે એવા ભયથી એના હૃદયારૂઢ કૃષ્ણ બલદેવ કર્યા તેથી.

૭ "દાસ્ય ભક્તિ" હનુમાનજીને સિદ્ધ થઇ. કેમકે તે હૃષિમુખ પર-વત પાસે રામને મળ્યા ત્યાંથી તે આજદી સુધી રામની સેવા શિવાય બીજું કાંઈ કામ કરતા નથી.

૮ "સખ્યા ભક્તિ" અર્જુનને સિદ્ધ થઈ. નાનપણથી ફોઇ મામાના દીકરા એટલે મેલાપ તથા મહાભારતમાં એક બીજાને અત્યંત સહાયતા કરેલી તથા કૃષ્ણ સ્વધામ જતાં અર્જુનનું બળ જતું રહ્યું તે એટલું કે ચોરોએ તેને લુટી લીધો. હસ્તિનાપુરમાં ભાઈઓને ખબર કરી. બધાજણા કૃષ્ણના વિયોગથી હીમાળામાં ગળી મુવા એટલી મિત્રતા.

૯ "આત્મનિવેદન ભક્તિ" બળિરાજાને સિદ્ધ થઇ. તેણે વામનજીને પોતાનું રાજપાટ તથા દેહસુધાં એક ક્ષણવારમાં અર્પણ કરી દીધાં.

એ દરેક ભક્તિઓ દરેકને કેટલી મેહેનતે સિદ્ધ થઇ છે, તે તમને અમે સમર્પણ માત્રમાં સિદ્ધ કરાવિયે છેયે. જો આવી લાલચ ન દેખાડે તો માને પણ કોણ? વળી તેઓને એમ કહે છે કે તમે મહાદેવજી, લક્ષ્મીજી તથા શુકદેવજીથી પણ સરસ થયા. કેમકે એ ત્રણ તો એકેક ભક્તિવાળા ને તમે તો નવ ભક્તિવાળા. ગાડાંની નીચે કૂતરૂં ચાલ્યું જતું હોય તે જાણે છે કે ગાડાંનો ભર હુંજ ખેંચું છુ. તેવીજ રીતે નવ ભક્તિઓ આપણને સિદ્ધ થઇ એમ માને તો ભલે!! બાકી એમાંની એક ભક્તિ પણ સિદ્ધ થઇ એવું તેઓ માનતા હોય તો કૂતરે ઉપાડેલા ભાર બરાબર છે. પણ વૈષ્ણવભાઇઓ એમ કોઇના કેહેવાથી ગમે તે માની બેસો છો તે તમારી ભૂલ છે. એમ જાણીને ઉપર કહેલી સરવે વસ્તુ પોતાની અર્પણ કરેલી સમજે છે. હવે એમાં કોઇ એમ સમજે કે એ તો કૃષ્ણને અર્પણ કરવાનું કહ્યું છે, તો કૃષ્ણ તો તેઓ પોતે બન્યા છે જેના દાખલા ઉપર આપ્યા છે. આ પ્રમાણે પોતાને અર્પણ કરવાનું સારી પેઠે સમજાવેલું છે. વળી જો કોઇએ બાહારના દાંત જોયા હોય ને એઓને ગુરૂ તરીકેજ સમજતા હોય તો તેવાને સમજાવેલું છે કે ભગવાન તો કોઇને સાક્ષાત્ છે નહીં તેથી નવરત્નની ટીકામાં લખે છે કે "आचार्यनिवेदनानंतरं सर्वेषामंगीकारेसमत्वमेव" એટલે આચાર્યને અર્પણ કર્યાં પછી સર્વનો અંગીકાર કરતાં સમપણું છે.

આવી સમજથી દરેક માણસ જેમ બને તેમ પોતાની દરેક વસ્તુ તન મન ધનાદિક મહારાજોને અર્પણ કરે છે. હવે તે સમર્પણ થવાથી સઘળા માણસો પોતાના કે બીજા કોઇપણ ધર્મનો બોધ લેતાં નથી. કોઇપણ તેમ ધર્મ પુસ્તક જોતાં નથી. માત્ર અર્પણ કરવામાંજ મગ્ન રહે છે. એટલુંજ નહિં પણ ગુલામ તરીકે વરતે છે. તે એમ કે મહારાજાના તથા સર્વે હવેલીઓમાં મૂર્ત્તિ વગેરેનાં દર્શન કરવાં તે જેમ બને તેમ દરરોજ નિયમ રાખીને કરવાં. હવેલીમાં શાકની, પાનની, ફુલની, સામગ્રી સમારવાની, લાકડાં ઉપાડવા વગેરે મજુરી જેવું કામ કરવાની, હોળી જેવા તેહેવારોમાં ડોલ બાંધવા વગેરેની, દિવાળી જેવા તેહેવારેમાં માહારાજોનાં ઘરમાં

તેલ લગાડવાની, દેવદીવાળી જેવા તેહેવારોમાં દીવા કરવાની વગેરે અનેક નીચ સેવાઓ ત્યાં કરે છે. કેટલાક મરજાદ લેછે, જેનું વર્ણન આ વિષયમાંજ યોગ્ય જગાએ લખવામાં આવ્યું છે ઓછવમાં દરેક મહારાજોને ત્યાં યથાશક્તિ સામગ્રીઓ પોહોંચાડે છે. કયાંક કયાંક રાતનાં બસેં બાવન ચોરાશી વગેરેની વારતાઓ વંચાય છે તે વૈષ્ણવો સાંભળે છે.

અહીં એક વાતની અજાયબી દેખાયછે કે વૈષ્ણવો મહારાજ રૂપી ગુરૂ રૂપ ઈશ્વરને પોતાનાં તનમન ધનાદિ અર્પણ કરે છે અને પોતાની પાસે હોય તે સઘળું તેઓનું સમજે છે. પણ તેનું વ્યાજ અપાયછે, તેમાં વૈ[illegible]ા ભૂલ અથવા ચોરી કરે છે. એટલે ધનનું વ્યાજ ઓછાવપાછવ વગેરેમાં ભેટ મુકવી એમ આપેછે. મનનું વ્યાજ મને કરી ધ્યાન કરવું, મનમાં ખંત રાખી દર્શન કરવા જવું. મને કરી સેવા કરવી એમ અપાયછે. પણ તનનું વ્યાજ નથી આપતા એ બીજાઓને મનથી અજાયબી છે. વૈષ્ણવો એ વ્યાજ નથી આપતા, તેથી ચોર અથવા પાપી ઠરેછે. ત્યારે કે[illegible] પૂછે કે તનનું વ્યાજ તે શું ? તો તનનું વ્યાજ દરરોજ શરીરમાંથી ત્યાગ થતો મળમૂત્ર તો તે વસ્તુ તનનાં વ્યાજ તરીકે જરૂર એ મિથ્યા વાસુ[illegible] ગુરૂઓને આપવું જોઈયે.

કરમ કરવામાં એ પ્રમાણે થાયછે. વેદોક્ત કરમ છોડાવી અને ભુલાવી દીધું છે. તેને બદલે સવારના પોહોરમાં મળમૂત્રાદિક ત્યાગ કરીને દંત ધાવન કરે છે. તે પછી સ્નાન કરીને ઊર્ધ્વ પુંડ્ તિલક કરેછે. તે કેટલાએક તો દેખાડવા કેટલાએક શોભા સમજી અને કેટલાએક ધર્મ સમજી કરેછે. કેટલાએક વલી એમ કહેછે કે એ ભગવદ મંદિરને આપણે કપાળ ઉપર ધારણ કરિયે છૈયે ને તેમાં શ્રીઠાકુરજી બેસેછે કેટલાએક માત્ર કપાળ ઉપરજ ને કેટલાએક વળી બાંયો ને છાતી ઉપર પણ તિલક કરેછે. કેટલાએક પુરાણમાં કહેલાં બાર ઠેકાણાં ઉપર તિલક કરેછે. પણ તે તિલકની વિધિ પુરાણમાં છે એમ સમજનારા હજારમાં એક પણ ભાગ્યે હશે. તેમાં પણ પુરાણનો કયો મંત્ર ભણી તિલક કરવું તે દશહજારમાં એક એક પણ જાણતો નહિ હશે. પુરાણમાં તિલકનો મંત્ર આ પ્રમાણે કહ્યોછે.

**ललाटे केशवं विंद्यात् । नारायण मथोदरे ॥**
**माधवं हृदयेन्यस्य । गोविंदं कंठकूबरे ॥**

विष्णुश्च दक्षिणे कुक्षौ । तद्बाहुर्मधुसूदनः ॥
त्रिविक्रमं कर्णमूले । वामकुक्षौत वामनं ॥
श्रीधरंच सदा न्यस्य । वामबाहौनरःसदा ॥
पद्मनाभं पृष्ठदेशे । ककुद् दामोदरस्तथा ॥
वासुदेवंस्मरेन्मूर्ध्नि । धारयेदूर्ध्वपुंड्रकं ॥

**અર્થ**—લલાટને વિષે કેશવ ભગવાનને ધારણ કરૂંછું, નારાયણને પેટ ઉપર, હૃદયમાં માધવ, કંઠમાં ગોવિંદ, જમણી કુખ ઉપર વિષ્ણુ, જમણી બાંહ્ય ઉપર મધુસૂદન. ત્રિવિક્રમ નામના ભગવાનને કાનોનાં મૂળમાં ધારણ કરૂં છું ડાબી કુખ ઉપર વામન. શ્રીધરને ડાબી બાંહ્ય ઉપર, પદ્મનાભને પુઠ ઉપર, ચોટલીની નીચે કાંધ ઉપર દામોદરને, તથા વાસુદેવ ભગવાનને મસ્તકઉપર ધારણ કરવું કહ્યું છે. હવે પુષ્ટિ મારગતો વેદ પુરાણથી જુદો મારગ છે તે સારૂ પછવાડેથી એ પુરાણમાને મુકાવી જુદાભાવ લગાડેલા છે. ગોકુળ નાથજી કૃત રસભાવમાં લખેછે કે એક દહાડો શ્રીસ્વામિનિજી અને ઠાકોરજી ખુરશીમાં બિરાજતાં હતાં સ્વામિનિજી એ શરીર ઉપર ચંદનાદિ લેપન કર્યું હતું તે જમીનપર નાખ્યું. પછી તેનો કાદવ કરીને તેમાં પોતાનો ચરણ બોળ્યો. તે ચરણથી લાત શ્રીઠાકોરજીનાં કપાળમાં જોરથી મારી, તેથી ઠાકોરજીનાં કપાળમાં ચરણનું ચિન્હ થઇ રહ્યું. આથી ઠાકોરજીએ કહ્યું કે હવે આજથી તમારા ચરણનું ચિન્હ મારે ધારણ કરવું તે શ્રી ઠાકુરજી કપાળમાં તિલક કરે છે તે શ્રી સ્વામિનીજીનાં ચરણ ચિન્હનો ભાવ છે ! તેથી વૈષ્ણવોએ પણ તે ચિન્હ ધારણ કરવું એમ કહ્યું છે. તે પોથી વાંચનારા પણ રસમંડલીથી રહિત એવા વૈષ્ણવો શ્રી સ્વામિનીજીનાં ચરણ ચિન્હનો ભાવ ગણેછે. હવે સહુથી પેહેલા નંબરના અનન્ય વૈષ્ણવ જે કેહેવાયછે અને જે પોતપોતામાં રસ મંડલીઓ જેવી અનીતિ કરેછે તેવા વૈષ્ણવો તિલકને શ્રી સ્વામિનીજીનાં ગુહ્ય સ્થળનો ભાવ કહે છે કે જે ગૂઢ ભાવના ગુપ્ત ગ્રંથોમાં છે.

તે તિલક કરીને ગૌમુખીમાં હાથ નાખી માળા ફેરવવામાં આવે છે. તેમાં કોઇ તો અષ્ટાક્ષરની માળા ફેરવે છે. એટલે એક પારો મુકે અથવા કોઇ પાંચ દશ પારા સરકાવનો આવે ને “ श्रीकृष्ण:शरणंमम ”

એમ કહે તો આવે, કોઇ તો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની કોઇગુસાંઇજીની, કોઇ બીજા મહારાજોની જેમ કે જીવણજી, ગોપકેશજી, ધીશજી વગેરે એવાં નામોની માળા ફેરવે છે કોઇ પોતાના ગુરૂ (જેની પાસે સમર્પણ લીધું હોય) તેના નામની માળા ફેરવે છે. કેટલાંએક સ્તોત્રો કર્યા છે; કોઇક તે સ્તોત્રનો પાઠ કરનારો સેંકડે એકાદ હશે ખરો. તે કોઇક યમુનાષ્ટકનો, કોઇ નવરત્નનો, કોઇ સિદ્ધાંતરહસ્યનો, કોઇ મધુરાષ્ટકનો, કોઇ ગોકુલાષ્ટકનો અને સ્વામિન્યષ્ટકનો ઇત્યાદિ પાઠ કરે છે. તેમાં વળી સેંકડે ૭૫ ટકા સર્વોત્તમ સ્તોત્રનો પાઠ કરે છે. તેમાં કેવળ વલ્લભાચાર્યનાં પોતાનાં ૧૦૮ નામો છે. આમ જન્મ મરણમાં સપડાયલાના નામનો વૈષ્ણવો જરૂર કરીને પાઠ કરે છે, અને તેથી પોતાને અત્યંત પુણ્ય થયલું સમજે છે. તેમ એ પાઠ જરૂર કરવો તે સારૂ એક પદ * રંગીલા ત્રીકમે કરેલું છે.

## પદ. (રાગ જંગલો)

**श्री सर्वोत्तम जप नित्य करनांहो ॥ टेक ॥**
**सकल सारको सार येहींहें । त्रिविध ताप सब अघहरनांहो ॥१॥**
**पुष्टिपदारथ यातें पैयत तातें भवसागर तरनांहो ।**
**रंगीले त्रीकमप्रभुकी जाउं बलहारी कालदंडतेंनां डरनांहो ॥२॥**
**श्री सर्वोत्तम जप नित्य करनांहो ॥**

એનો અર્થ એમ થાય છે કે સર્વોત્તમનો જપ દરરોજ કરવો; બધી સાર વસ્તુમાં સાર એ છે. એનાથી ત્રણ તાપ અને બધાં પાપ નાશ પામે છે. એ જપ કરવાથી પુષ્ટિમાર્ગનો મુખ્ય પદાર્થ (જે ગૌલોકમાં અખંડ રાસક્રીડા કરવીતે) પામિયે છિયે; અને એનાથી આ ભવસાગર તરી જૈયે છૈયે. રંગીલો ત્રીકમ કહે છે કે એ પ્રભુ ઉપરથી હું વારી જાઉં. કાળના દંડથી પણ ડરવું નહીં તેથી વૈષ્ણવો અત્યંત પ્રેમભાવથી એ સ્તોત્રનો પાઠ કરે છે. તે પછી મરજાદી હોય તો ઠાકુરજીની સેવા કરે, નહિ તો કાંઈ નહીં. એ પ્રમાણે કરમકાંડ કરે છે. કોઈ વૈષ્ણવ હોય ને નારાયણકવચ આદિ પુરાણોક્ત

* એ પદ ઘણા વૈષ્ણવો પોથી વંચાય છે તે ઠેકાણે તથા સુવા ટાણે ગાય છે.

સ્તોત્રોનો પાઠ કરે તો તેને જોઈને બીજા વૈષ્ણવો મનમાં હસે છે અને જાણે છે કે આ જાણુનો કાંઇ નથી ને મર્યાદા માર્ગીનાં સ્તોત્રો બોલે છે. પણ પોતે માયામાં તથા જન્મ મરણમાં ફસલાનો પાઠ લઇ ભણી પોતાને વધારે સરસ સમજે છે.

સરવે વસ્તુ તેઓની થઇ એવું જાણી તેઓને ખરેખરા ભગવાન માની દાસની પેઠે વરતે છે. ગુરૂઓ કાંઇપણ ઊંધી વાત કરે તો તે પણ તેએ સાચી માની બેસે છે જેમ કે તેમની સ્ત્રીઓ પાસે વૈષ્ણવોનો પાંચ વરસનો બાળક જાય તો તેને જાવા નદે ને વૈષ્ણવોની ખાસી સોળ વરસની સુંદર સ્ત્રી કોઈ વીસ પચીસ વરસના લઠ્ઠ જેવા મહારાજના ખાનગી ઓરડામાં જાય તેનું કાંઇ નહીં. એ વિષે કોઇ શંકા કરે તો તેને ગુરૂજી કહે છે કે એતો તમારી ઉપર અમે ઉપકાર કરીને અમારી સ્ત્રીઓને ગોપી રાખી છે. કાં કે જો તમારી નજર પડે ને તમારા મનમાં કાંઈ બીજો ભાવ ઉપજે તો તમે નરકમાં પડો. વારે વાહ!! આ વૈષ્ણવો ઉપર કેટલો ઉપકાર કર્યો! પણ ગુરૂજીને એમ પણ ન કહેવાય કે તમે તે અમારી સ્ત્રીઓ જે તમારી પુત્રી સરખી ગણાય તેને એકાંત જગામાં લઇ જાઓ અને ગમે તેમ કરવા છતાં નરકમાં ન પડો તેનું કારણ શું ? પરંતુ અમને ફક્ત નજર દોષથી નરક કેમ મળતું હશે ? એમ કોઇ વીર વૈષ્ણવ પુછનાર મલતો નથી. કેમ કે સમજાવી મુકેલું હોય છે કે "બડે કહે સો કીજીયે, કરે સો કરિયે નાહી" બાજુ અગાઉ માંડવીમાં એક રણછોડજી મહારાજ હતા. તે પૈસાના ઘણા લોભી હતા. તેથી પૈસો ભેળો કરે પણ ખર્ચે નહીં. તેને ઢોરો રાખવાનો ઘણો શોખ હતો પણ તેને ખવરાવતા નહીં, તેથી તેની ગાયો, ભેંસો ( એ પોતાના ઘરમાં લાવે ત્યારથી મહિના દોઢ મહિનામાં ) ગ્રાંટમેડિકલ કાલેજમાં હાડકાંના પાંજરાં પડ્યાં છે તેવી દેખાય પણ કોઇ દયાળુ મળેને ચારો નંખાવે તો ભલે!! આ મહારાજે પોતે તો નખાવવાને પોતાનાં આખાં કુટુંબના સોગન ખાધેલા, તેથી તે અવાચક પ્રાણીઓ બીચારા હંમેશા અગણોતરા નામના દુકાળનો અનુભવ કરતા. આમ થવાથી દરરોજ એકાદ ભેંસ કે ગાય મરણ પામતી. પછી કોઇ માણસ એનું કારણ પુછે તો તેની તરફથી કહેવામાં આવતું કે મહારાજ તો અંતરયામી છે તેથી બધું જાણે છે. હાલ ગૌલોકમાં ઢોરોની તાણ બહુ પડી છે તેથી અહિંથી મોકલવામાં આવે છે.

આ વાત વૈષ્ણવો સાંભળી કહે કે એમ છે કે? વાહવારે! શ્રી ઠાકુરજી!! એમ કહી એ વાત સાચી માની બેશે છે.

વૈષ્ણવોના છોકરાઓને જનોઇ દે છે, તે એમ કે કેટલાએક કોઇક માણસ હોમ હવનાદિકની વિધિથી કરે છે; પણ તેને જનોઈ પેહેરાવે તો મહારાજજ યજ્ઞમાં આચાર્ય થયો હોય તે કાંઈ નહીં. કદી મહારાજ કોઈ ગામમાં ન હોય તો મહારાજની વહુ અથવા છોકરી પેહેરાવે છે. એટલુંજ નહીં પણ ઘણે ઠેકાણે રાંડીરાંડો (મહારાજના ઘરનીઓ) પેહેરાવે છે. કચ્છમાંડવીમાં છોટાજી મહારાજની વિધવા સ્ત્રી ઘણાંક વરસસઋધી તેમ કરતી હતી. જનોઈ પેહેરાવતી તથા પરણનાર જોડાંનો હસ્તમેલાપ કરાવતી. અને ઘણા ખરાઓને તો કાંઇ રૂપા વા સુના નાણું ભેટ લઇ જનોઇ ગળામાં ઘાલીદે અને વેદની ક્રિયાથી ભ્રષ્ટ કરે. હવે જનોઈનું નામ યજ્ઞોપવીત" એટલે યજ્ઞનો પવિત્રો એવું છે તો તે યજ્ઞ તો રહ્યો પણ જરાતરા પણ ક્રિયા કરાવ્યા વગર પોતે ભેટ લઈને તેને જનોઇ પહેરાવી દે આ કેવું વિપરીત!

કેટલાએક સેવકો દર્શન ઉપર ભાવ ન રાખતાં હોય, તેવાઓ પણ અનકોટ, ડોલ, જન્માષ્ટમી વગેરેનાં તો જરૂર દર્શન કરેછે. કેટલીએક પોથીઓમાં લખ્યું છે કે કૃષ્ણનું નામ લીધા વગર એક પણ ક્ષણ જાય તો આસુરાવેશ થઈ જાય. તેથી કેટલાએક ભોળા દિલના વૈષ્ણવો હંમેશ કૃષ્ણ કૃષ્ણ કર્યા કરે છે. હવે તે લોકોનું બતાવ્યાનું કારણ તો પાધરૂંજ છે કે સેવકોને મજબૂત સાંકળથી બાંધવા. ત્યાં પેલું દુઃસંગ ન કરવાનું લખ્યું તો તેથી શિષ્ય ડરે. પણ વખતે કોઇનો સતસંગ થઇ જાય ને કાંઇ ખરી બાબત કથા વારતા સાંભળે તો તેનું મન ફરી જાય. તેથી એ અટકાવ મજબૂત નથી એમ જાણીને બીજો પ્રબંધ કર્યો જે "અન્ય મારગીકે મુખકી કથા સુનની નહીં" હવે એમાં પણ પોતાના માર્ગવાળાની કોઇની કથા સાંભળે તે તેમાં કાંઈ એવી બાબત હોયકે જેથી પુષ્ટિમાર્ગ ઉપરથી ભાવ ઉતરી જાય તો તે સારૂ એ બંધારણ પણ મજબૂત ન લાગ્યું એટલે લખ્યું જે "और शास्त्रसब पुष्टिमार्गको द्वेष करावने वारेहैं। तातें पुष्टिभक्तकों अन्य शास्त्र न सुननो" હવે અહીં પણ ભયરહ્યો કે શાસ્ત્ર વગેરે તો સાંભળશે નહીં પણ વખતે વાતોજ કોઇની સાથે કરશે. તે વાતોમાં વખતે કાંઈ અમારૂં બોપાળું ની

જશે તો. તે સારૂ આ છેલ્લી તે મજબૂત સાંકળ બાંધી છે કે એક ક્ષણ વાર પણ કૃષ્ણનું નામ મોંમાંથી મુકવું નહીં. મુકે તો આસુરાવેશ થઇ જાય. હવે એમ કરે તો પછી તે કોઇની સાથે વાત કરેજ નહીં તેથી આ લોકોને પોતાના વાડામાંથી શિષ્યરૂપી બકરાં ભાગી જાય એવું ભયજ નરહે. જ્યારે તે કૃષ્ણનાં નામમાંથી નવરો થાય ત્યારે બીજી વાતો કરે કેની ? અહીં કોઇનો એમ શંકા થાય કે ત્યારે વ્યાપાર ધંધો કેમ કરતા હશે ? તો તેમ કરવાની છુટ આપી ને કહ્યું છે કે તેટલો વ્યવહારનો વખત હોય ત્યાંસુધી વ્યવહાર ચલાવવો. વળી ફુરસુદ મલીકે કૃષ્ણ ! કરવું. એ પ્રમાણે કેટલાએક વરતે છે. વલી એમ પણ કહેલું છે કે ગુરૂની નિંદા કોઈ કરતુ હોય તેને આપણામાં કૌવત હોય તો મારી નાખવું અગર તેમ ન થઈ તો ત્યાંથી ભાગી જવું કદાચ તેમ પણ ન બની શકેતો ત્યાંજ જીભકચડીને મરી જવુ પણ ગુરૂની વિરૂદ્ધ વાત થતી હોય તો તે સાંભલવી નહિ.

કેટલાક ભાવિક શિષ્યો પોતાના વ્યાપાર વગેરેના નફામાં મહારાજનો કેટલોએક હિસ્સો રાખે છે, તે પ્રમાણે તેઓ મહારાજોને આપે છે. પોતાનાં ઘરમાં કાંઈબી શ્રીમંત, જન્મ, જનોઈ, વિવાહ, મરણ જન્મદિવસ (વરસગાંઠ) ઇત્યાદિ થાય છે, તેમાં મહારાજોને ભેટ આપે છે. એટલુંજ નહીં પણ છોકરાને માતા વગેરે નીકળ્યું હોય તેનો પણ બળીભોગ કેટલાએક મહારાજનાં મંદિરમાં આપે છે. મરણ વખતે તો દરેક શિષ્ય જેવી શક્તિ તે પ્રમાણે મહારાજોને આપે છે. તેમાં કોઈ પાંચ, કોઇ પચીસ, કોઈ સેંકડો કોઈ હજારો, કોઇ તેથી પણ વધુ અને કોઈ પોતાનાં મોટાં મોટાં ઘરો વગેરે લાખોની મીલકત તેઓને આપે છે. મરવા ટાણે મહારાજ આવ્યા ને છાતીએ પગ મુક્યો તો તેનાં સગાં વાહાલાંઓ તેને સભાગીયો સમજે છે. કેટલાએક સેવકો મહારાજોની ભડવાઈ કરવામાં પણ પુણ્ય સમજે છે, તે એટલેસુધી કે પોતાની સ્ત્રી મહારાજને સમર્પણ મંત્રની રૂએ અર્પણ કરવામાં પણ જોતા નથી પણ ઉલટું પુણ્ય સમજે છે.

કોઈ પણ મહારાજ કોઈ ગામમાં જાય ત્યાં દરેક વૈષ્ણવ તેની પધરામણી કરે છે. તેમાં ઘણા ખરા તો ખુશીથી કરે છે. પણ કેટલાએકને

જોરાવરીથી પણ કરવી પડે છે. ત્યાં સારી રીતે ભેટો મુકવી પડે છે. ઓછામાં ઓછી પચીસને વધુમાં વધુ દશ હજાર સુધી ભેટો થાય છે.

એ પ્રમાણે પુરૂષ વૈષ્ણવો ફક્ત કાન ફુંકામણીનાં બદલામાં અનેક તરેહની સેવાઓ, ચાકરીઓ અને મજુરીઓ વગેરે કરે છે. અનેક તહરેની સ્થાવર જંગમ મીલકતની ભેટો મુકે છે અને તેવું તેવું કરેથી પોતે કૃતાર્થ થયા એમ સમજે છે. કર્મકાંડ ઉપર કહ્યા પ્રમાણે કરે છે; બીજાઓની વાતો ન સાંભળતાં પોતાની સાંકળમાં બાંધ્યા રહેછે અને તેથી પોતાનો ઉદ્ધાર સમજે છે.

આ ઉપરથી પેલી એક સાખી ખુબ યાદ આવે છે કે,

**"लोभी गुरु लालचु चेला दोनों नरकमें ठेलमठेला."**

અર્થાત્ ધનહરા લોભી ગુરૂ હોય ને પોતાના વગર મેહેનતે ઉદ્ધાર વગેરેની લાલચ રાખનારા શિષ્ય હોય, તો પછી બેહુ મરીને નરકમાં ધકેલા ખાયાં કરે છે. તેમ આ વૈષ્ણવ લોકોનું પણ તેમજ જાણો પોતે પક્ષા આળસુ એટલે ગુરૂઓએ કહ્યું કે બ્રહ્મસંબંધ કરેથી પાંચ દોષ મટી જાય છે ને નવધા ભક્તિ સિદ્ધ થાય છે. પછી બીજા કોઈ શાસ્ત્રની તો ખબર નહીં એટલે તેઓ સમજ્યા કે એમજ થતું હશે. તો એવી સેહેલાઇથી આપણા દોષ મટે છે એમ વિચારી, માછલાં જેમ જાળમાં માંસના લોચાની લાલચે ફસાય છે, તેમ બિચારા ફસાઇ મરે છે. તેથી આ સંસારનું પોતાનું સરવે સુખ નાશ કરે છે; અને મુવા પછી નર કફળ હાથે કરી ઉઠાવી લેછે.

ગુરૂઓ તો ઘણાં ખરા પોતાની પુત્રીથી પણ વિશેષ સગપણવાલી સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરે છે, વેદ કરમથી લોકોને ભ્રષ્ટ કરે છે, શિષ્યોનું અનેક પ્રકારે દ્રવ્ય હરણ કરે છે; અને તે શિવાય બીજી ઘણીજ તરેહનાં પાપ કરે છે તેથી તેઓને તો નરકમાં પણ જે નીચ એવું કુંભીપાક નરક તે પ્રાપ્ત થશે. એ લોકો જે પુરાણોને માને છે તેમાંનાંજ એક બ્રહ્મવૈવર્તપુરાણમાં આમ કહે છે

**श्लोकः**

**पुत्रान्दारांश्च शिष्यांश्च । सेवकान्बांधवांस्तथा ॥**
**योदर्शयति सन्मार्गं । सद्गतिस्तस्यवैभवेत् ॥**

**योदर्शयस सन्मार्गे । शिष्ये विश्वासिते गुरुः ॥**
**कुंभीपाके स्थितिस्तस्य । यावच्चंद्रदिवाकरौ ॥**

**અર્થ**—પુત્ર, સ્ત્રીઓ, શિષ્ય, સેવક અને ભાઇઓ એટલાને જે ગુરૂ સારો રસ્તો બતાવે છે, તેનું કલ્યાણ થાય છે. શિષ્યને ગુરૂનાં વચન ઉપર વિશ્વાસ છતાં તેને જે ગુરૂ ખોટો માર્ગ બતાવે છે તે ગુરૂ ચંદ્ર સૂર્ય હોય ત્યાંસુધી કુંભીપાક નામનાં નરકમાં જરૂર પડે છે. એથી શું સિદ્ધ થાય છે કે તેઓ જરૂરજ કુંભીપાકમાં પડવા જોઈયે.

હવે શિષ્યો નરકમાં ઢેલંઢેલાના સ્વાદ ચાખે તેનું કારણ પણ પામરૂ છે. જે ઈશ્વરે ખરોમાર્ગ જાણવા સારૂ મનુષ્યોને વાસ્તે વેદાદિ સત્ શાસ્ત્રો કર્યા છે તે જોયાવિના કોઈએ આવીને કહ્યું કે આમ કરો તો તમારાં પાપો જશે તેથી તેઓ પણ દોષવાન કરી નરકના અધિકારી થાય છે. કેમકે તેઓને ઈશ્વરે બુદ્ધિ આપી છે. તેવું છતાં પાંચ દોષ નિવૃત્ત થયલા સમજી તેવા તેવા દોષ કરવામાં મુદ્દલ ડરતા નથી અને નીતિનો રસ્તો એકાએક છોડી અત્યંત દુષ્ટ કર્મો કર્યા કરે છે; તે એવા કે મહાપાપી! પોતાની ગમે તેવી સગી હોય તે સાથે રસમંડળી જેવા દુષ્ટ ઠેકાણામાં ભિન્ન ભાવ ન ગણતાં વ્યભિચારાદિ કુકર્મો કરે છે; વળી કોઈ નાણાવાળો હોય તો પણ તે પચાવી પાડી સેંકડે ટકો બે ટકા શ્રીજીની કોથલીમાં નાખે છે. વળી કોઇ ગર્ભહત્યા, બાલહત્યા જેવું થઈ જાય તો બે ચાર આનાથી રૂપૈયા સુધી શ્રીજીની કોથલીમાં ભેટ કરે છે, અને પોતાનો દોષ! નિવારણ થઇ ગયલો સમજે છે એટલુંજ નહીં; વળી કોઇ ખુન કરવું જરૂર હોય તો તે પણ કરીને દશ વીસ રૂપૈયા ભેટ મુકેછે તે પાંચ દોષની નિવૃત્તિનો વિચાર કરી સમજે છે કે, આપણને દોષ લાગતો નથી; ઇત્યાદિ અનંત અઘોર દુષ્કર્મો ઉપર કહેળા પાંચ દોષ ને નવધા ભકિત ઉપર વિચાર કરી કરવામાં ડરતા નથી, અને તેથી તેઓનાં પાપ કર્મો શું તેઓને નર્કમાં નહિ લઇ જાય? જરૂર લઈ જશે. કેટલાએક શિષ્યો એમ વિચારે છે કે આપણે ગુરૂના કહ્યા પ્રમાણે કરીયે છૈયે તેથી પાપ બધું તેમને લાગશે. તેનો એક દાખલો પણ કોઈક જાણે છે. ચાણાક્યમાં કહ્યું છે કે "शिष्यपापं गुरु स्तथा" હવે એ વાત ખરી કે ખરાબ રસ્તો દેખાડનારને

તો પાપ છેજ પણ જે ખરાબ કામ કરશે તેને પણ ભોગવવું પડશે. હાડે કોઈ કહે કે આ અગ્નિ ઠંડો હીમ જેવો છે તે ઉપર કોઈ વિશ્વાસ કરી ગગ મુકે તો બળે કે નહી ? કોઇ આંધળો કોઈને વિશ્વાસે ચાલ્યો જાયને તે કુવામાં કે ખાડમાં તેને નાખેતો હાડકા કોનાં ભાંગે. વળી કોઇ કેહશે કે આ ચાકુછે તે તારા પેટમાં ભોકવાદે તો બહુ તુને મજા પડશે. તે ભોકવાદીએ તો મરે કોણ ? હવે તે પાપીને રાજ્ય તરફથી તથા ઈશ્વર તકફથી જરૂર શિક્ષા મળશે પણ તેની પૂર્વે વિશ્વાસીનેજ શિક્ષામળે. અને ઇશ્વરે આપેલી બુદ્ધિનો ઉપયોગ તે ન કરે તેથી તેને જરૂરજ પ્રથમ શિક્ષા મળવી જોઈએ આપણું કીધેલા પાપમાંથી અમુક મત અથવા અમુક પુરૂષ વા અમુક ક્રિયા છોડાવશે એ વિચાર વિધર્મીઓનો છે, વેદોક્ત ધર્મ્મ પ્રમાણે તો કીધેલા સારા માઠા કર્મોના ફળો ભોગવ્યા વગર છુટકોજ નથી. અને તે સયુક્તિક પણ છે. જો એવી પ્રકારે પ્રાયશ્ચિતથી વા ગુરૂના પ્રતાપથી વા તીર્થ યાત્રાથી કીધેલા પાપો છુટી જતા હોય તેથી ઓર પણ લોકોને પાપ કરવાને ઉત્તેજન મળી શકે છે. કેમકે ગમે તેવું અઘોર પાપ કીધું હોય ને સહજ થોડા ઘણા દાન ધર્મથી નષ્ટ થઇ જાય તો પછી પાપ કરવાને ડરે પણ કોણ ? તથા એવા શાસ્ત્રોથી મતવાળાઓએ પોતાની આજીવિકા માટે બાંધેલા સમજી ન્યાયથી વર્તે તેઓજ પાપની જાળમાંથી બચી શકે છે. સ્વાર્થને માટે આપણે કોઇ ગમે તેમ સમજાવે પરંતુ જે પ્રમાણે આપણે વ્યવહારમાં, ધંધામાં, ખુબ વિચાર કરી જેમાં આપણને લાભ થાય તે કાર્ય કરીએ છીએ તેમ પરમાર્થ માટે પણ વિચાર કરવો જોઈયે. વ્યવહારમાં જો આપણે ગફલતી કરીએ તો તે સુધારી લેવાની બીજી તક આપણને જોઇયે તેટલી મળે છે પણ જો આપણે પરમાર્થમાં ચુક્યા તો જરૂર નિશ્ચય રાખવો કે પાછા લક્ષ ચોરાસીનો ફેરો ફરવા પડશે અને આ જે આપણને અમૂલ્ય મનુષ્ય જન્મ મળ્યો છે તે વ્યર્થ જશે.

ભાઇઓ આ માર્ગમાં આપણનેજ મિથ્યા ઉપદેશ કરી ખાડામાં નાખેલા નથી પરંતુ આપણી માતા, બેન, પુત્રી, સ્ત્રી અર્થાત્ સમસ્ત સ્ત્રી વર્ગને એવો મોહ લગાડેલો છે કે જેઓને પાસે જો સોનુ મુકીએ તો પણ તેને પીતલજ નિશ્ચય માને. તેથી મૂળથી તેઓને શિક્ષણ આપી સદ્બોધ આપવાની જરૂર છે. અને તેઓને હાલ કેવો ઉપદેશ મળેછે તે બાબત સર્વેની જાણ માટે આગલ લખવામાં આવેછે કે જેથી તે જાણી તેમાં યોગ્ય મૂલ તત્વ મેળવી અયોગ્યનો સત્વર ત્યાગ કરાવી શકાય.

# એ માર્ગમાં સ્ત્રીઓને અપાતો ઉપદેશ

## તથા

# તેઓ કેમ વર્તે છે તે વિષે.

નાની છોકરીને પેહેલાં નામ અપાય છે તેની રીત છોકરાને નામ આપવા જેવીજ છે, છોકરીને દર્શન વગેરે કરાવી પ્રીતિ લગાડવામાં આવે છે. વૈષ્ણવ પુરૂષ અને સ્ત્રીઓમાં મહારાજો ભગવાન છે એવી વાતો તો હમેશા થયાંજ કરે છે તેથી તે છોકરીઓને નાનપણથી તેઓઉપર ભગવાનનો ભાવ બેસે છે, અને તેઓ અત્યંત પ્રેમથી મહારાજોનાં દર્શન વગેરે કરે છે. તે પછી સમર્પણની ક્રિયા કરી સ્ત્રીઓને શિષ્ય કરવી, તે પરણ્યા પછી તરતજ કરે છે; એ વિષે ગોકળનાથજીની ટીકામાં આ પ્રમાણે લખેલું છે.

**तस्मादादौ स्वोपभोगात्पूर्वमेव सर्व वस्तु पदेन भार्या पुत्रादिनामपि समर्पणं कर्त्तव्यं विवाहानंतरं स्वोपभोगे सर्व कार्ये सर्व कार्य निमित्तं तत्तत्कार्योपयोगिवस्तु समर्पणं कार्यं समर्पणं कृत्वा पश्चात्तानितानि कार्याणि कर्त्तव्यानीत्यर्थः ॥**

**અર્થ**—તે કારણમાટે પોતે ભોગવ્યાની પેહેલાં બધી વસ્તુ ( ગુરૂરૂપી ભગવાનને અર્પણ કરવી. ) કોઈ એમ પુછે કે સર્વ વસ્તુ તે શું ?

**ઉત્તર**—સંસારમાંની બધી વસ્તુ એટલે બાયડી છોકરા વગેરે પણ અર્પણ કરવાં.

**પ્રશ્ન**—બાયડી કઈ વખતે અર્પણ કરવી ?

**ઉત્તર**—મજકુર ટીકામાં લખેલું છે કે પરણ્યા પછી પોતાના ઉપભોગમાં લીધાની અગાઉ. એ પ્રમાણે બધાં કાર્યોમાં બધી વસ્તુ અંગીકાર કરાવીને પછી પોતાના ઉપભોગમાં લેવી. આ ટીકા વૈષ્ણવોને ખુબ સમજાવ્યામાં આવે છે તે ઉપરથી બધાં માણસો સ્ત્રીને પરણ્યાપછી સમર્પણ કરાવે છે. વળી મૂળ શ્લોકમાં દેહ અર્પણ કરવાનું કહેલુંજ છે તેથી તે વખતે દેહ પણ અર્પણ કરે છે. મનુષ્યોની તરફથી સ્ત્રીઓ અર્પણ થાય છે અને સ્ત્રીઓની તરફથી તેમની પોતાની દેહ અર્પણ થાય છે તે કારણ સારૂ તે ગુરૂઓ નજ-

રમાં આવે તેવો તેઓનો ઉપયોગ કરે છે, તે વિષે શિષ્યો કાંઈ પણ અંદેશે લાવતા નથી.

પ્રાચીન શાસ્ત્રમાં સ્ત્રીઓને ચેલીઓ કરવી એમ કોઈ ઠેકાણે કહ્યું નથી તેનાં કેટલાંક દાખલા અગાઉ આપ્યા છે. તે ઉપરાંત બીજા દાખલા હૃદય ચક્ષુ * નામનાં ચોપાનીયા સન સન ૧૮૭૩ તથા ૭૪ ની શાલમાં નીકળ્યા છે તેમાં પતિવ્રતાપણું એ મથાલા નીચે સ્ત્રીઓનાં ધરમવિષે શાસ્ત્રનો મોટો જથો સંગ્રહ કર્યો છે તેમાં સ્પષ્ઠ લખ્યું છે કે સ્ત્રીઓને ગુરૂ કરવાની બીલકુલ જરૂર નથી વળી હમણાં એક પતીવ્રત માહાત્મ્ય નામનું પુસ્તક છપાયું છે તેમાં એવી બહુ બાબતો છે. એ તો બધું રહ્યું પણ એઓનાં પોતાનાં બ્રહ્મસંબંધનાં મંત્રથી તે કામ કેટલું વિરૂદ્ધ છે તે જુઓ.

બ્રહ્મસંબંધમાંથી ખુલું દેખાયછે કે તે સ્ત્રીઓને વાસ્તે મુદલ નથી. છોકરો નાંનો હોય તથા વગર પરણેલો હોય તે વખતને તેને બ્રહ્મસંબંધ આપે છે "दारागारपुत्राप्तिवित्तेहां" સ્ત્રી, ઘર, પુત્ર, અને ધન તે બધું અર્પણ કરવું હવે દરેક સ્ત્રી કોઈ પણ પુરૂષને પરણે છે તો ખરીજ ત્યારે તેનાં ધણીએ તો તેને પ્રથમજ અર્પણ કરી મુકી છે. એ પ્રસાદી વસ્તુ બીજીવાર અર્પણ થાય તો તે દોષ કરે છે. વળી એ મંત્રમાં દારાગાર કહ્યું ત્યારે સ્ત્રીઓ કાંઈ બાએડિઓ પરણતી નથી ! એ તો પુરૂષને પરણે છે ત્યારે એ દારા ( સ્ત્રી )ને ઠેકાણે કોને અર્પણ કરે ? એ મોટો સવાલ છે. સ્ત્રીઓને બ્રહ્મસંબંધ આપવાનો મંત્ર કાંઇ જુદો નથી ત્યાં પણ "દારાગાર પુત્રાપ્તે વિતેહાં" છે. ત્યારે ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે શ્રીવલ્લભાચાર્યને પોતાના સંપ્રદાયમાં લખ્યાપ્રમાણે એનાં પરમેશ્વરે શ્રાવણ મહીનાંની એકાદશીને દહાડે જે આજ્ઞા કરી તેમાં સ્પષ્ટ કહ્યું છે કે પુરૂષોને સમર્પણ મંત્રનો ઉપદેશ કરવો. હવે આ પૂર્ણ પુરૂષોત્તમ અને ભગવાનરૂપ મહારાજો મુખ્ય પેહલી અને મૂલ આજ્ઞા તોડી સ્ત્રીઓને બ્રહ્મસંબંધ કરાવે છે તેથી તેઓ કેટલા દોષિત થવા જોઇએ! વળી એમનાં માર્ગનો સિદ્ધાંત છે કે દરેક સેવકે એમ માનવું કે અમે વ્રજની ગોપીઓ છેએ. આ ઠગાઇ પણ પછીથી નીકળેલી છે; કારણ કે ઉપલા મંત્રમાંથી તેવો કાંઈ પણ અર્થ નીકળતો નથી. એમાં તો કેવળ પુરૂષોનેજ ઉપદેશ કરેલો છે ને પોતાની

* જે હાલ આર્યધર્મપ્રકાશના નામથી પ્રસિદ્ધ થાય છે.

દરેક વસ્તુ ઘરબાર સ્ત્રી છોકરા તેનો પ્રથમ માલેક તે ગુરૂજીને ઠરાવેલો છે. પછી તે ગુરૂજી પોતાને અર્પણ થયેલી, વસ્તુનો ગમે તેમ અંગિકાર કરવાને મુખત્યાર છે એમ દેખાડયું છે. હવે એમાં ખરૂં તે શું માનવું ? વૈષ્ણવ ભાઇઓ જ્યારે પૂર્ણ પુરૂષોત્તમ ગુરૂજીઓ આમ પોતાનાં જન્મતથી ઉલટા ચાલી સ્ત્રીઓને એજ મંત્રનો ઉપદેશ કરી, કેવળ તન, મન, ધન, હરણ કરવાનીજ સુ-ચિત કરે છે કે કાંઈ બીજી ? આ ગુરૂઓ તો સારી રીતે સમજે છે કે અમે તો મૂર્ખાઓને ઠગીએ છેએ. પણ વૈષ્ણવ ભાઇઓ ! જરા વિચાર કરો કે બ્રહ્મસંબંધમાં સ્ત્રી કહે કે હું મારી સ્ત્રી પરમેશ્વરને અર્પણ કરૂં છું. એ શું સાચી વાત છે ? સ્ત્રી પોતાની સ્ત્રીને ઠેકાણે કોને આપે ? તે જરાએ ગુરૂજીઓ ને પુછો તો ખરા ! સ્ત્રીની સ્ત્રી કોઈ થઇ હોય એવું આજ સુધી કાંઈ ઠેકાણે તમે સાંભળ્યું છે ? તેવું ન હોય ત્યારે સ્ત્રી કયી સ્ત્રીને અર્પે ? ગુરૂજી ગમે તે કહે તો શું આપણે કાંઈ તપાસ કરવી નહીં ? કાંઇક તો ન્યાય બુદ્ધિથી વિચાર કરો, કાંઈક તો પોતાનું સંભાળો, કાંઇક તો ઊંચી નજર કરી જુઓ. અરે પૈશો આપીને મૂર્ખ કાં થાઓ ? દુનીઆમાં દુર્બુદ્ધિવાળા કેમ ગણાઓ છો. આ-કાશની અખંડ લીલાને ભરોસે જેમ લોભી ગુરૂઓ કહે તેમ માનીને તરત જાણે જલદી જલદી સ્ત્રીઓ થઈ સુખ ભોગવી લેશો એવા વિચારથી કાંઈ જોતાં કે તપાસતા કેમ નથી ? એ બધો ખોટો ભરોશો છે ઈતિહાસ ઉપરથી ખુલ્લુ જણાય છે કે એઓ અસલ કોલી ભીલની ન્યાતમાંથી થએલા એ તૈલંગ બ્રાહ્મણો છે, એ શુદ્ધ બ્રાહ્મણ નથી, એ આપણા દેશી નથી, એ આપણાં કાંઇ પણ લાગતા વળગતા નથી અને એ ઊંચ કુળના પણ નથી તે છતા કદાચ્ એઓ જેમ પોતાને મનાવે છે તેવા ઊંચાપણ આપણે એકવાર સ્વીકારીએ તોપણ તેઓના આચરણ એવા ઉત્તમ નથી કે મોટા માનને પાત્ર ગણાય. એવાઓને ભગવાન ઠરાવો છો જે કહે તે હાજી હા કરો છો. અરે તમારી બુદ્ધિ કયાં મારી ગઇ છે ?

કોઈ એમ શંકા કરે કે માણસ ઉપર ભગવાન ભાવ કેમ બેસતો હશે ? તો નાનપણથી બાળકોને બોધ મળે એટલે કેમ ના બેસે ? નાનપણમાંથી તેને શીખવવામાં આવે કે આ ભગવાન તો છોકરા જાણે કે ખરીજ વાત હશે. જુઓ વિદ્વાનોએ અજ્ઞાન માણસોને પથ્થર અને ધાતુ ઉપર ભાવ લગાડી

દીધો છે કે આ પરમેશ્વર! તો તેઓ તેને પરમેશ્વર જાણી પૂજે છે. ત્યારે માણસને પણ પરમેશ્વર માને એમાં શું આશ્ચર્ય? આમજ મહારાજોને પણ નાનપણનાં સહવાસથી વૈષ્ણવ લોકો શ્રી સાક્ષાત્ ભગવાન માને છે, અને પુજે છે.

પોતાની ઉપર ભાવ બેસાડવા કેટલીએક સ્ત્રી રાખેલી હોય છે. એ દરેક છોકરી અને સ્ત્રીને સમજાવે છે કે, તમારા જે પતિ છે. તે કેવળ આ જગતની શોભા અર્થે છે, માટે તમારા ધણીઓને તો નરકમાં કીડા સમજવા. પણ તમારા ખરા અને અલૌકિક પતિ તો આ શ્રી ગુસાંઇનાં બાલકો છે કે જેઓ તમને આ લોકમાં સુખ પમાડી મુવા પછી ગૌલોકમાં લઈ જશે. જેણે ઘણી સેવા કરી હશે અથવા કરશે તેને ત્યાં સારી જગ્યા આપશે. આ ગુસાંઈના બાળકોને તમારા ધણીઓએ તમને તો સમર્પણ આપી છે માટે તેમની ઇચ્છા પ્રમાણે ચાલવા તમે આનાકાની કરશો તો નરકમાં પડશો. જે સ્ત્રી મહારાજ પાસે જાય તેને તો ગોકુળ મથુરાની યાત્રાનું ફળ થાય? પુરૂપ કરતાં આઠગણો કામ સ્ત્રીઓને હોય છે; વળી વાત્સાયન મુનિના બતાવ્યા પ્રમાણે કામોદ્દીપન કરવાનાં તથા ભોળી સ્ત્રીઓનાં મન લલચાવવાનાં સાધન તો મંદિરોમાં સાંગોપાંગ હોય છે ઈત્યાદિ કારણો સ્ત્રીઓ નિઃશંકપણે ધુમધોકાર ધરમ માની તેઓની સાથે નાનાપ્રકારની લીલા કરે છે. ગુરૂઓ પણ એવાં કૃત્યો કરવામાં નીતિથી, દોષથી, ઈશ્વરથી કે જગતથી કદી ડરતા નથી.

એ પછી છોકરી કાંઈક મોટી થાય છે એટલે મર્યાદ નામની એક જાતી કલ્પી છે તે તેને લેવડાવે છે. અસલ એટલે ૫૦-૬૦ વરસ ઉપર કોઈ પૈસાદારનાં ઘરમાં એકાદ ડોશી હોય તે મરજાદ લેતી હતી ને હવેલીમાં દર્શન કરવા પણ તેજ જતી હતી. પણ હાલ તો ઘણી બાયડીઓ નાની અવસ્થામાથીજ મરજાદ લે છે. મરજાદનાં કારણથી એક ઘરમાં છ થી વધારે જાતીભેદ થાય છે. તેમાં છોકરી માના હાથનું ખાય તો વટલી જાય, સ્ત્રી ધણીના હાથનું ખાય તો અભડાઈ જાય, કોઈ પણ એક બીજાના હાથનું ખાય તો વટલી જાય. એવો વેહેમ બેસાડી રાખેલો હોય છે. પણ જે પોતાની જાતની મરજાદી હોય તેના હાથનું ખવાય. આજે મરજાદનું નામ આપેલું છે. પણ ખરૂ જોતાં તો એ સાફ અમરજાદ છે કાંકે પેહેલાં તો તે પોતાની જાતીથી

બહિષ્કૃત એટલે ન્યાત બહાર થાય છે. તેઓ ન્યાતમાં જમવા જઈ શકતા નથી. વળી આવી મરજાદી સ્ત્રી પોતાના ધણીથી પોતાને ઊંચી જાતીની સમજે ત્યારે એ તે મરજાદ, અમરજાદ કે બરજાદ !

૧ હવે એ નાશકારક મરજાદથી એક ઘરમાં છ તરેહના જાતીભેદ કેમ થાય છે તે જુઓ ! જે પુરૂષ અથવા સ્ત્રી ગોકુળ મથુરા અને સોરમજી સુધી જઈ આવ્યા હોય, ત્યાં વેહેવાર કર્યો હોય અને દેશમાં આવ્યાને "વેહેવાર" કરે તે સૌથી ઊંચી મરજાદ કેહેવાય વેહેવાર એટલે બે, ચાર ટોપાવાળા અને રસ મંડળીવાળા વૈષ્ણુવોની ખુશામત કરવી પડે છે. પછી તેઓ કોઈ વખતે તેવાઓની પાસેથી પૈસો કઢાવે છે અને કોઈ વખત લાગ ફાવે તો પોતાની અઘટિત મતલબ પણ સાંધે છે. હવે તેઓનું મન માન્યું, એટલે કોઇ મહારાજ હોય તેની પ્રાર્થના કરવી પડે છે. તેને કેટલીએક ભેટ આપી સમજાવવું પડે છે. તે રાજી થયા પછી તે એક દહાડો નેમી આપે છે, તે દહાડે તે વેહેવાર કરનાર સારાં પકવાનો તૈયાર કરે છે. પછી બે ત્રણ વૈષ્ણવો મંડળીવાળાઓના તથા બે ત્રણ મહારાજ કહે તેવા પાચ છ વૈષ્ણવોને જમાડવામાં આવે છે વૈષ્ણવો જમવા બેસતી વખત વળી કહે કે લાવો શ્રીજીની ભેટ. લાવો ગુરૂની ભેટ. એ ભેટો મનમાની લેવામાં આવે છે વળી પોતાની સેવકી નોછાવર લે તે પછી ખાવા બેસે. તેમાં જો ઘણાં સારાં પકવાનો હોય તો તો બોલે નહીં. પણ જો હલકી જાતનાં પકવાનો હોય તો વળી તેના ઉપર કાંઈ દંડ નાખે. જમીને જતી વખતે જે વૈષ્ણવો આવ્યા હોય તેમાં મોટો હોય તે રાત્રે ખાવાનો ( વાંટ ) લઈ જાય. એવી ક્રિયા થાય ત્યારે વેહેવાર કીધો કેહેવાય. પછી તે કોઈના હાથનું ખાય નહીં-

૨ જી જાતી જે માણસ ગોકુળ મથુરામાં તથા સોરંમમાં જઈ આવ્યો હોય, ત્યાં યાત્રામાં વેહેવાર કરી આવ્યો હોય, પણ પોતાનાં રેહેવાનાં ગામમાં વેહેવાર કર્યો ન હોય તે તેના હાથનું ઉપર કહેલો પેહેલા નંબરવાળો તથા ત્રીજા નંબરવાળો મરજાદી ખાતો નથી. બાકી બધા ખાય છે.

૩ જી જાતી જે બેટ દ્વારિકા જઇ અપવાસ વગેરે કરી આવ્યો હોય અને પોતાનાં ગામમાં આવી વેહેવાર કર્યો હોય તે છે. તેના હાથની અનસખડી ઉપર કહેલા બે નંબરવાળા ખાય છે. સખડી ખાતા નથી પણ બીજા બધા ખાય છે.

૪ થી જાતીમાં જે બેટ દ્વારિકા જઇ આવ્યા હોય પણ વેહેવાર કર્યો ન હોય તે ગણાય છે. તેના હાથનું ઉપર કહેલા ત્રણ નંબરવાળા ખાતા નથી, પણ બીજાઓ ખાય છે.

૫ મી જાત મનમરજાદી કેહેવાય છે. એટલે ગોકુળ મથુરા વગેરે ઠેકાણે ગયેલા નહીં. તેમ બેટ દ્વારકામાં પણ અપવાસ વગેરેની ક્રિયા કરેલી નહીં એવા તે પોતાના મનથીજ બીજાઓથી ઊંચ બની બેસીને મન મરજાદીમાં ગણાય છે. તે ઉપર કહેલા ચાર નંબરવાળાનું ખાય છે. પણ બહારના માણસનું ખાતા નથી.

૬ છઠા જેઓ પોતાની ન્યાતીમાં જમવા જાય છે, અને તેઓ ઉપર કહેલા બધાઓના હાથનું ખાય છે.

એ પ્રમાણે મહારાજ લોકોએ પોતાનાં ઘરમાં નહીં પણ વૈષ્ણવોનાં ઘરમાં છ જાતી ભેદ કર્યા છે. એનું કારણ એમ કલ્પીએ તો ચાલે કે શ્રીપૂર્ણ પુરૂશોત્તમ લક્ષ્મણજી અને તેમના પુત્ર શ્રીવલ્લભજી મહાપ્રભુજી ન્યાત બાહાર થયેલા હતા, તે વખતે કોઇ પુછે કે તમે ન્યાતમાં જમવા કેમ જતા નથા તો તેઓને કેહેવાય કે ન્યાતમાં જમીએ તો શ્રીઠાકોરજીની સેવા ન થાય. એજ મુદ્દાસર પોતાના સેવકોમાં એ ચાલ પેસાડ્યો હશે. પણ તે પછી જે મહારાજો થયા તેઓને એ ચાલ રાખવો અડચણ ભરેલો થઈ પડ્યો હોવો જોઈએ તેથી તેમણે પોતામાંથી એ ચાલ કાઢી નાખ્યોછે ને વૈષ્ણવોમાં પેસી ગયો તે રહ્યો છે વળી આખો દીવસ છુવાઇ જાય, કુતરાં ગધેડાં વગેરેને અડકે તો નાહાવું પડે; ઘેરથી બાહાર નીકળી પાછા ઘરમાં આવે તો છુવાઇ જાય ને માથા બોળ નાહ્યા વગર ખવાય નહીં. ઘરમાં સ્ત્રી પોતાના પતિને કે છોકરાને અડકે તો પણ નાહી નાખવું જોઈયે, એટલુંજ નહીં પણ ધાવતું બચ્ચું ચાર છ મહીનાનું હોય અને તે મરજાદણ સેવામાં નાહી હોય તો તેને અડકે નહીં અને ભૂખે મરતું દૂધ વગર રડી મરે તો પણ તેને ધવડાવે નહી. વખતે અધ્યુ મુતર્યું હોય તો પણ સેવામાંથી બાહાર નીકળે નહી પણ તેને વિષ્ટામૂત્રમાં રડતુંજ પડ્યું રહેવા દે!!! અરેરે! આતે મર્યાદ કેહેવાય કે કસાઈવાડો કેહેવાય? એ બેવકુફો એટલો વિચાર નથી કરતા કે ન્યાત જાતથી ને કુટુંબથી તથા ધણીને છોકરાંથી ઊંચાં તે અમે કેમ થયાં? હવે બાહારથી આ-

ટલું બધું છુછાં કરેછે પણ અંદર ખાને જોશો તો અંતઃકરણ મહામલિન, દુષ્ટ કર્મ કરવામાં ઠાકોરજીની સન્મુખ પણ ડરે નહીં, વૈરાગ્ય વિચાર કે જ્ઞાનનો લેશ ન મળે, ઇત્યાદિ ઈત્યાદિ કેવળ વિપરિત વાતો તેઓમાં પ્રવેશ કરી હોયછે.વળી બાહારની પણ જે ચોખાઇ જોઇયે તે મળે નહીં. મર્યાદીઓનાં કપડામાં સુગંધ (દુર્ગંધ) કેવળ મેલનીજ હોય. શિવાય સારી સુગંધ તો જ્યારે નવું લુગડું હોય ત્યારે એકાદ દહાડો તો ભલે. મર્યાદીઓનાં વાસણ જુઓ તો ઘણે ઠેકાણે પાત્રની ધાતુ ઓળખવી મુશ્કેલ થઇ પડેછે એવું મેલું વાસણ રાખેછે. વાસણની અંદર આંગળી ઘાલીને તળીયે ઘસીને બાહાર કાહાડો તો એટલો કાદવ વીટાય કે આંગળી દેખાય નહીં. આખો દહાડો નાહાવાનું થાય તેથી ઘરમાં ઘણી જગોએ બીજી જમીન પડી હોય. અને કેટલીએક જગાએ કાદવ થઈ પડ્યો હોય છે. રસોઈ બધી તૈયાર કરી જુદાં વાસણોમાં કાઢી ઠાકોરજીને બધી ચીજ ભોગ ધરવી જોઈયે. તેથી રસોઈ બધી ઠરીને પાણીની માફક ઠંડી થઇ જાય છે; અને તે હંમેશ મરજાદીઓ ટાઢું અન્ન જેને ભાગવતમાં તામસી અન્ન વા પ્રેતભોજન કહેલું છે તે ખાય છે. ઈત્યાદિ ઈત્યાદિ ઘણાંક કારણો તેઓને બેવકુફાઈનાં. દુખદાયક, ભ્રષ્ટપણાંનાં, સંસારની રીતિથી વિરૂદ્ધ, નીતિથી વિરૂદ્ધ ઇત્યાદિક મર્યાદને નામે ઓળખાતી અમર્યાદથી થઈ પડ્યાં છે.

મરજાદ એટલે ન્યાત જાતમાં જમવું ખાવું નહિં એટલુંજ નહિ પણ કોઈ કદાચ શૂદ્ર જાતીનો મરજાદી હોય તોપણ ઊંચ બ્રાહ્મણના હાથનું ખાય નહીં.

હવે શાસ્ત્રમાં જોતાં આમ દેખાય છે કેઃ—

**असाचार मनाचार अति निंदा अति स्तुतिः ॥**
**अति शौचमशौचं वा त्रिविधं मूर्खलक्षणम् ॥ १ ॥**

**અર્થઃ**—અતિ આચારકે અનાચાર, અતિનિંદા કે અતિસ્તુતિ, અતિ શૌચ કે અશૌચ એવાં ત્રિવિધ મૂર્ખનાં લક્ષણ છે. હવે આ લોકોના અત્યાચાર, અનાચાર, ઘણી ચોખાઈ ગંદાઇ તે વિષે તો ઉપર કહેલું છે. ઘણી નિંદાને સ્તુતિ તો જે એઓના ઘરમથી જરા આડો ચાલે તેની નિંદા તો હૃદયથી બાહાર કરે છે તે સહુ કોઈ જાણે છે. વળી તે અસલથીજ ચાલ્યું આવે છે. કોઇ પંડિતે કહ્યું છે કેઃ—

**ज्ञाने म्लेच्छा, व्रते जैना, आचारे वैष्णवाः स्मृता ।**
**एकैकमप्यनर्थाय, हिंसा मलिन निंदया ॥ १ ॥**

**અર્થ:**—જ્ઞાનમાં મ્લેચ્છ સારા, વ્રતમાં જૈન, અને આચારમાં વૈષ્ણવ સારા; પણ એક એક બધામાં ખોડ હોય છે. તે એ કે મ્લેચ્છ હિંસા કરે છે, જૈન મેલા રહે છે ને વૈષ્ણવો નિંદાખોરા છે. તે અગાઉથી કહેલુંજ છે. તે અતિ સ્તુતિ પુછો તો સાધારણ માણસ જેવા મહારાજ તેને ભગવાન છે એમ માની લઈ તેની સ્તુતિ કરે છે. એનાથી બીજી સ્તુતી શું વધારે હોય? એ બધા પ્રકાર જોઇયે તો તેમ માનનારાઓ મૂરખના સરદાર ઠરે છે. વળી ભગવાને અર્જુનને કહ્યું છે કેઃ—

**आत्मा नदी संयम तोयपूर्णा । सत्यावहाशीलतटादयोर्मि ॥**
**तत्राभिषेकं कुरु पांडुपुत्र । न वारिणा शुध्यतिचांतरात्मा ॥१॥**

**અર્થ:**—આત્મારૂપી નદી સંયમરૂપી જલથી ભરેલી છે, તેમાં સત્યરૂપી પ્રવાહ છે અને શીલગુણ આદિ જેના તટ છે. ભગવાન કહે છે કે હે પાંડુના પુત્ર તેમા સ્નાન કર જેથી તારો આત્મા શુદ્ધ થશે. પણ બાહારથી આખાં ડુબી મરિયે તો પણ અંતરાત્મા શુદ્ધ થતો નથી. પણ આ લોકોએ અંતરાત્માની તો શુદ્ધિ કરવાના સોગદ ખાધેલા. અંદર તો ઉપર કહ્યા તેવા મલિન રહે છે. અગાઉ પણ એક પંડિતે કહ્યું છે કેઃ—

**वैष्णवा विरलाः संति । वसुदेव सुतेरताः ॥**
**वैष्णवा बहवः संति । वासुदेव सुतेरताः ॥ १ ॥**

**અર્થ:**—વસુદેવના પુત્ર જે શ્રીકૃષ્ણ તેમના પર ભક્તિ રાખનારા એવા વૈષ્ણવો તો વિરલાજ છે; પણ વાસુદેવના પુત્ર ( કામદેવ ) માં આસક્ત એટલે પ્રીતિવાળા એવા વૈષ્ણવો તો ઘણા છે. તે પ્રમાણે હાલ પણ પ્રગટ જોવામાં આવે છે. તે પ્રમાણે વરતાને સ્ત્રીઓ પુરૂષો કરતાં વિશેષ પાપણી થાય છે.

વળી શાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે કહ્યું છે કે સ્ત્રીએ ગુરૂ કરવો નહીં. સ્ત્રીનો તો માત્ર પતિ છે તેજ ગુરૂ છે. પ્રથમ ભાગવતમાં શ્રીકૃષ્ણે વિદુરજીને કહેલું છે કેઃ—

**भर्त्तादेवो गुरुर्भर्त्ता धर्मतीर्थव्रतानिच ।**
**तस्मात्सर्वं परित्यज्य । पतिमेकं समर्चयेत् ॥ १ ॥**

**અર્થ:**—સ્ત્રીને દેવપણ ધણીજ છે, ગુરૂ પણ ધણીજ જાણવો. ધર્મ, તીર્થ અને વ્રત પણ ધણીજ છે માટે બધું છોડી દઇ કેવળ પતિનીજ સેવા કરવી. વળી વૃદ્ધચાણાખ્યમાં કહ્યું છે કે:—

**गुरुरग्नि र्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः ॥**
**पतिरेव गुरुः स्त्रीणां । सर्वस्याभ्यागतो गुरुः ॥ १ ॥**

**અર્થ:**—દ્વિજ વર્ણનો ગુરૂ અગ્નિ ચારે વર્ણના ગુરૂ બ્રાહ્મણ, સ્ત્રીને ગુરૂ પતિ અને અભ્યાગત તે સરવેનો ગુરૂ જાણવો. વળી યાજ્ઞવલ્કય સ્મૃતિમાં કહેલું છે કે:—

**स्त्रीभिर्भर्त्तृवचः कार्य मेष धर्म परः स्त्रियः ॥**
**आशुद्धे संप्रति क्षोही । महा पातक दूषितः ॥ १ ॥**

**અર્થ:**—સ્ત્રીએ હંમેશા પતિનું વચન માનવું એજ તેનો ઉત્તમ ધર્મ છે. કદાચ પતિને કોઈ વખતે મહાપાપ લાગ્યું હોય તો મનમાં એવી ઈચ્છા રાખવી જે આ પાપમાંથી ક્યારે શુદ્ધ થાય ને હું ક્યારે સેવા કરૂં ? ( પણ ઇતરને ગુરૂ કરીને તેની સેવા કરવાની ઈચ્છા ન રાખવી ) વળી શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધમાં ભગવાને ગોપીઓને કહ્યું છે કે:—

**भर्त्तुः शुश्रूषणं स्त्रीणां । परो धर्मोह्यमायया ॥**
**तद्बंधूनांच कल्याणं प्रजानांचानु पोषणं ॥ १ ॥**

**અર્થ:**—સ્વામીની તથા તેઓનાં માબાપોની આજ્ઞામાં રેહેવું. સ્વામીના સગાંઓનું કલ્યાણ કરવામાં પ્રીતિ રાખવી તથા પોતાની પ્રજાનું પોષણ કરવું એજ સ્ત્રીઓનો પરમ ધર્મ છે. વળી ભાગવતમાં નારદજીએ કહ્યું છે કે:—

**तस्मात्पतिव्रता नार्यः श्रेयस्कामाः सुमध्यये ।**
**यजंतेऽनन्यभावेनपतिमात्मानमीश्वरं ॥ १ ॥**

**અર્થ:**—પોતાનું કલ્યાણ ઇછનારી પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને પોતાના આત્માનો ઇશ્વર ગણીને અનન્ય ભાવે કરીને તેની સેવા કરવી.

હવે ઈશ્વરની સેવા પણ ન કરતાં પતિની કરવી એવું દરેક શાસ્ત્રમાં કહ્યું છે. તેને મુકાવીને સ્ત્રીઓને શીખવ્યું છે કે આ પતિ તો તમારા સંસારમાંના કીડા છે અને તે નરકમાં લઇ જનાર છે. પણ ખરા પતિ તો અમે બ્રહ્મરાક્ષસો છૈયે. અરેરે ! આ કેટલી લુચ્ચાઇ ! આ કેટલી ઠગાઇ ! આ માણસોની દેખતી આંખમાં કેટલી ધુળ છાંટયા જેવું ! આ શાસ્ત્રથી કેટલું ઉલટું ? આ નીતિથી કેટલું વિરૂદ્ધ ! આ સત્યથી કેટલું વેગળું ! આ કેટલો અધર્મ ! અને આ કેવોને કેટલો નીચ પાપનો રસ્તો !! બિચારી ભોળી, અભણ અને નિષ્પા સ્ત્રીઓને ભમાવી નરકમાં નાખવા પેરવી કરી છે. એવું છતાં વળી બાહારથી ડોળ ઘાલે છે કે અમે વેદશાસ્ત્રને માનિયે છૈયે. તેમાં પ્રસિદ્ધ પંડિત ગટ્ટુલાલજી જેવા મહા વિદ્વાન સમર્થ જ્ઞાનીમાં ખપતા પંડિત એમ કહે કે અમારા વલ્લભાચાર્યનો માર્ગ વેદશાસ્ત્ર પ્રમાણે છે એ કેટલું હસવા જેવું છે. વૈષ્ણવ ભાઇઓ તમે ખુબ સમજો કે જેને તમે વારંવાર કહોછો જે એ મારગનો મૂળપુરૂષ તો સારો હતો તેનેજ આ એક નવો વાડો બાંધ્યો છે. તથા સ્ત્રી શુદ્રાદિકનો ઓદ્ધાર કરવાનો ઢોંગ કરી શાસ્ત્રવિરૂદ્ધ સ્ત્રીઓને પોતાના પંથમાં સેવક કરી છે. તે એવી સમજથી કે ભોળા દિલની અબલાઓ શિવાય આપણને પૈસો અને વિષયભોગ પુરૂષોમાંથી કદિ મળનાર નથી. તે સારુ મૂળ પુરૂષેજ અનીતિનાં મૂળ વાવેલાં દેખાય છે.

સ્ત્રીઓ કર્મકાંડમાં નાહી ધોઈને ચરણામૃત લે છે. (તે ચરણામૃત પુરૂષો પણ લે છે). ચરણામૃત એક જાતની પીલી માટી હોય છે. તે શીયાળ ગામની આસપાસ કોઇક ખાણમાંથી નીકળે છે. વૈષ્ણવો જાતરા જાય છે ત્યારે એ માટી લઇ આવે છે. એ ચરણામૃત (મળત્યાગ) ખરચુ જઈ આવ્યા પછી પણ ખાય છે. દિવસ કે રાતના કોઈ પણ વખતે ખાવા બેસે ત્યારે પણ લે છે. તે ચરણામૃત લઈ સર્વોત્તમ વગેરેનો કોઇ કોઇ પાઠ કરે છે. ગૌમુખીમાં અથવા લુગડામાં વીંટાળીને માળા ફેરવે છે. જેમાં પરમેશ્વર અથવા શ્રીકૃષ્ણના થોડા પણ મહારાજે કે જે અલૌકિક પતિ અને જેને સાક્ષાત મોટામાં મોટા પરમેશ્વર માને છે તેમનાં નામો બહુ લે છે. તે પછી ખાવા પીવાનું થાય છે.

મરજાદી હોય તે પોતાનાં ઘરમાં ઠાકોરજીની સેવા રાખે છે. તે સવારના ઉઠી હવેલીમાં દર્શન કરે છે તે પછી નાહી ધોઈ અંગળા કરી ઠાકોરજીને જગાડી ભોગ ધરીને પોતાની ઘરની શ્રીબાળકૃષ્ણજીની મૂર્ત્તિને શૃંગાર ધરે છે. રસોઈ તૈયાર થયા કેડે ઠાકોરજીને ભોગ લગાવી આરતી ઉતારીને ઠાકોરજીનું મંદિર બંધ કરે છે. પછી પોતાની જમવાની તજવીજ કરે છે. વળી સાંજનાં ઉત્થાપન કરે છે ને રાતનાં સેનભોગ ધરીને પછી ઠાકોરજીને એક નાની સુખસૈયામાં સુવાડે છે. એને ઠાકોર સેવા કહે છે.

ભજનમાં સ્ત્રીઓ ઘણું કરીને શ્રીકૃષ્ણની રાસલીલાનાં પદો મહારાજો ઉપર પ્રેમ વધારવાના શ્રીવલ્લભાખ્યાન તથા મૂલપુરૂષ નામનું કાવ્ય શીખે છે અને તે ઘણા પ્રેમથી ગાય છે. વળી બીજા કેટલાંએક ધોળ તથા વધાઇઓ જેમાં મહારાજોની સ્તુતિ પ્રાર્થના હોય છે તે સ્ત્રીઓ પાઠે કરે છે. કેટલાંએક અનીતિ ભરેલાં ગીતો તેઓ નવરાશની વખતે શીખી રાખે છે ને માહારાજાની પધરામણીમાં ઘણા ઉમળકાથી ગાય છે. દરસણ કરવા તો દરેક સ્ત્રી બે ચાર વાર ફુરસદ મળે તેમ જાય છે. નહિ તો એક ટાણે તો જરૂરજ. જો પોતાપાસે કાંઇક પૈસો થાય તો તેઓ મહારાજોને ખાનગીમાં આરોગાવવા અથવા રાસક્રીડા કરાવવા વગેરેનો મનોરથ કરી ભેટ મુકી આવે છે. કોઇ કોઇ પોતાનાજ માર્ગમા વ્યાસ પાસેથી કથા સાંભળે છે પણ બીજાના મુખની નહીં. તેમાં પણ કૃષ્ણે કરેલી વ્રજની લીલા બહુ સાંભળે છે.

---

# ભાગ ૭ મો.

## હાલના વલ્લભવંશી મહારાજોની સ્થિતિ.

હાલના મહારાજોને તેમના જન્મથીજ, શ્રી સાક્ષાત્ ભગવાન માનવામાં આવે છે. જેમ નંદરાયજીને ત્યાં કૃષ્ણના જન્મની ધામધુમ થઈ હતી ને વૈષ્ણવો જન્માષ્ટમિને દહાડે હાલમાં કરે છે તે પ્રમાણેજ મહારાજો પોતાને ત્યાં બાળક જન્મ્યા વખતે કરે છે. દહીં દૂધ વગેરે સેવકો ઉપર નાખે છે. કેટલા એક ભાવિક અને બાયલા સેવકો હીંચો લીયે છે ( હીંચો એટલે વચ્ચે એક ઢોલકી વગાડે ને તેને ફરતા માણસો ગીત ગાયને નાચે છે ) એ

વગેરે અનેક ઢોંગ કરે છે. પ્રત્યેક વૈષ્ણુવ જાણે ભગવાંનનો અવતાર થયો હોય એમ ખુશ થતા એક બીજાને કહે છે કે શ્રી ફુલાણુજીને ત્યાં લાલજી પ્રગટયા, બાળક પ્રગટયા, શો આનંદનો દી છે!!

એ બાળક મહાપ્રભુજી સુવાવડનાં ઘરમાંથી બાહાર નીકળતા થયા કે લોકો તેનાં દર્શન ઘણા ભાવથી કરે, તેના ચરણ સ્પર્શ કરે, અને પોતાથી બનતી સેવા પણ કરે છે. જેને એ બાળક તેડવા જડે તે તો જાણે કે કૃતાર્થ થઈ ગયો. એ બાળ—મહાપ્રભુજી જરા સમજણા થયા કે તેને વૈષ્ણવો પગે લાગવા આવે. જે વાહાલા ? મારા વાહાલા ! શ્રી વલ્લભ રાજકુમાર ! પ્રભુ ! ઠાકોરજી વગેરે અનેક નામોથી તેને બોલાવવામાં આવેછે. આમ તેઓ ભગવાન સમ પુજાય છે. વળી પોતે પણ કેટલાએક લોકોને કહેછે કે અમે ભગવાન છૈયે. એમ સાંભળ્યામાં આવ્યું છે કે કાશીવાળા રણછોડજી મહારાજપાસે કોઈ એમ કહે કે ભગવાન કરે તે ખરી ! તો તે કહેછે "હમ ક્યા ભગવાન નહી હે?" વળી એમના ગ્રંથોમાં પણ એ પોતાને ઊંચે ચઢાવવા ભગવત સ્વરૂપ કરી ઠેકાણે ઠેકાણે લખે છે. પોતે પરમેશ્વરૂપ ગણાયા એટલે અનીતિથી ચાલવામાં કશી બીક કે કાંઈ પણ દોશ સમજતા નથી ! કોઇને એમના દોષો બાબત શંકા થાય તો તે ટાળવાસારૂ કેટલાએક ટોપાવાળા વરકતો ફરતા રાખેલા હોય છે. તે શંકાવાળા શિષ્યને સમજાવે કે "અગ્નિમાં કાંઈ ખરાબ પદાર્થ નાખો તો તે બળી જાય કે નહીં ? તે કહેશે હા: તો તે ટોપાવાળો લાગલો સમજાવે કે ગુસાંઇનાં બાળક સાક્ષાત્ અગ્નિસ્વરૂપ છે, તેથી એમની પાસે પાપ આવે નહીં ને કદી આવે તો તે બળી ભસ્મ થાય. સેવકોમાની બેસે કે એ ખરી વાત હશે. વળી શિષ્ય મંડળમાંથી તો એમને કોઈ બોધ આપનાર મળેજ નહીં. તેમ વિદ્યા ગુરૂ બોધ આપે એમ કોઈ સમજે તો આ અ...ઇથી ભગવત્સ્વરૂપ મનાયલા એટલે તે વિદ્યાગુરૂ પણ કાંઇ કહી શકે નહીં. કદી કોઇ કેહેવા વિચાર કરે તો આ છોકરાઓ પોતાના મીજાજથી તેઓનો બોધ માને પણ નહીં.

એવું થયાથી એ લોકોમાંના સેંકડે ૯૦ ટકા અભણ અપટ, મૂર્ખ, દુર્ગુણી અને વિષય લંપટ રહે છે. અને માત્ર દશ ટકા જરા જરા ભણેલા નીકળશે.

એ પછી તેઓ જરા અવસ્થામાં આવે છે એટલે ૧૪-૧૫ વરસના થાય છે કે કોકશાસ્ત્રના દાસ બની વ્યભિચાર કરવા શીખે છે. જુવાની (ઉપર કહેલો વખત)માં આવ્યા પછી તે મરતાં સુધી તેઓ જારીની રમત રમ્યાં કરે છે. આમ ગુરૂજી મહારાજો એવા અનીતિવાન થઈ ગયા છે કે કોઈના વાર્યા રહેતા નથી એટલુંજ નહીં, પણ કોરટે ચઢ્યા, સારાં માણસોના ફિટકારમાં આવ્યા, ઘણાક દેશોમાં એઓની વિરૂદ્ધ પુસ્તક, ચોપાનિયાંને છપાયા લખાયાં લખાય છે તે છતાં એમને જરાએ શર્મ આવતી નથી. તેમ આવે શુ કરવા? (જ્યાં મૂર્ખ શિષ્યો આટલા હાલ થવા છતાં એમને દોડી દોડી વળગે છે અને તન મન ધન અર્પણ કરે છે) પણ એ ગુરૂજીનું મુખ્ય દહાપણ જુઓ તો એ પોતાની વહુજીઓને પડદામાં રાખી નીતિવાન કરવા ચાહે છે. પણ પોતે તો વેદ વિરૂદ્ધ ચાલી, કરેલી ચેલીઓને નીતિમાં રાખવા ચહાતા નથી; એટલુંજ નહીં પણ તેઓને તો રસિક વાતો સંભળાવી પોતાની સાથે વ્યભિચારમાં ધર્મ સમજાવે છે. વળી ગામમાં વ્યભિચાર કરવાનો બોધ આપી, વગર પૈસાની વેશ્યાઓ બનાવે છે. એટલુંજ નહીં. પણ એવી બનાવીને ઉલટા તેઓની પાસેથી પૈસા હરણ કરે છે.

એ પ્રમાણે હાલના મહારાજો સારૂં સારૂં ખાવામાં સુશોભિત વસ્ત્રો પેહેરવામાં, ઘરેણાં પેહેરી ફાંકડા થઇ ફરવામાં, પારકી સ્ત્રીઓ જોડે અનીતિએ વર્તવામાં અને ઊંઘવામાં પોતાનો વખત કાઢે છે. પણ શાસ્ત્ર જાણવામાં કે ગુરૂપણાંને લાયકના થવામાં કે કાંઈ સારૂં કામ કરવામાં કાઢતા નથી. (કાઢે શું કરવા? હરામ જેના પેટમાં પડતું હોય તેને હક કદી સુઝે નહીં.)

મહારાજોને ઘેર કાંઈ કાર્ય હોય જેવાં કે શ્રીમંત, જન્મ, જનોઈ. વિવાહ, મરણ ઈત્યાદિ તો સેવકો પાસેથી ધુમ પૈસો કઢાવે છે. એ કાર્યો સેવકોને ત્યાં થાય ત્યારે પણ પૈસા કઢાવે છે. વળી ઉત્સવ ઈત્યાદિમાં ભેટો લે છે. કાંઇ ઘરબર બાંધવું હોય તો ખરડા કરે છે. કેટલાએક ખરડા તો મૂર્ત્તિઓને નામે કાઈક વસ્તુ જોઇતી હોય તો કરે. તેમાં વસ્તુઓ કરતાં ઘણાજ વધારે પૈસા એકઠા કરે છે. અગાઉ તો કેટલાએક જબરદસ્તીથી સેવકો પાસે કઢાવતા.

એક વૃજપાળજી કરીને મહારાજ અગાઉ લખપતમાં સંવત ૧૮૮૬ માં આવ્યા હતા. તે લોકોપાસેથી પૈસા કઢાવતા. તેની વાત સાંભળેલી છે તે

આ પ્રમાણેઃ—કોઇ સારો શેઠીયો હોય તેને તેડાવે. પછી તેને કહે કે પાંચવા દશ હજાર કોરી આપ; તે કહે જે મહારાજ ! તે કેમ અપાય ? એટલે તે તેને કેદ કરતો. તે જ્યારે બપોર ( મધ્યાન્હ ) થાય ત્યારે ચાર બંદુકવાળા ચાર બાજુને વચે તડકામાં તેને ઉભા રાખે. પછી તેઓને હુકમ કરે કે બંધુક તાકો કે તેઓ તાકી રાખી ઉભા રહે. આ કહેશે હું હુકમ કરૂં એટલે બંદુક ફોડ જો ને આ દુષ્ટને ઉરાડી દે જો. પછી તે બીહે તે મહારાજને કહે કે તમે કહો તેમ. કદી તે માને નહીં તો પછી પોતાના દલાલ બીજા રાખેલા તેઓ તેની પાસે જઇ ચોવટ કરતા, અને ઓછે અદકે પતાવી તે પૈસા અપાવતા. માંડવીમાં મોટી હવેલીવાળાં વહુજી હતાં તે કેટલાએકને હગતાં મૂતર્યા એવા વાંકથી દર્શન બંધ કરી દેતાં. પછી કાંઇક દંડ ઓકાવી પાછાં દર્શન ખુલ્લાં કરતાં. કાશીવાળા રણછોડજી મહારાજ હતા તેને કોઇ કાંઈ પણ ભેટ મુકો પછી તે થોડી હોય કે ઘણી હોય તો પણ તે તે કરતાં બમણી, ચોગણી કે દશગણી ધરવાનું કેહે. વળી કોઇ દર્શન જાય તો કેટલાએકને કહેશે કે ( અમારી ) ગાયોને ઘાસ નખાવો, કેટલાએકને કહેશે કે ફલાણાને મારે આટલી કોરી આંકડાની દેવી છે તે આપ. એમ અનેક પ્રકારથી વૈષ્ણવો પાસેથી પૈસા ઓકાવે. મુંબઈમાં શ્રીચીમનજીમહારાજે બે ચાર વાર ખરડા કરેલા અને તેમાં જોર જુલમથી લોકો પાસે પૈસા ભરાવતા. એક વખત વીમા ઉપર કાંઈક લાગો કરવા ખરડો કર્યો હતો. તેમાં સહીઓ લેવા વીમો કરનાર વૈષ્ણવોને કેહેતા. તેમાં જો શ્રદ્ધાથી કે ભાવથી કોઇ સહી કરે તો ઠીક નહિ તો બે ત્રણ દહાડા સુધી લોકોને કેદ કરી મુકે. મુંબાઇમાં એક દાણી રાયજી મહારાજ અગાઉ આવ્યા હતા. તેણે છેક વૈષ્ણવો પાસેથી દરરોજ એક એક અડધી જોર જુલમથી લેવા ખરડામાં સહીઓ લીધી હતી. એવી રીતે જોર જુલમથી પૈસો ઓકાવવાના હજારો દાખલા બનેલા છે.

વળી તેઓ હોળીના ચલુઓ કરાવી સેવકો પાસેથી પૈસો લે છે. જેમ ઠાકોરજી ડોલમાં ઝુલે, તેમ તેઓ પણ હોલીને બીજે ત્રીજે દિન ડોલમાં ઝુલે છે. ત્યાં વૈષ્ણવ તથા વૈષ્ણવડીઓની અત્યંત ભીડ થાય છે. તે ભીડની ધમાલમાં ઘણાં કુકર્મો થાય છે. હિંડોળે જેમ ઠાકોરજીને ઝુલાવે છે તેવી રીતે કેટલાએક ભાવિક સેવકો હિંડોળાના દહાડામાં રાત્રે મહારાજોને હિંડોળે

ઝુલાવે છે. ત્યાં વ્યાલુ કરે છે તથા તેઓ ભેટ મુકે છે. ઉનાળામાં ઠાકોરજી-ઓની ફુલમંડળીઓ થાય છે તેમ મહારાજો પણ ફુલની મંડળીઓ ભરીને તેમાં બેસે છે. પછી વૈષ્ણવો જેમ ઠાકોરજીનાં દર્શન કરવા જાય તેમજ મહારાજોનાં પણ કરવા જાય છે. મહારાજોને ઠાકોરજી કરતાં એટલા વિશેષ ગણે છે કે ઠાકોરજીને દર્શન વખત ભેટ મુકતા નથી, પણ મહારાજોને હીંડોળા, ડોલ, ફુલ મંડળી અને પવિત્રાં વગેરેમાં દર્શન કરી ખુબ ભેટો મુકે છે. એ પછી શ્રાવણ મહીનામાં પવિત્રાં બારસ આવે છે તે એકાદશીને દહાડે મહારાજો ઠાકોરજીને પવિત્રાં ધરાવે છે અને બારસને દહાડે વૈષ્ણવો મહારાજોને ધરાવે છે. એ પવિત્રાંનું કારણ તેઓ એવું બતાવે છે કે આચારજીને શ્રાવણ મહીનામાં ભગવાને એકાદશીને દહાડે દર્શન દીધાં. તે દહાડે આચારજીએ ભગવાને પવિત્રાં પેહેરાવી સાકર ધરાવી હતી. તે પ્રમાણે અમે પણ ઠાકોરજીને પવિત્રાં પેહેરાવિયે છૈયે. અમે ગુસાંઇના બાલક તમારા સાક્ષાત્ પરમેશ્વર છૈયે માટે તમે અમને પવિત્રાં ધરાવો ને ભેટો મુકો. આમ મહારાજો, અબુદ્ધ શેવકો પાસેથી દેવ પુજાને નામે ધન ધૂતી લેછે અને મૂર્ખ વૈષ્ણવો ધુતાય છે.

કેટલાએક કારણો ઉપર મહારાજોને વૈષ્ણવો ધોતી ઉપરણો પેહેરાવે છે. તેની વિધિ એમ છે કે સવારના પોહોરમાં તે ધોતી ઉપરણો કરનાર ત્યાં કુટુંબ, સગાંવાળા તથા પાડ પડોશીઓ સાથે હાજર થાય છે. મહારાજ ઉઠીને એક વખત ઝાડે જાય, ઝાડે જઈ આવ્યા પછી તેજ કપડાંઓની સાથે ઊંચાં આસન ઉપર બેસે, સેવકો તેને તેલમર્દન વગેરેની સેવા કરે. પછી એક રૂપાંની વાટકીમાં કેસર ભીજાવી રાખ્યું હોય તે લઇ આવે છે અને મહારાજના પગની નીચે એક રૂપાનો વાટકો મુકે છે. ત્યારપછી પેલાં કેસરમાં હાથી બોલી બોલીને ધોતી ઉપરણાવાળા સર્વે સેવકો તેના ઉપર લગાડે છે. તે પછી ટાઢાં ઉનાં પાણી સાથે પગ ધોઇને પેલા નીચેના વાટકામાં પાણી નાખે છે. હવે એ પાણી પવિત્ર થયું તે ભગવાનનાં ચરણનું જળ, તે ગંગાજળ માનેલું છે તેથી તથા જમનાજીને ભગવાનની સ્ત્રી માનેલી છે તેથી તે બેનાં જળથી પણ આ જળને ઉત્તમ માને છે; કેમ કે ઉપર કહેલાં ગંગા જમુનાંનાં જળમાં તો પગ દઇને નાય છે ને આ જળનો છાંટો તો પોતાની જાંગ ઉપર પણ નાખવા ન દેય ને પડે તો પાપ લાગ્યું એમ સમજે. હવે તે

જળ જે તેલવાળું હોય છે. એટલુંજ નહીં પણ કોઇ મહારાજને પંગ ઉપર કાંઈ પિત્તવિકારનો રોગ થાયલો હોય તે વાળું હોય અથવા તે ઉપર કાંઇ ઝેરી ઓસડ ચોપડેલું હોય તે વાળું હોય; તો પણ તે ભાવિક શિષ્યો જરાજરા શંકની પેઠે લઇ પી જાય છે, આંખોને લગાડે છે તથા છાતીએ અને કપાળે ચોપડે છે. વળી જેને એ જળ જડયું ન હોય તે જાણે કે હું અભાગિયા રહી ગયો કદિ તે વાટકો પડ્યો હોય તો તેમાં બીજું જરા પાણી નાખી હલાવીને પી જાય છે. ત્યારપછી મહારાજ પોતાની મરજી માફક નાહ્ય છે. નાહ્યા પછી ધોતી ઉપરણો અને કેટલાંક લુગડાં તે વૈષ્ણવ આપે છે. તેમાંથી મહારાજની ખુશી પડે તેવું એકાદ લુગડું પેહેરે છે. બાકી ઘરમાં રાખી મુકે છે. તે પછી તે ધોતી ઉપરણો કરનાર ભેટ મુકે છે. તે પોતે, સગાંવાહાલાં તથા પાડા પડોશી જેને તેડી ગયો હોય તેને બધાને પોતાની ગિરોથી પૈસા આપી ભેટ ધરાવે. વળી તેમાં જે વધારે ભાવિક હોય તેએ પોતાની ગાંઠની પણ જુદી ભેટ મુકે છે. આને ધોતી ઉપરણાની ક્રિયા કહે છે. એ પ્રમાણે કરવામાં "ટકો હિત ધર" ની વાત છે.

પૈસા ઓકાવવાનો વળી એક પ્રકાર પધરામણી પણ છે. મહારાજો શ્રીમંતો અને સાધારણ પૈસાદાર માણસોને ત્યાં હંમેશ પ્રસાદ પોંહોંચાડે અને તેનો સમાધાની નામનો માણસ રાખેલો હોય તે ધકેલા જાય અને પધરામણી કરવા કાલા વાલા કરે; વળી તે વૈષ્ણવ જ્યારે હવેલીમાં જાય ત્યારે મહારાજ તેને બીડું આપે પણ પોતે મોઢેથી કાંઈ ન કહે; પણ માણસ પાસે કેહવડાવે. એ વળી એક જાતની યુક્તિ છે. પછી ઘણો પ્રસાદ આવે, ઘણાં બીડાં જડે એટલે પછી કેહેવત પ્રમાણે થાય "ગરાજો ખાધો નીચ ઉનારે" એટલે અન્ન ખાધું હોય તે નીચું જુએ "એ કેહેવત પ્રમાણે થતાં વળી ઉપરથી પેલો સમાધાની કહે એટલે તેનું મન ભીંજાય. તેથી તે કબુલ કરે. હવે પેલો પધરાવનાર જે દહાડે મહારાજને પોતાને ઘેર પધરાવવા હોય તે દહાડે સવારના મહારાજને વિનંતી કરવા જાય કે હે કૃપાનાથ! "આજ મારે ઘેર પધારજો" તે કહેશે ઠીક; પછી પોતાને ઘેર સારાં બીછાનાં બીછાવી તે ઉપર મહારાજ સારૂં ઊંચું આસન રાખીને બનતી રૂશનાઇ અથવા લાઇટ કરે. રાતના સાત આઠ વાગે મહારાજને પધરાવવા જાય. ત્યાં હાથ જોડીને સ્તુતિ

કરે જે મહારાજ પધારો. પછી જો મહારાજ તૈયાર હોય તો ઠીક, નહિ તો થોડી વાર ખોટી થઇને પણ મહારાજને પધરાવી આવે. તે મહારાજ આવે એટલામાં તે માણસનાં સગાંવાહાલાં હેતુ પ્રીતુ વગેરે તૈયાર થઇ બેઠા હોય. સ્ત્રીઓ બધી નીચે તૈયાર ઉભેલી હોય છે. મહારાજ આવે તે ભેળી પુકાર પડે એટલે નકીબ પોકારે કે "ઘણી ખમા મહારાજાધિરાજ" તેની સાથે સહુ ઉઠીને ઉભા થાય ને ચોમેર ડોકીયાં કરે જે મહારાજ પધાર્યા! પધાર્યા! એ પછી ઓટલા ઉપર પગ મુકે કે સ્ત્રીઓ ગાવા માંડે તે આ પ્રમાણેઃ—

પેહેલું ઓટલાપર પગ મુકતાં ગાય તે.

ધોળ.

મોહન મલપતા ઘેર આવ્યારે મેં તો લૈને મોતીડે વધાવ્યારે ॥ ટેક ॥
વાહાલે મારે કરૂણાંનિ દ્રષ્ટીએ જોયુંરે બાઈ મારે એવરસુ મન મોયુરે ॥ ૧ ॥
પડયુ મારે નંદનાં કુંવર સાથે પાંનુરે હવે હું તો કેમ કરી રાખીશ છાનુરે॥ ૨ ॥
દુરીજન કેહેવું હોય તે કહેજોરે વાહાલા મારા હૃદયાકમળ વચ્ચે રેજોરે ॥ ૩ ॥
હાંરે હું તો વલ્લભ કુળની દાશીરે હાંરે વાહાલા કૃપા કરો વ્રજવાશીરે ॥ ૪ ॥

ઉપર જઇ પોતાનાં આસનપર બેસે તે વખત ગવાતાં ગીતો.

પદ ૨ જું.

અતિરે આનંદ ઘણો આવે મારે અંગે,
શ્યામ સુંદર વર બેઠા છે સંગે. ૧
મુખડું જોયા વિના પાણી ન પીઉંરે,
રસિક સુંદર વર જોઈ જોઈ જીઉંરે. ૨
મુજને ન વારીશ મારીરે માડી,
દરશન કરવાને જાઇશ દાડી. ૩
સગપણ તો સાંબળિયાનું સાચું,
બીજું સરવે દિસે છે કાચું. ૪
કહેશે તેને કેહેવારે દેશું,
આપણે સરવે સાંભળી લેશું. ૫

પદ ૩ જું.

વલ્લભ કુળ છે કામણગારા કહાન જો,
કામણિયાં કીધાંરે વ્રજની વાટ મારે લોલ ટેક.

અરજ સુણોરે આદર કરીરે, શ્રી જમુનાજીરે માંય;
વ્રેહેતણાં દુ:ખ દોહેલાં, કહોજી કેમ રેહેવાય. ૨
દૂર રહે કેમ ચાલશે રે, કહોજી ક્યાંની રે રીત;
આજ કાલનું કોઇ નહીં, છેજી પૂરવની પ્રીત. ૩
હરી હૈયામાં રાખજોરે, જે છે પુરવ સનેહ;
દયા કરો દિના નાથજી, નહિંતર તજશું આ દેહ. ૪
વૃજ માલતી વાસ માગું સદા, રે શ્રી ગોકુળ ગામ;
કાલિંદીને કાંઠડે, શ્રી ઠકરાણીરે ધામ. ૫
નેણાં ભરી ક્યારે નિરખશુંરે, શ્રી ઠકરાણીરે ઘાટ;
અંતરમાં ઇચ્છા ઘણી, જોઉં છું વૃજનીરે વાટ. ૬
અમે શું કોઇને તજથી આંરે શ્રી હલધર વીર;
ધીરજ રાખી નવ રહે; ભરી ભરી આવે છે નીર ૭
રાંક ઉપર શાંઆ રૂસણાંરે, પ્રભુ દીન દયાળ;
દાસી જાણી પોતાતણી, કરજો સેવકીની સંભાળ. ૮

ત્યારપછી જ્યારે તે આસન ઉપરથી ઉઠે છે, ત્યારે ગાવા માંડે છે કે:—

ધોળ ૮ મો.

વળી વેગે વેલા પધારજો લાલ ગોવરધન ધારીરે ટેક.
શોભા સુંદર તારી શી કહું મુખ ઉપર જાઉં બલિહારીરે; ૧
વ્રજનો જીવન મારાં વ્હાલમો કરજો અમારી સાહ્યરે. ૨
થોડામાંએ ઘણુ કરી વીનતી ચિતડામાં ધરજોરે; ૩
દીન જાણી દિનાનાથજી તાપ ત્રીવિધનાં હરજોરે. ૪

એ ગીત ગાતાં ગાતાં નીચે સૂધી જાય છે. પછી જ્યારે ગાડી અથવા વાહનમાં મહારાજ બેસે છે, ત્યારે મોટેથી પુકારીને વૈષ્ણવ સ્ત્રીઓ આ પ્રમાણે ગાય છે:—

ધોળ ૯ મો.

તેડી જાઓ તો અમારા મન ઠરે, હું તો જોઉં શ્રી ગોકુલીઆની રીતરે ટેક.
એવા નૈણે નરખું શ્રી નાથજી જો હોય પૂરવજનમની પ્રીતરે. ૧
ત્યાં તો સાત મંદીર શોભા ઘણી ભોવન ભોવન વશી વ્રજ નાથરે. ૨

વસે શ્રી વલ્લભ આચારજીનાં લાડીલા માહા મોટા મુનીવર પાસરે. ૩
અમે ખેલ કરતાં નંદનંદશું ન એણે નરખીએ નંદકીશોરરે. ૪
હું તો વહ દરશનનીં વ્યાકુલી જર જીરણ મારી દેહરે. ૫
જેણે શ્રી વલ્લભ કુલ જાણ્યા નહીં તેનો એળે ગયો અવતારરે. ૬

એવી રીતે ખુલ્લેખુલ્લા જારભાવની પ્રીતિ દરસાવનારાં પદો ગાય છે. તે છતાં કેટલાએક મૂઢ વૈષ્ણવો હજીસૂધી માની બેઠા છે કે મહારાજો અનીતિ કરતા નથી. અરે! તમારા મોં ઉપર ખુલ્લે ખુલ્લું ગાઇ દેખાડે છે જે અમારી એ લોકો સાથે આ સગાઈ છે, તે છતાં તમે માનતા નથી ત્યારે તમે તે એ વાત ક્યારે સાચી માનો!! જો પ્રત્યક્ષ દેખો તો કહો જે એ તો જીવોને મોહ પમાડે છે. ધિક્કાર છે તમારી અક્કલને!

આટલી વાર મહારાજ પધરામણીમાં આવે તેમાં એક અક્ષર પણ જો બોલે તો એમના બાપના સમ. સાક્ષાત્ પથરાનો ગુડિયા પીર બનાને બેઠા હોય તે પાછા તેમજ ચાલ્યા જાય. અસલ પધરામણીની ચાલ એ ઉપરથી નીકલી હશે કે સેવકોને કાંઈ પૂછવું હોય તો હવેલીમાં તો મહારાજને કાંઈ ફુરસદ નહીં તે સારૂ ઘેર તેડાવતા હશે, ને આદરસત્કાર કરી પોતાને જે પૂછવાનું હોય તે પૂછીને થોડી ઘણી દક્ષણા આપી વિદાય કરતા હશે; તે તો બધું રહ્યું પણ હમણાં તો "ટકોહિત ધર" ભેટ થઈ કે તરત ચાલતી પકડે છે. એ પ્રમાણે પધરામણીની બિના છે.

કેટલાએક મહારાજો વળી અભણ હોવા છતાં પોતાના મૂઢ સેવકોને રોપ દેખાડવા તરેહવાર યુક્તિઓ કરે છે. આસરે સંવત્ ૧૯૨૩ ની સાલમાં કછમાંડવીમાં એક વ્રજરતનજી કરીને નડિયાદમાં રેહેનારા મહારાજ આવ્યા હતા. તે જ્યારે ઘણા મૂઢ વૈષ્ણવો એકઠા થાય ત્યારે પોતાના સાગરીદ એવા પંડિતો સાથે સંસ્કૃતમાં ભાષણ કરે. એક દહાડો અમે તેની હવેલીમાં સાંજની વખતે ગયા તે વખતે બીજા પણ ઘણાક માણસો ઉભેલાં હતાં. ત્યારે એક જીભાઇ કરીને એજ પંથનો મંડલીસ્થ પાસે ઉભો હતો તેની સાથે મહારાજે સંસ્કૃતમાં વાતો ચલાવી, તે આપ્રમાણે મહારાજ બોલ્યા કે "જીભાયં માકારાં કિં?" ત્યારે જીભાઇ કહેજે "માકારાં ઈતિ પોલાણું" એવી એવી બે ચાર વાતો કરી. એટલે મેં તો જાણ્યું કે અહીં પોલાણુજ છે. પણ વૈષ્ણવોમાં

એની વિદ્વત્તાવિષે ખૂબ વાતો થાવા લાગી. કેટલાએક કહેજે મહારાજ ઘણા વિદ્વાન્ છે; કેટલાએક કહેજે સંસ્કૃતમાં તો વાતો કરે છે; કેટલાએક કહે એને તો ઘણાં ખરાં શાસ્ત્રો કંઠાગ્રે છે.

એવી એવી વાતો સાંભળીને અમે જાણ્યું કે વખતે કાંઇ જાણુતા હશે. ને અમારે સારી રીતે બોલવા ચાલવાનો વ્યવહાર પણ ખરો તેથી હું પરીક્ષા કરવા અર્થે બે શ્લોક લખી ગયો. તેમાં એક ભાગવતના દ્વિતીય સ્કંધનો ભીષ્મ સ્તુતિનોઃ—

त्रिभुवन कमलं तमालवर्णे । रविकर गौरवरांवरं दधाने ॥
वपुरलककुलावृताननाब्जं । विजयसखे रतिरस्तुमेनवंद्याः ॥१॥

અને બીજો એમનાજ માર્ગનાં સ્વામિન્યાષ્ટકનો—

कुतूहलाभिवेशतः प्रीयेणप्राणिकर्षणा ।
दितस्ततोविपाहितां स्वकंचुकींमतिप्रियां ॥
प्रदातुमुन्नतां गिमां सकृद्यदिस्मरस्यहं ।
तदामुदास्मिराधिके कृतार्थतां पदंगता ॥ १ ॥

પ્રથમ બીજી વાતો કરીને કહ્યું કે મહારાજ! આપની પાસે સુબોધનીજીનું પુસ્તક હોય તો સંભળાવો સુબોધની એટલે ભાગવત ઉપર વલ્લભાચાર્યે કરેલી ટીકા ) મહારાજ કહે આપણી પાસે નથી. મે પૂછ્યુ કે પુસ્તક હોય તો આપ સારી પેઠે સમજાવો ખરા? મહારાજ કહેજે હા સારી પેઠે. પછી વળી એકાદ વાત કાઢીને ઉપલા શ્લોક કાઢીને મહારાજના હાથમાં આપ્યા, અને પૂછ્યું કે મહારાજ આ શ્લોક બોલવાની કેવી ધાટી છે? અર્થાત્ તે કેવી રીતે બોલાય છે તે સમજાવો. મહારાજે કેટલીએકવાર તો વિચાર કીધો પણ છંદ બેઠો નહીં; ત્યારે પછી એક રાગમાં હાથ ઊંચો કરીને બોલ્યા કે "ત્રિભુવનકમનં તમાલ વરણંમ્" અમે કહ્યું કે "ધોળે દહાડે ધબડકંમ્" તો મહારાજે પૂછ્યું કે એમ કેમ બોલોછો? અમે કહ્યું કે એ શ્લોક કાંઇ એમ બોલાતા નથી. મહારાજે કહ્યું કે ત્યારે તમે જાણુતા હોતો બોલો ત્યારે અમે પછી બોલી દેખાડ્યા. તે ઉપલો પુસ્પીતાગ્રા છંદ છે ને બીજો નારાચ છંદ છે, તે છંદોની રીત પ્રમાણે બોલી દેખાડ્યા. તો મહારાજ કહેજે વાહવારે!

આ ઝમક તો ખૂબ મજાની છે ત્યારે હું પૂરણરીતે સમજ્યો કે અહીં તો પોલાણુજ છે. પછી મેં પૂછ્યું કે મહારાજ એનો અર્થ શું છે તે જરા કેહેશો, તો ઘડીવાર વિચારીને કહ્યું કે કાંઇક ભગવાન્ ઉપર છે. મેં કહ્યું કે એ તો નાનાં છોકરાં પણ સમજે. પછી હું ઉઠીને ચાલતો થયો ને મહારાજ પોતાનાં કામમાં વળગ્યા.

એ પ્રમાણે સાફ મૂઢ જેવા અને કાંઈ ભાગવત્ જેવા શ્લોક બોલી ન જાણે તેને પણ મૂંગા માણસો વિદ્વાન્ અને ઈશ્વરરૂપ માને એથી બીજો વધુ અંધકાર કયો હશે?

વલ્લભ વંશી મહા પ્રભુજી મહારાજોને ઘણી વખત પૈસાનો કાંઈ ખરચ આવી પડે છે અથવા કોઇપણ રીતની નાણાંની તંગી પડે છે ત્યારે તેઓ ગામે ગામ ફરવા નીકલી પડે છે; કચ્છ હાલાર, મુંબઈ, મલબાર ગુજરાત, કાઠિયાવાડ,અને સિંધ વગેરે દેશાવરોમાં ફરેછે. ત્યાં પ્રત્યેક ગામમાં પધરામણી કરાવવા તજવીજો કરવામાં આવે છે. તરેહવાર ખરડા કરીને લોકો પાસેથી નાણાં ઓકાવવા માંડે છે. મોટા મોટા વૈષ્ણવોને બીડા–પ્રસાદ આપી, ખુશામદ કરીને તેઓને હાથમાં રાખે છે. પછી તે લોકો બીજા નાના નાના માણસોને પધરામણી, ચરણ ધરાવવા, અને ખરડામાં ભરવા ફરજ પાડે છે. એ પ્રમાણે અનેક તરેહથી નાણાં હરે છે. વળી ખાનગીમાં સ્ત્રીઓ પાસેથી પણ લે છે. એ બાબત વૈષ્ણવ સેવકોને પૂછવામાં આવે કે મહારાજ પરદેશમાં શું કરવા જાય છે? ઉત્તર મળશે કે પોતાની કેટલીક દૈવી સૃષ્ટિ પરદેશમાં હોય તેનો ઉદ્ધાર કરવા. તેમ તે તે વૈષ્ણવ મૂંગાઓને પૂછો, તો પણ કહે જે અહા! અમારા શ્રી મહા પ્રભુજીનાં બાળકો કેવા દયાળુ છે કે ક્યાં ક્યાં આવીને અમારી શુદ્ધિ લઈ અમને દરશન આપે છે ને અમારો ઉદ્ધાર કરે છે. પરંતુ બિચારા ભોળા સમજતા નથી કે એ તો પંચોપાખ્યાનમાં બગલાએ જેમ માછલાંઓનો ઉદ્ધાર કરયો હતો તેમ છે, તે આમ કે:—

એક બગલો બુઢ્ઢો થયો, તેનામાં માછલાં પકડવાની શક્તિ નહીં, તેથી એક તળાવ ઉપર ગયો. તે કીનારા ઉપર તપસીનો વેશ લઇને બેઠો. ધીરે ધીરે માછલાં પાસે જાવા લાગ્યાં તો પણ તે કાંઇ હાલે ચાલે નહીં. થોડીક વારે માછલાંએ પૂછ્યું મામા આજ ઉદાસ કેમ છો? તે કહે હું શાસ્ત્ર ભણ્યો

છું, તેથી મેં હિંસા કરવી તો મૂકી દીધી છે. માટે તમને અડકતો નથી, પણ ઉદાસ એટલા માટે છું કે તમારા દેશમાં દુકાળ પડ્યો છે તેથી આ તળાવ ઉનાળામાં સૂકાઈ જશે ને તમે બધા મરી જશો. તમારો જીવ બચે એવો ઉપાય થાય તો હું બહુ રાજી થાઉં. શાસ્ત્રમાં લખ્યું છે કે પરોપકાર તથા જીવ બચાવવામાં બહુ પુન્ય છે. ત્યારે મા મા! અમારો જીવ બચવાનો ઉપાય શો? તમારો જીવ બચાવવાનો ઉપાય તો મારી પાસે આ છે. અહીંથી ચાર પાંચ ગાઉ ઉપર એક સરોવર છે, જેમાં અખૂટ પાણી છે, તેમાં તમને પોંહોંચાડી આવું તો તમારો જીવ બચે? પણ તમે મારો વિશ્વાસ ન કરો તેથી હું બહુ ઉદાસ છું, આવાં તેનાં સાધુત્વથી ભોળવાઇ કહ્યું કે અમને પોંહોંચાડો. તે કહે હું બુઢ્ઢો છઊં તેથી દરરોજ ત્રણ ચાર પોંચશે. પછી તે લઇ જવા લાગ્યો, અને થોડેક છેટે જઈ એક શિલા ઉપર માછલાંને નાખ્યા ખાઇ ગયો. આમ જ્યારે જ્યારે ભૂખ લાગે ત્યારે જતો ને કહે તો કે "પેલાને ત્યાં મૂકી આવ્યો " વળી બીજા આવે તેને પણ એમજ લઇ જઇ ખાઇ જતો. થોડા દહાડા પછી એક કાચબાએ વિચાર્યું કે આમાં કાંઈ તરકટ તો નહીં હોય? પછી પોતે જવા તૈયાર થયો. બગલાને કાચબાએ કહ્યું કે આજ તો હું આવું છું. તે કહે ઠીક છે. પછી પોતાની પીઠ ઉપર બેસાડ્યો. કાચબાએ તો છેટેથી માછલાંના હાડકાંના ઢગ શિલા આગળ જોતાંજ કાચબાએ પૂછ્યું કે મામા આ શું છે? બગલો કહે એ તો માછલાંનાં હાડકાં છે. તું પણ પરમેશ્વરને સંભારજે તારા હાલ પણ એજ છે. કાચબો કહે એમ કે? પછી પીઠ ઉપર તો બેઠોજ હતો એટલે લાગ જોઈ ગરદનમાં બચકું ભરી કાચબાએ બગલાના બે કટકા કરી નાખ્યા. તેથી બગલો પ્રાણમુક્ત થઇ ગયો. આમ આ આપણા શ્રી મહા પ્રભુજી પૂર્ણ પુરૂશોત્તમજીના બાળકોનો કેમ નહી હોય? ઉદ્ધાર કરવાનો પ્રકાર પણ બગલા જેવો, પરંતુ અફસોસ! ઘણાં વરસો થયા છતાં કોઇ કાચબો મળ્યો નથી!

વળી હાલના ઘણાં ખરા મહારાજો પોતપોતામાં કોરટ વગેરેમાં લડીને સેવકો પાસેથી લીધેલો પૈસો નાશ કરે છે, શ્રીનાથજીમાં થઈ ગયલા ટીકાતે ગોકુળવાળાં ચદ્રાવળી વહુજી ઉપર ફરીઆદ કરી, તેમાં છેક વીલાયત સૂધી લડ્યા ને લાખો રૂપીઆ ખરચ થઇ ગયો. અમદાવાદવાળા એક બીજા મહારાજ

સાથે ઘણા દહાડા લડ્યા હતા. માંડવીમાં એક મણીલાલ મહારાજ ઉપર તેના છોકરાના છોકરાએ ફરીઆદ કરેલી. પાનાલાલ તથા છોટાજીની વહુજી લડી મૂઆં. મુંબઇમાં પણ જીવણજીને તથા ગોપકેશજીને મારામારી ચાલેલી; યદુનાથજી વગેરે ચીમનજીની તરફ થવાથી જીવણજીએ તેઓની સાથે સારી પેઠે ટંટો ચલાવી સાંભળ્યા પ્રમાણે એક બીજાથી વેહેવાર બંધ કરીને તડાં કરી બેઠા હતા એક વ્રજપાલજીના છોકરા વ્રજનાથજી ઉપર હમણા થોડા વરશ ઉપર તેની બેહેને કોરટમાં ફરિયાદી કરી હતી. આમ ઘણા ખરા લડી મરવામાં પોતાનો વખત કાઢી નાખે છે. હવે એ બાબત ભાવિક વૈષ્ણવો પોતાના મનમાં સમજે છે તથા કોઇ પૂછે તેને કહે છે કે એતો જીવોને મોહ પમાડવા સારૂ લડે છે. કાં કે આમ તો જીવો પરમેશ્વર જાણીને એમને બાઝી પડે. તે સારૂ એ જીવો જેવી ક્રીડા કરે એટલે કોઈ જીવ ઓળખે નહીં કે એ કેવાં સ્વરૂપ અને કોણ છે? પણ એમના દૈવી જીવો છે તેઓએ એમાં ભિન્ન ભાવ તથા અભેદ બુદ્ધિ રાખવી. નહીં તો ગોલોક દૂર્લભ થઇ પડે છે.

મહારાજો જેમ પોતાના સેવકોને મરજાદ લેવાનું શીખવે છે, તેમાં પોતે કાંઇપણ કરતા નથી, એટલુંજ નહીં, પણ પોતાના રસોઈયા હોય છે તેઓને પણ તે વાતની જરૂર રેહેતી નથી. એમના મુખીયાને ભીતરીયા ન્યાતમાં જમવા જાય છે અને તેના હાથની રસોઇ હવેલીમાં મરજાદી ખાય છે. એ કેવું ને કેટલું અજાયબ જેવું છે. મુખીઆ ને ભીતરીઆઓ હવેલીમાં ગમે તેવા મરજાદીને ખવાડે, તો તે લોકો ખાય પણ એનાં ઘરમાં જો કદી તેજ માણસ કાંઈ રાંધે તો હલકામાં હલકો મરજાદી હોય તેપણ કદી ખાય નહીં. વળી કદી મહારાજ હુકમ આપે જે અમુકના હાથનું ખાજો, તો તે ખુશીથી ખાય છે. આ કેવી બેહુદી વાત છે! કે તેજ માણસના હાથનું એક જગામાં ખાવું ને બીજી જગામાં ન ખાવું! એનો ઉત્તર યુક્તિ કે પ્રમાણપૂર્વક તો દેવાય નહીં ત્યારે કહેશે કે "બડે કહે સો કીજીયે, કરે સો કરિયે નાંહી" આવી દેખીતી બેવકુફી ભરેલી વાતોમાં વૈષ્ણવોને કાંઇ પ્રશ્ન મનમાં ઉઠતો નથી એ કેવી બુદ્ધિ?

કેટલાએક મહારાજો છપ્પન ભોગ નામના ધન ધુતવાના ઢોંગને નામે ધન ધૂતી લે છે! કોઇ એમ સમઝે કે એતો ઠાકોરજીને લાડ લડાવે છે. જો

ઠાકોરજીને લાડ લડાવવાં હોય, તે કોઇ ઘરના ખૂણામાં એથી પણ વધારે લાડ લડાવે તો કોણ ના પાડે છે? પણ ઠાકોરજીનો ભાવ એ લોકોને ક્યાં છે? અહીં તો કેવળ ટકા લેવા છે, જો એમ ન હોય તો દેશ દેશાવર કાગળો શું કરવા લખે કે અહીં છપ્પન ભોગ છે માટે તમે આવજો. કોઇ વૈષ્ણવ એમ ધારે કે એ તો વૈષ્ણવો ઉપર અનુગ્રહ કરીને તેઓને દર્શન કરાવવા તેડે છે! પણ જો તે વૈષ્ણવોને ઠાકોરજીના દર્શન કરાવવાં હોય તો તે તો જાથુક બિરાજેલા હોય છે. વળી જો માલ મૂળ મીઠાઇ વગેરેનાં દર્શન કરાવવાં હોય તો તે દર્શન તો કંદોઇને હાટે પણ થાય છે! પણ અહીં દરશણ કરવા કે કરાવવાની વાતજ ક્યાં છે? અહિં તો મેળો જમાવીને અનેક તરેહના ખરડા કરવા ભેટો લેવી લાગા બેસાડવા અને પ્રસાદ વગેરે વેચી પૈસા એકઠા કરવાનોજ હેતુ છે!! એ પણ તમારા ઉપર અનુગ્રહ હશે નહીં?

મહારાજોને પરણવાની પીડા અસલથીજ ચાલી આવે છે. તેઓમાં થોડા ઘણા ભટડા મળ્યા છે. તે શિવાય તેમની કોઇ મોટી જાતિ નથી. હવે ભટડાઓની છોકરી મામાની દીકરી હોય તેને પરણી લેવામાં કશો દોષ સમજવામાં આવતો નથી, પરંતુ તેવી પણ કોઇ બકાત ન હોય ત્યારે તો પછી તેલંગ દેશમાં જાય છે. ત્યાંથી સારી પેઠે પૈસા આપીને છોકરી વેચાતી લઇ આવેછે અને પછી કોઇ બીજા ગામમાં જઈ પરણી લે છે. કોઇ કોઇ મહારાજ તે દેશમાં જવા અશક્ત હોય તો કોઇ માણસને મોકલે છે અથવા કાગળપત્રોથી કામ લે છે. તેમ થવાથી કોઈ વખત દગો પણ થાય છે. અમારા જાણ્યામાં આવ્યું છે કે, એક મુંબઈમાં થોડા વરસ ઉપર ગોકુળ ઓછવજી મહારાજને આ કરવાની ગરજ પડી. તેથી જીવણજીની સલાહથી એક ભટાને મોકલ્યો. પછી તે ભટો ભૂલથી [illegible] ત્યાંથી એક મોચણની છોકરી લઇ આવ્યો. તો બધી પરણવાની [illegible] ચાલી. ભાંજખડે [illegible] મંડપ વગેરે બંધાયા, પરણવાના ત્રણ ચાર દિવસ બાકી હતા એટલામાં ગોકુળ ઓછવજીને કોઇએ આ ચેતાવ્યું, આથી લગનમાં વિઘન આવી પડ્યું રૂપિયા પણ દશ બાર હજાર તે લોકોએ ઠગી લીધેલા તેણે જીવણજી મહારાજને ધમકી આપી સમન કઢાવવા તૈયારી કરી. પણ જીવણજીએ કાંઇક આપીને તેની સાથે પતાવી નાખ્યું. એવીજ રીતે વ્રજરતનજી મહારાજ સાથે પણ થયેલું, તેની ખબર પણ એમજ થોડા મુ-

દત રેહેતાં પડી. તે મહારાજ પૈસા ગમાવી બેસી રહ્યા. એ પછી વ્રજરત્નજી મહારાજે વિવાહ કરયો, તેના ખરચનો વેરો ગામના વૈષ્ણવો ઉપર નાખ્યો હતો. તેના કમકમાટ ભરેલા હેવાલ મુંબઈસમાચાર વગેરે પત્રોમાં છપાયા હતા. એવી રીતે કમકમાટ ઉપજાવનારા કર ઘણે ઠેકાણે મહારાજો વૈષ્ણવો ઉપર નાખે છે. તે ન્યાતના શેઠીયાઓની બીકે ગરીબ માણસો બિચારા મૂંગે મોઢે સહ્યા જાય છે. એ પ્રમાણે બીજે પણ ઘણે ઠેકાણે વિહાહની બાબતમાં ધન ધૂતી લેવાય છે.

## મહારાજોની દરરોજની ક્રીડા.

મહારાજો સવારના પોહોરમાં ચાર પાંચ વાગે ઉઠે છે. પણ શીયાળામાં ત્રણેક વાગે ઉઠતા હશે. હવે ઉઠી બેસે તે વખતે કેટલીએક સ્ત્રીઓને દર્શન કરવાનો નિયમ હોય છે. તેઓ એવી રાતની વખતે જુવાન છતાં, એકલીજ, ગામનો ઘણોક ભાગ વટાવીને ત્યાં આવે છે. વળી કેટલીએક સ્ત્રીઓને વખતે ટીલીનો નિયમ હોય છે. ( ટીલી એટલે મહારાજના કપાલમાં જરા ચાંદલો કાઢવો ) અને તેની સારી રીતે ભેટ મૂકવી પડે છે. તે વખતે સ્ત્રીપુરૂષો સારી રીતે દર્શન કરીને મહારાજના ચરણ સ્પર્શ કરે છે. એ દર્શનને ફલાણા મહારાજનાં જાગવાનાં દર્શન થાય છે કરીને કહે છે. તે સંડાસમાં જાય છે. ત્યારે વૈષ્ણવો કહે કે મહારાજ છીવે પધાર્યા છે. ( એ લોકો ગોસાંઇના બાળક તેથી એ શબ્દ વપરાય છે ! )

ખરચુ જાય એટલામાં બાહાર ઘણા વૈષ્ણવો દર્શનના તરસ્યા થઇ એકઠા થાય છે. તે સંડાસમાંથી બહાર નીકળે કે લોકો દર્શન કરવા માંડે ને હાથ ધોઇ ઉભા રહ્યા કે વળી ચરણસ્પર્શ કરવા માંડે છે. તે પછી મહારાજ દાતણ કરે છે. દાતણ કરતાં દાતણની ચીરો જે થાય છે તે ભેટ મૂકનાર [illegible] જેમાં એવી આશા હોય કે આ સારી સેવકી છે તે[illegible]ને તે આપે છે! જેને મળે તે વૈષ્ણવ પોતાનાં ઘરમાં કોઈ પવિત્ર જગામાં રાખે છે. પછી નાહી ધોઇને તેને આંખ કપાળ, માથાં વગેરેને લગાડે છે. એ દર્શનના વખતને છીવેનાં દર્શન થયાં એમ કહે છે.

હવે મહારાજ નાહાવા માંડે છે, તેને નાહાવાનાં દર્શન કહે છે. કોઇ કોઇ તો નાહાવામાં ઘણો વખત કાઢે છે. અગાઉ એક કાશીવાળા રણછોડજી

મહારાજ હતા તે આસરે ૧૦૦ ઘડા પાણી એ નહાતા હતા. વળી નહાતાં નહાંતાં પોતીયું ઊંચું કરીને બધા વૈષ્ણવોના દેખતાં પિશાબ કરતા હતા એમ સાંભળ્યું છે. નાહીને ધોતીયું પેહેરવાનું હોય તે હાથમાં લેતા પછી તેને કંમરે વીટાળીને નીચેથી ફાલિયું કાઢી લેતા. એમ પણ કેહવાય છે એટલે તે આખા નાગા દેખાતા. તે પોતાનો નીચેનો બધો ભાગ લુવાઇ રહે ત્યાં સૂધી સાફ નાગા દેખાવ દેતા હતા. એવી વખતે સ્ત્રી વૈષ્ણવો હોય તે કહેશે કે કેવી અલૌકિક ઝાંખી દઈને "વાહાલો" સુખ દે છે. જ્યારે માંડવીમાં એક વખત એ મહારાજ તળાવડી ઉપર રહેલા ત્યાં દર્શન કરવા અમે ગયા હતા. આ વખતે અમે પૂર્ણ વૈષ્ણવ હતા. એક વખતે મહારાજ ધોતીયું પેટ ઉપર વીટાળી નાગા થયા. મારી સાથે મારા બે ત્રણ મિત્રો હતા તેઓને બહુજ હસવું આવ્યું તેથી તેઓ બાહાર નાશી ગયા, અને ત્યાં જઇ ખૂબ હસ્યા ને અમે તો ત્યાં ઉભા હતા. એ વખતે કેટલીએક ભાવિક સેવકીઓ બોલી કે "વાહવારે વ્હાલો કેવાં સુખ દેખાડે છે?" ત્યારે એક મોઢ વાણિયાણી બોલી કે, "રાંડો! નાગા થયા એમાં શું સુખ દેખાડયું?" એમ કહી ચાલતી થઇ. તેને બીજી વૈષ્ણવસ્ત્રીઓએ હસી કાઢીને કહ્યું કે એ બિચારી એ વાતમાં શું સમજે? એ તો આસુરી જીવ છે "એવી સમજણ વૈષ્ણવોમાં છે. નાહીને મહારાજ પોતાને ઠેકાણેથી ખસ્યા કે તેનું પોતીયું કોઈ ભાવિક સેવક ઉપાડી લે છે. તેવું જોઇ ઘણાક ભાવકી સેવકો તેનું પાણી લેવા દોડે છે તે પોતિયાં ઉપર ઘણા તૂટી પડે છે. તે એક માણુસ નીચોવે છે ને બીજા લોકો પોતાની હથેળીમાં ખોબો કરી ઝીલી લે છે. તે પાણી તે લોકો ઘણા ભાવથી પી જાય છે. અરેરે! કેટલો અંધકાર કે નીચમાં નીચ અને અપવિત્રમાં અપવિત્ર જગા ઉપર જે પોતીયું પેહેરેલું તેનું પાણી મોંમાં નાખી પી જવું!!! એ લોકોની બુદ્ધિ તે શું જાણિયે કે કેવી હશે?!

નાહી રહી મહારાજ તિલક કરવા બેસે છે, ત્યાં લોકોને કહે છે જે મહારાજ સંધ્યા વંદન કરે છે, અને વૈષ્ણવો એક બીજાને કહે છે કે અમુક મહારાજના તિલકનાં દર્શન થાય છે. એ વખતે તેઓ સંધ્યાવંદન વગેરે કરે છે, કેટલાએક લોકો આવે જાય છે, તેની સાથે સારી રીતે વાતો કરે છે. સ્ત્રીઓ દર્શન કરવા આવે છે તેને કેટલાક આંખોથી ઇશારતો કરે છે. એ કર્યા પછી

તેઓ ઠાકોર મંદિરમાં પેસે છે. ત્યાં કાંઈ કરવાનું હોય તો કરે છે. એ વખતે કોઇક દહાડે બ્રહ્મ સંબંધ લેવા પણ કેટલાએક આવે છે. તેઓને ઉપર વૈષ્ણવોની બાબતમાં લખ્યા મુજબ બ્રહ્મ સંબંધ અથવા સમર્પણ આપે છે.

સંધ્યાવંદન કરી રહ્યા પછી જે પાણી વધે છે તે કોઇ માણસ આજારી હોય તેનો રોગ મટવા સારૂં પીવા આપે છે, ઘણા વૈષ્ણવો એને પ્રસાદી, ચમત્કારી તથા આશિર્વાદનું પાણી સમજે છે. હવે વિષ્ણુએ ચાણાક્ય રાજાને બોધ કરેલો છે તેમાં કહ્યું છે કે:—

**पादशेषं पीतशेषं । संध्याशेषं तथैवच ॥**
**श्वानमूत्र समंतोयं । पीत्वा चांद्रायणं चरेत् ॥ १ ॥**

અર્થ—પગ ધોતાં વધેલું પાણી. પીતાં વધેલું પાણી. અને તેમજ સંધ્યા કરતાં વધેલુ પાણું એ ત્રણે પાણી કૂતરાનાં મૂતર જેવાં છે. તે જે કોઈ પીએ તેણે ચાંદ્રાયણવ્રત કરવું, ખરૂં છે જૂઓ. પગ ધોતાં વધેલાં પાણીમાં પગમાંથી ધોતાં ઉડતી ધૂળ, ખરાબ ગંધવાળી ચીજ હોય તેનાં પરમાણું અથવા પગરખાંવાળો પગ હોય તેની દુર્ગંધ, વધેલાં પાણીમાં આવે તે સારૂં ન પાવું. પીતાં વધેલાં પાણીમાં કોઈનાં મોંમાં રોગ હોય અથવા દુર્ગંધ મારતું હોય તો તે આવે, સંધ્યાનું પાણી ઘડી ઘડી ચુંથાયલું હોય તે ખરેખર કૂતરાંના મૂતર જેવું. થયું. પણ અરે! આતો તેથી પણ નીચ નાહેલું જે પગનું ધોયલું મેલું પાણી. ઓગાર ખાઈને આપવો એ પીધેલા જેવું; ને સંધ્યાનું હાથ વગેરેના મેલ ચડેલું તે પાણી પણ નીચ થયું. તેવાં દુષ્ટ, અપવિત્ર અને ભ્રષ્ટ થાય એવાં પાણી શિષ્યોને પાય છે. ભલા કદી શિષ્યો તો બિચારા અજાણપણે પાયે છે, પણ આ લોકો તેઓને જાણી જોઇ તથા શાસ્ત્રમાં શું લખ્યું છે તે સમજવા છતાં પાય છે. અરે! ભોળા વૈષ્ણવો! કૂતરાનાં મૂતરથી પણ નીચું અને પોતીયાંનું પાણી કે જે કૂતરાંની વિષ્ટા જેવું હોય છે તે તમને પાય છે, તો એ લોકો તો જાણી જોઇને તમને ભ્રષ્ટ કરે છે. કારણ કે તમે ભ્રષ્ટ થઈ જાઓ તો ફરી એ લોકો સામું મોં ઉચું કરી ન શકે. પણ તમને એવી બેવકુફી કેમ સૂઝી છે કે સમઝયા વગર ન કરવાનાં કામ કર્યા જાઓ છો.

એ પછી મહારાજ રાજભોગ વગેરેની આરતી કરવા ઉઠે છે ત્યાં મંદિરમાં આરતી કરી કેટલીએકવાર ઉભા રહે છે. તે વખત જે બરાબર ચિકિત્સા જોશે તેને ખબર પડશે કે તેઓમાનાં કેટલાકની દૃષ્ટિ મૂર્ત્તિ વિગેરેની સામી નહીં પણ દર્શન કરવા આવનારી તરૂણ સ્ત્રીઓમાં લાગી હોય છે. સાક્ષાત્ કામદેવના છોકરા ન જોયા હોય તો તેવા મહારાજોને જોઈ લેજો. મંદિરમાં જેને ભગવાન્ માને તેની સામાં ઉભાં ઉભાં પણ એઓની દૃષ્ટિ કામદેવની સેના તરફ દોડે. એ ઠાકોરજીની આરતી થઇ કે ભોજનની તૈયારી થાય છે. પછી તેઓ ભોજન કરે છે. ભોજન કરે તે ખાનગી જગામાં કરે છે. તે વખતે કોઈ સેવકને જોવા દે નહીં. કદી કોઇ જોઈ જાય તો તે પાતળ છુવાઇ જાય છે. જમી ઉઠયા પછી બીડી આરોગી ખાનગી ઓરડામાં જાય છે. જે પાતળ ઉપર જમ્યા હોય તેમાં વધેલું એઠું લેવા ભાવિક સેવકો ઉભા હોય છે. જેમ કોઈને ત્યાં જમણવાર હોય ને તેઓની શેરી બાહાર ઢેડ, મેઘવાર, માહાડ, વાઘરી વગેરે લોકો એઠી પતરાવળીઓ લેવા ઉભેલા હોય છે તેવો દેખાવ થાય છે. પછી થોડી થોડી કણિકા મળે છે તે સેવકો રાંકની પેઠે તરત પોતાના મોંમાં મૂકે છે. અને બહુ ખુશીની સાથે જાણે છે કે આજે આપણાં બહુ ભાગ્ય ઉદય થયાં. હવે મનુમાં જૂઓ. એવિષે સાફ લખ્યું છે કે,

नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा ।
नचैवात्यशनं कुर्यान्नचोच्छिष्टः क्वचिद् व्रजेत् ॥

એવું છતાં એ લોકો જાણી જોઇને સેવકોને એઠું ખવાડે છે. મતલબ કે સેવકો સારી રીતે વટલ્યા હોય તો પછી અમે અમારે મોઢે કહિયે કે અમે પતિત છીએ તોપણ તેઓ અમારો ત્યાગ ન કરી શકે. કેમકે તેઓ ઘણી વાર ભ્રષ્ટ થઈ ચૂકેલાં હોય તેથી તેઓ જાણે કે જો ત્યાગ કરશું તો ઊલટી રેવડી થશે ને કોઇ સારૂં માણસ સાંભળશે તો કહેશે કે પતિતથી પણ નીચ એવા તમે છો. તે સારૂં કાંઇ બોલે નહીં. પણ ઉલટા બીજાને ફસાવવા અથવા પોતાનો પંથ વધારવા તજવીજ કરે. તેઓ સ્મૃતિ વગેરેની પણ કાંઇ દરકાર કરતા નથી. પણ બિચારા અભણ સેવકો તેવું કરી ખરેખર નર્કના અધિકારી થાય છે એટલુંજ નહીં પણ નકટાના પંથ જેવું થઇ પડ્યું છે.

એક લુચ્ચો માણુસ સરકારી ગુનામાં આવ્યો તેથી તેનું નાક કાપી નાખવામાં આવ્યું, તે નાક વગરનો થયાથી પોતાનું ગામ મૂકી બીજે ગામ ગયો ત્યાં એક ઢોંગ લઇ બેઠો કે હું પરમેશ્વરનાં સાક્ષાત્ દર્શન કરાવું છું. કોઈ કરવાને તૈયાર થાય એટલે તેની પાસેથી કાંઈ ભેટ મૂકાવે અને કહે કે તારૂં નાક કપાવી નાખે તો દેખાય. ઈશ્વરના સાક્ષાત્ દર્શણની લાલચે તે બિચારો ભોળવાઇને નાક કપાવી નાખે. નકટો ગુરૂ તેના કાનમાં મંત્રોપદેશ કરે જે "ભગવાન્ તો સ્વમામાં દેખાશે પણ હવે તું કોઇને કહીશ જે દેખાતો નથી તો તું નકટો કેહેવાશે ને તારી ફજેતી થશે. માટે નાચ! કૂદ! અને કહે જે, પરમેશ્વરનાં દર્શન થાય છે" આ સાંભળી તે નાચવા મંડે ને આનંદમાં જાણે આવ્યો હોય એવો તાલ કરે; એવી રીતે કરવાથી ઘણા લોકો નકટા થયા. પહેલો નકટો આ પંથનો ગુરૂ થયો. તેઓને ઉપજ પણ સારી થવા લાગી ને અજાનીઓમાં આબરૂ પણ વધી. એમ કરતાં કરતાં એક ગામનો રાજા નકટો થાવા તૈયાર થયો. તેણે આ ગુરૂ મહારાજને વિનંતી કરી કે મને પરમેશ્વરનાં દર્શન કરાવો. રાજાએ પરમેશ્વરના દર્શણ કરવા નાક કપાવા સારૂં એક દહાડો નીમ્યો. આ રાજાનો એક જૂનો અને બુઢ્ઢો પ્રધાનજ ઘણો ડાહ્યો અને વિચારવાન્ હતો, તેણે એ વાત સાંભળી. તે વિચાર કરવા લાગ્યો કે નાક કાપે ઇશ્વરનાં દર્શન થતાં હોય તો અસલ ઘણા નકટા થઈ ગયા છે, તેઓને થાત માટે આમાં કાંઈ ઠગાઇ છે. પછી તે પ્રધાન રાજાપાસે ગયો અને પૂછ્યું કે સાહેબ! મેં આ વાત સાંભળી તેનું કેમ? રાજાએ કહ્યું કે, હા ખરી વાત છે. પ્રધાન કહે સાહેબ, એ વાત ઉપર ભૂલશો માં એમાં ઠગાઈ છે. એમ કહી દુનિયાની કેટલીએક રીત સમજાવી; તો પણ રાજાને એ વાતપર વિશ્વાસ આવ્યો નહીં, ત્યારે પ્રધાને રાજાને કહ્યું કે મહારાજ! તમે નાક કપાવો તે પેહેલાં એકવાર આપણે ખાત્રી કરીએ, એ જુઓ. હું તો હવે બુઢ્ઢો થયો ને તમારૂં નીમક પણ ઘણું ખાધું છે, માટે હું પેહેલાં નાક કપાવું છું. જો મને દર્શન થાય તો તમે પણ કપાવજો; ને ન થાય તો દુષ્ટને દંડ દેજો. પછી પેલો ઠેરવેલો રોજ આવ્યો. આ સમયે બુઢ્ઢો પ્રધાન પણ હાજર, હતો. તે બધાઓની અગાડી થઇ નકટા ગુરૂ આગળ નાક કપાવવા બેઠો! નકટા ગુરૂએ હજામને હુકમ કર્યો કે તેણે તરત નાક કાપી નાખ્યું. પ્રધાન બોલ્યો જે મને

તો કાંઇ દેખાતું નથી ! નકટો કહે જે હું ગુરૂમંત્ર કાનમાં દઊં તે પછી દેખાશે ! પછી નકટા ગુરૂએ બીજાઓની માફક એને પણ કાનમાં બોધ દીધો. પ્રધાને રાજાને કહ્યું કે સાહેબ આ તો કહે છે કે "નહીં દેખાય તો પણ કહે કે દેખાય; નહીં તો રાજા કપાવશે નહીં." તે સાંભળતાંજ રાજાને રીશ ચઢી એટલે સિપાઇઓને હુકમ કર્યો કે એને બાંધી મારો. ખૂબ માર પડવા માંડ્યો એટલે નકટો બૂમો પાડવા મંડી ગયો, ને રાજાને કાલાવાલા કરી કેહેવા લાગ્યો કે મને છોડાવો. રાજાએ કહ્યું કે એ વાત બધી વિસ્તારપૂર્વક મને કહે તો છોડું. પછી લાચારીએ તેણે બધી ખરેખરી હકીકત કહી સંભળાવી. તે સાંભળી રાજા પ્રધાન ઉપર ખુશ થયો. તેનો મોટો ઉપકાર માન્યો ને તેને મલમપટા કરી ઘેર મોકલ્યો. પછી પેલા નકટાને દેહાંતદંડની શિક્ષા કરીને તેના શિષ્યો પણ એ નકટાનો પંથ વધારતા અટકે તે સારૂ દેશોદેશ થાલી પીટાવી કે એ નકટાઓ આવે પ્રકારે ઠગાઇ કરી લોકોને નકટા કરે છે.

એપ્રમાણે થવાથી હજારો માણસો નકટાં થતાં બચ્યાં એજપ્રમાણે બિચારા કેટલાક વૈષ્ણવો પણ ઢેડ વાઘરી જેવા કામ કરી નીચ બને છે, એ નકટાઓ કરતાં પણ ખરાબ છે. વળી નકટાઓ તો સમજીને કરતા હતા, ને જાણી જોઇને લોકોને ફસાવતા હતા ને આ તો અણસમજ્યા કૂદી પડે છે. હવે ઇશ્વરને એ પ્રાર્થના છે કે ઉપર કહેલા પરોપકારી પ્રધાન જેવો કોઇ મહાત્મા પુરૂષ પૃથ્વી ઉપર પેદા કરે કે જેથી હજારો માણસ શરમ ભરેલી જીંદગી ભોગવતાં અટકે.

મધ્યાન કાળે મહારાજાઓ થોડીવાર ઉંઘે છે. તે પછી જાગીને ત્યાં ખાનગી ઓરડામાં જઇ બેસે છે. ત્યાં ઘણા ખરાઓ પારે કામદેવની સેનાનું લશ્કર આવવા માંડે છે. એ વખત એવો હોય છે કે વૈષ્ણવો ઘણા ખરા પોતાના ધંધા ઉપર જાય છે. પણ વૈષ્ણવની સ્રીઓ હવેલીમાં જાય તેમાં કાંઇ વૈષ્ણવો એમ જાણતા નથી. તેથી સ્રીઓ નિર્ભયપણે મહારાજની હવેલીમાં જાય છે, એ વખતે મૂર્તિઓનો કાંઇ પણ દર્શન થતાં નથી, તેથી કોઇ વૈષ્ણવ હવેલીમાં જતો નથી. પછી સ્રીઓ નિઃશંકપણે તે વખતે હવેલીમાં અને એવા મહારાજના ખાનગી ઓરડામાં પ્રીતિથી પ્રવેશ કરી પાપી કામો કરવા પ્રવૃત્ત થાય છે.

એ ઠેકાણે ઘણાં નિર્લજ્જ કામો થાય છે, કે જે જાહેરમાં બોલવાં અથવા લખવાં એ શરમ જેવી વાત ગણાય. પરંતુ જ્યાં કોઇનું વર્ણન લખવા બેઠા ત્યાં શરમ રાખિયે તો ખરૂં રૂપ તેનું દેખાય નહીં. તે સારૂ સદ્‌ગૃહસ્થો પાસેથી ક્ષમા માગી એવાઓની લીલા થોડીક વર્ણવિયે છિયે.

હવે ત્યાં આવનારી ધર્મભ્રષ્ટ સ્ત્રીઓમાં કેટલીએક આરોગાવવા આવે છે! તેઓ સાકર, દૂધ અથવા બરફી પેંડા જેવી દૂધની સામગ્રી જોડે લેતી આવે છે! પછી તે વસ્તુ અથવા વસ્તુઓ પોતાને હાથે મહારાજને આરોગાવે છે, કંઇક ભેટ મૂકે છે! અને હાસ્યવિનોદ કરીનેજ વિદાય થાય છે! આમ કરનારને ભેટ થોડા મૂકવી પડે છે એટલે ૧-૨ રૂપીયા સુધી હોય તો ચાલે! કેટલીએક રસીક રાસક્રીડા કરવાની ઇચ્છાવાળી હોય છે તેમાં જેની શક્તિ થોડી એટલે બે ત્રણ રૂપીયા ધરવાની હોય તેને નગ્ન કરીને ફક્ત છેટેથીજ ભ્રષ્ટ મહારાજ જોય! તેથી કાંઇ વધારે ભેટ મૂકે તેને નાગી કરી આલિંગન કરે! તેથી કંઈક વધારે ભેટ મૂકનારી હોય તેને નગ્ન કરી આલિંગન તથા ચુંબન કરે! તેથી કાંઇક વધારે ભેટ મૂકે તેને નગ્ન, આલિંગન, ચુંબન તથા કુચમર્દન કરે! એથી વધારે ભેટ મૂકનારની સાથે ઉપલી ક્રીડાઓ કરતાં કિંચિત રાસક્રીડા કરે અને તેથી પણ વધારે જે મનમાનતી ભેટ મૂકે તેની સાથે સંપૂર્ણ રાસક્રીડા કરે છે! તેમાં પણ જેવી સ્ત્રી હોય તે પ્રમાણે ભેટ લેવાની ચાલ છે! એવી લોકવાયકા છે. એટલે જો મહારાજ શ્રીને પોતાને મનપસંદની સ્ત્રી હોય તો કાંઇક થોડી ભેટ પણ ચાલે, ને તેમ ન હોય તો મનમાનતી ભેટ મૂકાવે! કોઇ ડોસીને ધર્મ ભોળાપણાથી એ વાતની ઇચ્છા થાય તો તેની પાસેથી શેંકડો રૂપીયા લે છે! ઇત્યાદિ ઈત્યાદિ રીતે નીચ કર્મો એ સમયમાં કેટલાક વ્યભિચારી ધર્મ ભ્રષ્ટ મહારાજો કરતા હોય એવું સંભળાય છે તેની આપણામાં નીતિ જાળવવા ખાતર સુજ્ઞ વાંચનારાઓને તપાસ કરવા પ્રયત્ન કરવો, કરીએ છીએ કે જેથી ખરૂં ખોટું જણાઈ આવે.

આહા! મૂર્ખ અને અજ્ઞાન પશુ જેવા કેટલાક વૈષ્ણવોમાં કેટલું અંધેર, કેટલી બેવકુફી અને કેટલું હીજડાપણું કે આવી રીતે પોતાની બેન દીકરી વગેરેનાં હાલહવાલ થતાં કોઇને પણ રીશ ચઢતી નથી. અરે! એવાઓને તો પોતાથી જેટલું બને એટલું શાસન કરવું અને કરાવવું જોઇએ. તેમાંનું કંઈ નહીં. માત્ર રીશ પણ ચઢતી નથી. અરે! રીશ પણ બળી પણ તે દુહો

ઉપર અભાવ પણ આવતો નથી. એટલુંજ નહીં પણ તેવા દુષ્ટોને પરમેશ્વર તરીકે માને છે. કેટલો બુદ્ધિમાં બગાડો !? અફ્સોસ ! અફ્સોસ ! અરે ! પણ વળી એક બીજી વાત છે. કોઇ એમ જાણે કે તેઓને ખબર નહીં હોય તો તેમ નથી. આપણા જેવો કોઇ કેહેવાને જાય તો તે લોકો કહે જે બાયડીઓ જાય છે કાં? તે લોકો કાંઇ તેડવા આવે છે? તો અરે બેવકુફો કોની બાયડીઓ જાય છે તમારી કે બીજાની? વળી તે લોકોએ પોતાની વ્યભિચારી ભાવથી ભક્તિ કરવા શીખવ્યું છે એટલુંજ નહીં. વળી કેટલાએક કુટણી રાંડો પોતાના તાબામાં રાખેલી હોય છે, તેમની મારફતે ભાવ લગડાવી બોલાવી લે છે. વળી ત્યાં પોતે પણ તરેહવાર બોધ આપે છે. ત્યારે શું એવી એવી રીતે જાળો નાંખી મૂકી છે તે બોલાવતા નથી એમ થયું કે? એ ઉપરાંત પણ પારધી જાળ નાંખી માછલાં પકડે છે તે શું દોષવાન નથી થતો? તો તે પ્રમાણે એઓજ દુષ્ટ કામ કરે છે તથા કરાવે છે ને કરવાનો બોધ દે છે. માટે પશુ જેવા સવાલ શું કરવા ઉત્પન્ન કરો છો ને હીજડા કેમ બનો છો? વળી સમજું વૈષ્ણવ ભાઇઓ કહો કે તમારી પાસે તમારી દીકરીઓ આવીને તેને તમે બાઝી પડો તો શું એમ કહેશો જે એ અમારી પાસે આવી શું કરવા?

ભાઇઓ હજી પણ એ કરતાં વધારે એ માંહેના કેટલા કોના અઘોર કર્મો છે. તે એ કે પોતે વ્યભિચારાદિ કર્મ કરી વૈષ્ણવના સ્ત્રીઓ અથવા પોતાનાં સેવકીઓને બગાડે છે. એટલુંજ નહીં પણ વળી તેઓને છિનાળ બનાવવાનો બોધ કરે છે. તે એવી રીતે કે તે સ્ત્રીઓ કેટલાક મહારાજને પૈસા આપે છે તે વખત મહારાજ પૂછેછે કે "યહ પૈસા તું કહાંસે લાઇ? ત્યારે તે સ્ત્રી કહે કે મારા ધણી વગેરે પાસેથી મળેલા છે. તો કહેશે કે "યામેં તેરો પુન કહા ભયો? હવે તે જંગલી શું સમજે કે મારૂં પુન્ય તે શું ને બીજાનું શું? ને આ તે હું પુન્ય કરૂંછું કે પાપ કરૂંછું? એવાં વળી મહારાજ તો તેના મનથી પરમેશ્વર એટલે પૂછે કે મહારાજ ત્યારે હું કેમ કરૂં? પછી મહારાજ કહેશે કે "તેરી કમાણી કરકર લે આવે તો તેરો પુન હોય" પછી કોઇ ભોળી હોય તો કહેશે કે મહારાજ ઠીક ત્યારે હું સુતર કાંતી અથવા ભરત ભરીને મારી કમાણીના પૈસા લઇ આવીશ, તો તેઓ કહેછે કે એમ નહીં બાહારથી છિનાળું કરીને ઝાઝા પૈસા લઇ આવ તો તને ઝાઝું પુણ્ય થશે; એવા બોધ કરે છે એમ સંભળાય છે.

ઇત્યાદિ વિદ્યા શીખવે. તેથી તે ભોળી અને નિર્દોષ અબળાઓ દુષ્ટ કર્મમાં પ્રવૃત્ત થાય છે; અને ત્યાંથી પૈસા લઈ આવી એવા મહારાજને ભેટ મૂકીને ત્યાંપણ દુષ્ટ કર્મમાં વાપરે છે. એવી રીતે અનેક તરેહની અનીતિઓ સ્ત્રીઓને શીખવે છે. હવે એમ કરવાનો મતલબ તો પાધરીજ દેખાય છે કે ધણી અથવા બીજો કાઇ તો થોડા પૈસા આપે; વળી તેનો ઘણીવાર હીસાબ પણ પૂછે એમ થાય તો આ લોકોને પૈસો થોડો મળે. જો દુષ્ટ કામમાં પ્રવૃત્ત થાય તો પૈસો પણ સારીપેઠે મળે અને હિસાબ પણ કોઈ પૂછે નહીં. એવાં કારણોથી કેટલાક વૈષ્ણવ લોકોમાં એટલું બધું છિનાળું વધી ગયું છે, કે ઘણેક ઠેકાણે વેશ્યાઓને હઠાવે એવું કામ થઈ ગયલું છે. એનો દાખલો ઘણીક જગાઓમાં પ્રસિદ્ધપણે દેખાય છે. વરસમાં ઘણાએક છિનાળાંના કેસ બને છે. હવે કેટલાંક વૈષ્ણવોમાં છિનાળું પેસતાં તે તે સ્ત્રીઓને લગતી બીજી ન્યાતિની સ્ત્રીઓ ઓળખપાળખવાળી હોય તેપણ બિગડે. એમ થવાથી એ કામ જ્યાં હોય છે ત્યાં અત્યંત છિનાળું વ્યાપી ગયું છે. ને એ મહારાજરૂપી અનીતિવર્ધક રોગ લાગેલો છે.

એ પ્રમાણે જ્યાં મહારાજ હોય ત્યાં એક એક મહારાજપાસે ઘણી સ્ત્રીઓ એવે વખતે એકઠી થાય છે. ને મહારાજની પોતાની ઇચ્છા પૂર્ણ થાય એટલો વ્યભિચાર કરવાનું સાધન મળે છે. એટલું છતાં કેટલાએક ધરાતા નથી તેઓ વળી વેશ્યાઓ રાખે છે. તે તે રાંડોને ઘેર જાય છે, અથવા પોતાનાં મકાનમાં બીજે વખત બોલાવે છે. મુંબઇ જેવાં શેહેરમાં છેટે છેટે બંગલાઓ રાખી તેમાં તેવી તેવી વેશ્યાઓને રાખે છે. અગાઉ એક મુંબઇમાં મહારાજ હતો તે કાળકા દેવીને રસ્તે રેહેનાર એક વેશ્યાનાં ઘરમાં ગયા હતા. પછી તે વેશ્યાને આશ્રય આપનાર એક વાણિયો હતો તેને ખબર પડતાં એક દહાડો લાગ જોઇને ગયો. પછી મહારાજ પલંગની નીચે છૂપેલા હતા, તેને મજકુર વાણિયાએ ખૂબ ખાસડેથી પીટયા. ત્યાંથી મહારાજ માર ખાઈને નાહાશી છૂટયા. વળી મજકુર મહારાજ પાછા એક દહાડો મહાલક્ષ્મીમાં એક બંગાલામાં વેશ્યાને ત્યાં ગયા. ત્યાં એક ખોજો વેપારી તે રાંડનાં ઘરમાં મળ્યો. તેણે મહારાજને પાંચ સાત તમાચા ખેંચી કાઢયા. તેથી માર ખાઈ ચાલી નીકળ્યા. હાલ થોડી મુદતપર એક વ્રજનાથજી નામના મહારાજ મુંબઈમાં એક રાંડને ત્યાં ત્રણ દહાડાસૂધી રહી આવ્યા હતા

તે આર્યમિત્ર વગેરે પત્રોમાં છપાયું હતું. એવા અનેક દાખલા બન્યા છે. તે-માંના માત્ર બેજ નમુના સારૂ લખ્યા છે.

એ રીતે મહારાજો પ્રસિદ્ધપણે વ્યભિચાર કરે છે એ વાત જગત્‌માં જાણીતી છે. વળી લાંઇબલકેસની વખતે ખુલ્લું પ્રસિદ્ધ થયલું છે. એટલું છતાં કેટલાએક પોતાના આત્મામાં પણ અંધકાર જોનારા, હૃદયાંધ, હૈયાફૂટા અને મંદમતિ વૈષ્ણવો એમ કહે છે કે મહારાજો વ્યભિચાર કરતાજ નથી. એ વાતજ ખોટી છે. એવા અધારીઆ વૈષ્ણવોને ઉપર લખેલી વાતો વખતે ન રૂચે તો તેવાને ખુદ પુષ્ટી માર્ગનાં પુસ્તક જોવાનું કહિયે છીએ. પુષ્ટિ માર્ગનાં ઘણાં પુસ્તકોમાં લખ્યું છે કે ગુસાંઇજીના ભાઇ પરદેશ જતા હતા, તેજ વખતે ગુસાંઇજીને કહ્યું કે તમારો છોકરો એકાદ અમારી સાથે આપો. ત્યારે ગુસાંઇજીએ સાતે છોકરાને પૂછયું તો સાતે જણાએ ના કહી. તેથી તેણે શાપ દીધો કે તમને ચાર જાતનાં દુઃખ થશે. તેમાં એક એકે "તમે વ્યભિચારી થશો" બીજું એ કે "તમે કરજદાર રેહેશો" ત્રીજું એ કે "તમને પરદેશ રખડવું પડશે" ને ચોથું એ કે "તમારી છોકરીઓને તમારે પાળવી પડશે." હવે એમ લખવાનું તેનું કારણ લુચ્ચાઇ ભરેલું છે, તે એ કે એ લોકોએ તો મૂળ મંડાણથીજ એ દુષ્ટ રિવાજ રાખેલો છે. પણ તે વખતે ઘણો ખાનગી હશે તેથી જાણ્યું કે આગળ જતાં જાહેર પડશે તો તેને થીંગળું દેવું.જોઇયે તે સારૂં આ થીંગળું દીધું છે જે અમને શાપ જડ્યો છે. એ થીંગળાંથી સાફ જણાય છે કે તે લોકો સારી પેઠે વ્યભિચારી અગાઉથી ચાલ્યા આવે છે. બીજું કરજનું કહ્યું તે પણ ખરચ મોટા રહેલા, ને ઉપજ થોડી થશે તો તેમ રેહેશે. વળી પરદેશ રખડવા વગર ખરચ પૂરો પડશે નહીં એ તો પાધરૂંજ હતું અને છોકરીઓનો તો ભટડાઓ સાથે બંદોબસ્ત એટલે એ વાત પણ લખવી જોઇએ. એ અજ્ઞાનોને ઝટ સમજાય માટે શાપના આકારમાં બધું દેખડાવ્યું છે. હવે નહીં માનનારા વૈષ્ણવભાઇઓ તમે બીજી વાતો ગમે તેમ માનો પણ તે લોકો દરેક જણ વ્યભિચારી છે એમ તો એના શાપ ઉપરથી જાણી શકશો. તે છતાં પણ તમે ન જાણો તો ગોપીનાથજી ખોટા કે પુષ્ટિ માર્ગનાં પોથાં ખોટાં કે તમે ખોટા તેનું તોલ તમારે જોઇએ તેમ કરજો.

એ પછી સુમારે ત્રણ ચાર વાગે મહારાજો દીવાન ખાનામાં બેસે છે, ત્યાં વૈષ્ણવો દર્શન કરવા આવે છે તથા સ્ત્રીઓ પણ ધુમ ધોકાર આવ્યાં કરે છે; તેઓ દર્શન તથા ચરણ સ્પર્શ કરે છે. વળી અહીં બેઠાં બેઠાં પણ કોઇ સ્ત્રી સારી આવે છે ને તેના ઉપર મન દોડે છે તો તે જ્યારે ચરણ સ્પર્શ કરે છે ત્યારે કેટલાએક તેનો હાથ દાબે છે એટલે તે સ્ત્રી જાણેછે કે મહારાજ મારા ઉપર આશક થયા છે. વળી તે સમજી ન શકે તો કોઇ સાથે હોય તેની પાસે વાત કરે કે મહારાજે આમ કર્યું તો પછી તે સમજાવે. હવે મહારાજે એમ જેને કર્યું તે મહારાજની દાસીને મળે છે, પછી મહારાજને એકાંતમાં કેમ મળવું તેનો બંદોબસ્ત કરીને મહારાજને ખાનગીમાં મળે છે. સાંજની વખતે મહારાજો ઘણા ખરા ખૂબ ભાંગના લોટા ચઢાવે છે. કેટલાએક બીજી કેફ કરે છે. કેટલાએક તરેહવાર ઔષધીઓ ખાય છે. તે શિવાય પણ જેમ બને તેમ વધારે વિષય ભોગવાય એવા ઉપચાર કરે છે. મહારાજોને આખો દહાડો ઉદ્યમ એજ કે વધારે વિષય કેમ ભોગવાય, સ્ત્રીઓને કેમ ઠગાય અને વૈષ્ણવો કેમ દબાયા રહે તેની તજવીજ કરવી. સાંજની વખતે સારી રીતે કેફ કરીને ઘણા ખરા ચકચૂર થઇ બેઠા રહે છે. તે પછી વળી ઝાડે જંગલ વગેરે જવું હોયતો જાય. નહીં તો મૂર્ત્તિનાં ઉત્થાપન ભોગ વગેરેનાં દર્શન થાય તે વખતે મંદિરમાં જાય છે. ત્યાં શ્રી ઠાકોરજીને પંખા વગેરે કરે છે, આરતી ઉતારે છે ને વળી પાછા બાહાર આવી બેસી જાય છે. તે છેક શયન આરતીનાં દર્શન થાય ત્યાં સુધી એ પ્રમાણે કરે છે ને પછી રાતના આરોગીને સુઇ જાય છે.

કેટલાએક મહારાજો વાડી બંગલાઓમાં સ્ત્રીઓને લઇ ફરવા જાય છે. ત્યારે ત્યાં પછી તરેહવાર રીતે તે સ્ત્રીઓ સાથે રાસક્રીડા કરે છે. વળી ત્યાં તેઓ પાસેથી પૈસાની રકમો કઢાવે છે. એ બાબતના દાખલા લાઇબલકેસની વખતે ઘણા અપાયલા છે. તેમ હાલ પણ કેટલાએક મહારાજો ફરસુદની વખતે માટુંગે, નાયગામ, પરેલ વગેરે જગાઓમાં ઉપર કહ્યા પ્રમાણે વાડીએ ફરવા જાય છે એ વાત ઘણાઓ જાણે છે.

કેટલાએક વળી બેવકુફ અથવા બે દરકાર મહારાજો હોય છે. તે ભાવિક સેવકો પાસેથી ભેટ લેવાનું ઠરાવી તેને રાસક્રીડાનાં દર્શન કરાવે છે. તેમાં પણ

જેવી ભેટ તેવાં દર્શન થાય થોડી ભેટ હોય તો ફકત બીજી સ્ત્રી તથા મહારાજ કોટી કરી એક આસન ઉપર બેઠાં હોય તેવાં દર્શન થાય. વધુ આપતા જાય તેમ વધારે નિર્લજ્જ રીતનાં દર્શન કરાવે, ને સારી પેઠે ભેટ મૂકે તો તે સ્ત્રી સાથે વ્યભિચાર કરતા હોય તેનાં દર્શન કરાવે. ઇત્યાદિ ઇત્યાદિ રીતે કેટલાંક નીતિથી ભ્રષ્ટ અત્યંત નિર્લાજ્જરાપણું વાપરે છે.

મહારાજો પરદેશ જાય છે ત્યારે લોકો તેઓને વળાવવા જાય છે. પછી તે ગામ બાહાર થોડા ઘણા દિવસ રહે છે. ત્યાં પછી સેવકો વિદાય કરવા જાય છે, ત્યાં નાનાપ્રકારની ભેટો મૂકે છે. કેટલાએક લુચ્ચા હોય છે તે વધારે ભેટો મૂકાવે છે. મેં રણછોડજી મહારાજને માંડવીથી જતાં જોયા હતા તે એ પ્રમાણે જોરજૂલમથી ભેટ મૂકાવતા હતા. તે કોઇને મોહોડે કહેવાડી મૂકાવતા. કોઇ તેમ ન આપે તો કોઈપણ પ્રકારની ધમકી આપતા. તે છતાં પણ કોઇ ન મૂકે તો તેને શાપ દેતા કે, “તેરા ધણી મરેગો અથવા પુત્ર મરેગો” એમ કેહે એટલે તે ગરીબને મૂકયા વગર છૂટકો નહીં. કાંકે તે જાણે જે એ કહેશે તો મરીજ જશે, પછી તે ભેટ મૂકે તે લેતા. હો એ ભેટને માટે ધમકી સ્ત્રીઓને અપાતી અને ભેટ સોનાની એક કોરી આશરે સાત રૂપીયા મૂકાવતા તે ન મૂકે તો ઉપર લખેલો રોબ કરતા. વળી કેટલાએક ભાવિક સેવક અને સેવકીઓ મહારાજના ચાલવાટાણે ચરણ લૂગડાં ઉપર છપાવી લે. એક લૂગડું જેની ઉપર બે પગ બરોબર ઉઠે એવો લઈને મહારાજના પગ આગળ રાખે. તે પાપી મહારાજ પોતાના પગ કંકુમાં બોળીને તેના ઉપર મૂકે. પછી તે લૂગડાંમાં મહારાજના પગ ઉઠી આવે એવાં ઘણાંક લૂગડાં તૈયાર કરીને સેવકોને આપે છે અને તેઓ પાસેથી ભેટ લેછે. પછી તે લૂગડાં સેવકો પોતાનાં તિલક કરવાના પવિત્ર ગાંસડામાં રાખે છે. તે તિલક વગેરે કરવા ટાણે તેને પગે લાગે છે; તથા માથું, આંખો, હ્રદય વગેરેને લગાડે છે. પછી મહારાજ જાણે કે હવે ઘણો પૈસો આવતો નથી ત્યારે ત્યાંથી કૂચ કરે છે. પછી તેને વળાવવા કેટલાએક સેવક અને કેટલીએક સેવકીઓ સાથે જાય છે. તે કોઇ બે ગાઉ, કોઈ ચાર ગાઉ, કોઈ આઠ ગાઉ ને કોઈ વીસ ગાઉ, સૂધી પણ જાય છે.

વળી કોઈ મહારાજો કોઈ ગામમાં આવનાર હોય છે તેને વૈષ્ણવો સામૈયું કરે છે. તે પણ આશરે વધુમાં વધુ ૨૦–૨૫ ગાઉ સૂધી માણસો જાય

છે. તેમાં પણ સ્ત્રીઓ જાય છે. તે જ્યાં જ્યાં જેને મહારાજ મળે ત્યાં ત્યાં તે સેવકો અત્યંત ભાવથી તેને ડંડવત્ પ્રણામ કરે છે, અને પોતાથી બનતી ગુંજાસપ્રમાણે ભેટ મૂકે છે. એને શ્રીફલ ભેટ કહે છે. તે મહારાજ ગામમાં પોતાનાં મકાનમાં જઈ બેસે છે ત્યાં સૂધી પણ શ્રીફલ ભેટો આવ્યાં કરે છે. તે જેટલી સેવકાઓ હોય એટલી બધી ધરે છે ને સેવકોમાં જે ભાવિક હોય તે મૂકે છે. અલબત શેંકડે ૨૫ ટકા તો નહીં મૂકતા હોય.

એ પ્રમાણે હાલના ઘણા ખરા મહારાજો અનેક તરેહની અનીતિ કરવામાં, લુચ્ચાઈ કરવામાં, હરેક પ્રકારે વૈષ્ણવોપાસેથી પૈસો મેળવવાના વિચારમાં પોતાનો વખત કાઢે છે. અને કેટલોએક વખત ઠાકોર સેવામાં પણ કાઢે છે. ઠાકોર સેવા લોકોને દેખાડવા કરે છે; પણ તે લોકોને એ વાતનો ભાવ કેટલો હોય છે તેની તપાસ કોઈ દર્શનની વખતે કરશે તો જણાશે. એવે વખતે મહારાજની દૃષ્ટી ઉપર લખ્યા મુજબ સ્ત્રીઓ તરફ સારી રીતે હોય છે. વળી ડોળઉત્સવ જેવા તેહેવારોમાં રંગની પીચકારીઓ સ્ત્રીઓનાં સ્તન વગેરેમાં તાકી તાકી નાખે છે. તથા રંગ ગુલાલ વગેરે કેમ ઉડાવે છે તેની તલાસ કરે તો તરત જણાઈ આવે કે તેઓની સેવા પ્રકરણમાં કેટલી પ્રીતિ છે.

એવી રીતના બધા પંથો કરતાં લુચ્ચાઈ ભરેલી વર્ત્તણુક વાળામાં એઓ ખપે છે કેમકે બીજા કેટલાએક લુચ્ચાઈ ભરેલા નીચ પંથો છે, પણ તેમાંના આચાર્યોને કાંતો શિષ્યોની રીતે વરતવું પડે છે; કાંતો બાયડીઓ પરણ્યાવગર પોતાની જીંદગી કાઢે છે. પરંતુ આ તો તેવી તરેહનું પણ દુઃખ પામતા નથી. પોતે ગમે તેમ વરતે તેનું કોઇ પૂછે નહીં. ઘણા શિષ્યો ગધેડાની માફક તેઓના ગુલામ થઈ રહે છે. પોતે ધરમ કરમની ક્રિયા કરે નહીં અથવા ગમે તેવા કેરી વગેરે રહે તેનું કાંઇ નહીં ને શિષ્યો તે વિષે વાત કરે જે મહારાજો આમ કેમ કરે છો? તો પણ તેને સમજાવ્યાને બદલે શાસન કરવા ધારણા રાખે છે. એવા શિષ્યોને ખાડામાં ઉતારનાર નીચ માણસો, મહાપાપી, વિષયલંપટ, પોતાની બેન દીકરી જેવી સગાઇવાળી સેવકી સાથે વ્યભિચાર કરનારા અને માણસોમાં પણ જે અધમ અને નીચ તેવાઓને ભોળા વૈષ્ણવો પૂર્ણ પુરૂષોત્તમ કરી માને છે; અને ખરેખરા ભગવાન્ એ છે ને જરૂર અમારો ઉદ્ધાર કરશે એમ સમજી બેઠા છે. એનાથી બીજું શું અફસોસકારક કારણ હોય? અરે! ભોળા વૈ-

ભ્રુવો! તમે એટલો તો વિચાર કરો કે પરમેશ્વર શી ચીજ છે? તે કેવો સર્વ શક્તિમાન્ છે, એક ક્ષણમાં બ્રહ્માંડ રચે અને ક્ષણમાં લય કરે. ત્યારે આ તમારા ચામડીઆ દેવને એક મૂવાળો તોડીને તો કહો કે આ ઉગાડી આપ. કાં શું તેઓ ઉગાડી શકશે? કદી નહીં. વળી તમે તેઓને કૃષ્ણનો અવતાર માનો છો, ત્યારે જે આધારથી કૃષ્ણાવતાર તમે જાણો છો તેમાં લખ્યું છે કે કૃષ્ણભગવાને હજારો ગોપ અને વાછર્ડા ઇન્દ્ર હરી જવા વખતે પેદા કર્યાં હતાં. ત્યારે આ તમારા અનીતિના સાગર કૃષ્ણ અવતારનું ડોળ ઘાલનાર કેટલાક મહારાજોને એક મચ્છરજ પેદા કરવાનું કહો કે તેઓ કરી શકે છે? એટલુંજ નહીં પણ તેઓમાંના અડધા તો પુત્રવગરના અવગતિયા થઇને નરે છે. ત્યારે તેનો તો વિચાર કરો. વળી શ્રી કૃષ્ણે દાવાનલપાન કર્યું એમ લખ્યું છે, તો એમનાં મોઢામાં થોડાક ધગધગતા અંગારા તો નાખી જૂઓ. વળી શ્રી કૃષ્ણે કાળીનાગને નાથ્યો એમ લખ્યું છે, તો એમના મોં આગળ એક કાન ખજુરો કે વીછું ફક્ત પકડવા મૂકો તો દશ ગજ દૂર નાશશે. વળી શ્રી કૃષ્ણે ગિરિરાજ જેવો પર્વત ધારણ કર્યો હતો એમ લખ્યું છે તો આ મિથ્યા વાસુદેવોને એક બે મણનો પથરો તો માથે રાખી જૂઓ કે તેઓ તરત જમીનદોસ્ત થઇ જશે. અગાઉ કલકત્તામાં એક રાધાવલ્લભીવાળા ધર્મગુરૂની એવી લીલાથી દુર્દશા થઈ હતી. (આ મહારાજ લોકોએ જે પંથની નકલ કરી પોતાનો પંથ ચલાવ્યો છે તે રાધાવલ્લભી પંથ) તેમાંની થોડી હકીકત તમને સમજાવવી જોઇયે.

મજકુર રાધાવલ્લભી પંથના ધર્મગુરૂઓ પણ બંગાળા તરફ મહારાજો જેવો ડોળ લઇ ફર્યાં કરે છે. તેઓ પણ આ લોકોની પેઠે ઘણી અનીતિઓ કરે છે. તે માંહેલો કોઇ અગાઉ કલકત્તામાં આવેલો હતો. તે એક સદ્‌ગૃહસ્થ તથા ભાવિક બાબુનાં ઘરમાં ઉતર્યા હતા. તે બાબુના ઘરના પુરૂષો ખાઇ પી ધંધાઉપર જાય ત્યારે આ ગુરૂમહારાજ તેના ઘરની તેમજ કોઇ બીજી સ્ત્રીઓ આવે તેમની સાથે અનેક પ્રકારની કૃષ્ણલીલા કરતો. એમ કરતાં કેટલાએક દહાડા નીકળી ગયા. પછી એક દહાડો બનાવ એવો બન્યો કે એ બાબુનો છોકરો વરસ ૨૦-૨૨ નો હતો અને તે કાલેજમાં ભણવા જતો તથા કેળવણી પામેલો તેથી સુધરેલા વિચારનો તો ખરોજ, હવે કાલે-

જમાં વાર્ષિક પરીક્ષા હોવાથી એક દહાડો આ છોકરાને ઘેર આવવાનું વેહેલું થયું. તે ઘર આગળ આવ્યો તો છેક બાહારની ડેઢી બંધ હતી. એણે પોતાના સિપાઈને હાંક મારી કે ખીડકી ખોલ. તેણે અંદરથી ખોલી. પછી આ છોકરાએ પૂછ્યું કે આ ટાણે બારણું બંધ કેમ કર્યાં છે? સિપાઈ કહે મને અંદરથી હુકમ થયો છે. છોકરાએ પૂછ્યું કે અંદર કોણ છે? સિપાઈએ કહ્યું કે કેટલાંએક બૈરાં તથા ગુરૂમહારાજ છે. એ વાત સાંભળતાં છોકરાને શક પડ્યો. સિપાઇને કહ્યું કે, કમાડ બંધ કર, ને તું અહીં બેસ. કોઈને ઉઘાડી આપીશ માં ને હું ઘરમાંથી હાક મારૂં ત્યારે અંદર આવજે. એમ કહી ઘરમાં આસ્તે આસ્તે ચઢી ગયો. ઉપર જાય તો પોતાના ઓરડામાં માત્ર પોતાની સ્ત્રી હતી બાકી કોઇ ઘરમાં ન મળે. સ્ત્રીને પૂછ્યું કે બધાં ક્યાં ગયાં? સ્ત્રી કહે જે નીચે ગુરૂમહારાજ પાસે ગયાં છે. આણે પૂછ્યું કે તું કેમ ન ગઇ? તે કહે મને તેની વર્ત્તણુક પસંદ નથી. આણે કહ્યું કે તને મૂકીને તેઓ કેમ ગઇ? તેણે કહ્યું કે મને સમજાવી ખરી તોપણ હું ગઇ નહીં. ત્યારે તેણે પૂછ્યું કે નીચે શું કરતાં હશે? આણે થોડી સંક્ષેપમાં વાત કહી એટલે આને અત્યંત રીશ ચઢી. પછી નીચે ગયો. આગળ પાછળ જોયું તો બગીચામાં ગરબડ મચી રહી હતી. આ તો બગીચાનાં બારણાં આગળ જઇ એકદમ જલદીથી ઉઘાડી અંદર ગયો ને તુરત સિપાઇને હાક મારી. આ અંદર જઈને જુવે છે તો ગુરૂમહારાજ બગીચામાં એક ઝાડ ઉપર બધી સ્ત્રીઓનાં વસ્ત્રોનો ગાંસડો બાંધી ચઢ્યા હતા ને સ્ત્રીઓ બધી નીચે નાગી ઉભી સ્તુતિઓ કરી રહી હતી. આવો દાઠ જોતાં એને બહુ ક્રોધ ચઢ્યો. હવે ત્યાં શું થયું કે આ બગીચામાં પેઠો કે તેણે વસ્ત્રો ઝટ નીચે નાખી દીધાં ને સ્ત્રીઓ પોત પોતાનાં વસ્ત્રો જેમ હાથમાં આવ્યાં તેમ શરીર ઉપર જેમ તેમ વીટાળી બધી નાશી ગઇ. પછી ગુરૂ મહારાજ પણ આસ્તે આસ્તે નીચે ઉતર્યા. એટલામાં આ છોકરો પાસે જઈ પ્હોંચ્યો. અને પેલો સિપાઇ આવીને બગીચામાં હાજર થયો. એણે સિપાઇને કહ્યું કે બગીચાનું બારણું બંધ કર. પછી ગુરૂ મહારાજ પાસે જઈને ધીરજથી તેની સાથે વાત કરવા લાગો. પૂછ્યું કે "ગુરૂ મહારાજ એ ક્યા કરતે હો" ગુરૂ મહારાજે રોપ દેખાડી દબાવવાની, યુક્તિથી કહ્યું કે "તું બડા બેઅદબ હૈ ક્યોં કી તું હુકમ શિવાય ભીતર આયા ઔર પૂછતાહૈ ક્ને ક્યા કરતેહો" પણ તેણે

જાણ્યું નહીં કે સમજેલા માણુસો કાંઇ મારા રોપમાં લેવાશે ? વળી છોકરાએ કહ્યું કે "મેં પૂછતાહું ઉસકા ઉત્તર દોગે તો અચ્છા હૈ" તેણે કહ્યું "ઉસમેં કયા પૂછતા હૈ હમ ચીરહરણકી લીલા કરતેથે" એણે પૂછ્યું કે "આપકો યહ લીલા કરનેકા કહાંસે અધિકાર મિલા? તો કહ્યુ કે "તું તો બડા મૂરખ દીખતા હૈ; કયોં કી હમ કૃષ્ણકા અવતાર હૈં ઔર યહ લુગાઇ સબ ગોપીકાકા અવતાર હૈં; તો હમ કૃષ્ણકી લીલા ક્યોં ન કરેંગે?" તેણે પૂછ્યું કે "આપ કૃષ્ણકે અવતારહો? આ કહે "હજી તું અંધેરેમેં ડોલતાહૈ કયા? આણે કહ્યું કે "ઓ ખબર મેરેકું નહીંથી" અબી જો આપ કૃષ્ણકે અવતારહો તો ગોવર્ધન ધારનકી લીલા જો કૃષ્ણને કીહેં સો હમકો કરકે બતાઓ. એમ કહી થોડે છેટે એક શિલા અઢળતાં બે ત્રણ મણની પડી હતી તે દેખાડી. તો ગુરૂમહારાજ કહે કે "હમ કીસકે કહનેસે કયા લીલા કરતેહૈં? ઓ તો હમારી ઇચ્છામેં આવેસો લીલા હમ કરેં." ત્યારે આણે કહ્યું કે "મહારાજ ઓ લીલા આપકો કરની પડેગી; ઔર ન કરોગે તો હમ જબરદસ્તીસે કરવાવેંગે." આ જવાબ સાંભળી ગુરૂ ગભરાણા. ગાભરા તો પેહેલાંજ થઇ ગયા હતા. પણ વળી રોપ કરી જોયો તે રોપ ન ચાલ્યો એટલે ગુરૂમહારાજ એકાએક ગભરાઈ ગયા. પછી છોકરાએ સિપાઈને હુકમ કર્યો કે ગુરૂમહારાજને નીચે સૂવાડ. તેણે તેને નીચે સૂવાડ્યો. પછી પોતે છાતી ઉપર બેઠો ને સિપાઇને કહ્યું કે આ પથરાની શિલા લાવ એટલે ગુરૂમહારાજને ગોવર્ધન ધારણ કરાવિયે. તે લઇ આવ્યો. અણે કહ્યું કે મૂક એની છાતી પર. પછી સિપાઈએ નાખ્યો. હવે ગુરૂમહારાજ ગાભરા બન્યા તેમાં અડધો શ્વાસ નીકળી ગયો હતો. તે ઉપર વળી પથરો પડ્યો એટલે રામ શરણ થઇ ગયા. જરા વાર રહીને સીપાઇને કહે હવે પથરો ઉપાડી લે. ગુરૂમહારાજને આપણે શિક્ષા કરી. એમના મનમાં કાંઈ એવી ધારણા નહીં જે મારી નાખવો તેમ હમણા સૂધી પણ તેઓએ જાણ્યું નોહોતું જે ગુરૂ "રામ બોલો ભાઈ રામ" થઈ ગયા છે. પણ પથરો ઉપાડ્યો કે ગુરૂજી પણ પથરા જેવા નિર્જીવ થયલા દેખાયા. હવે આ મરી ગયો એવું જાણીને છોકરો જરા ગભરાયો. પણ પાછું તરત વિચાર્યું જે થયું તે થયું. હવે કાંઈક રસ્તો કરવો. પછી સિપાઇને કહ્યું કે કોઇ આગળ આ વાત કરીશ નહીં. નહીં તો બેઉ મરશું. એમ કહી

પોતાનો એક દોસ્તદાર ડાક્ટર હતો તે ઉપર ચીઠી લખી આપી. તેમાં લખી મોકલ્યું જે લાખ કામ મૂકી તાબડતોબ અહીં આવવું. હવે ડાક્ટર આવે એટલામાં ગુરૂનાં માણસો ( જેઓને ગુરૂ ક્રીડા કરતી વખતે બહાર મોકલતો ) તેઓ આવી પહોંચ્યાં. આણે તે વખતે પણ સમયસૂચકતા વાપરીને તે બે ત્રણ જણ હતા તેઓને કહ્યું કે ગુરૂમહારાજને કાલેરા લાગુ પડ્યો છે. હાલ બગીચામાં ઝાડે ફરવા ગયા છે. માટે તમે બધા જલદી જાઓ ને ઓશડ લઇ આવો. પછી એકાદાને ગાઉ દોઢ ગાઉ ઉપર દવાખાનામાં દવા લેવા મોકલ્યો. ને એક બેને તેટલેજ છેટે કોઈ ડાક્ટરને ત્યાં મોકલ્યા. તેઓ તો તરત દોડ્યા.

આ લોકો ગયા કે પેલો ડાક્ટર આવી પોહોંચ્યો. તેને આ છોકરાએ થએલી હકીકત બધી સમજાવી. ડાક્ટરે કહ્યું કામ તો ખોટું થયું છે પણ હવે ફિકર નહીં. આણે કહ્યું કે અણજાણપણે થયું છે. પછી ડાક્ટરે કાગળ કલમ મંગાવીને એક સરટીફિકેટ લખી આપ્યું કે અમુક બાબૂ ગૃહસ્થને ત્યાં અમુક માણસ આવેલો હતો તેને કાલેરાનું દરદ થતાં મને તેડાવ્યો. ત્યાં ગયા પછી મેં તેને જોયો. જરા વાર હું બેઠો એટલામાં બે વાર ઝાડે ફરવા ગયો ને એકવાર ઉલટી કરી. ને હું ઓશડસારૂ ચીઠી વગેરે લખી આપતો હતો એટલામાં તો ગુરૂ ગભરાઈ જઈ પ્રાણ મુક્ત થઇ ગયા. ઈત્યાદિ લખીને આ ચાલતો થયો. પછી થોડા વારે તેનાં માણસો આવી પહોંચ્યાં. દવાદારૂ વગેરે લઇ આવ્યા. એક ડાક્ટરને તેડી આવ્યો. પછી ડાક્ટરની સાથે બાબૂ છોકરાએ વાતચિત કરી વિદાય કર્યો, ને માણસોને કહ્યું કે ગુરૂ મહારાજ તો લીલા વિસ્તારી ગયા. પછી તેઓ પાસે પોતાની કેટલીએક દિલગિરી જણાવીને કહ્યું કે થનાર હતું તે થયું એ વાતમાં કાંઇ ફેર પડે નહીં. હવે એને ઠેકાણે પાડી આવો. પછી એ લોકોની રીત પ્રમાણે તેને ઠેકાણે કરી આવ્યા.

એ પ્રમાણે એ ગુરૂબાવા ગોવર્ધન ધારણ કરતાં અંતર્ધ્યાન થઇ ગયા. તો તે પ્રમાણે વૈષ્ણવ ભાઇઓ! તમારા ગુરૂઓ પણ તે રાધાવલ્લભી ગુરૂઓની નકલ કરનાર તરીકે કેહેવાય છે. એઓની પરીક્ષા કરો તો એઓના પણ તેવાજ હાલ થાય અને તમને ખબર પડે કે આ ચામડાં ચુંથનારા પરમેશ્વર કેવા છે. અરે! તમે વિચાર તો કરો જે આપણે એક પઈની જ-

ણુસ લઇયે તેમાં કેટલી ચોકસી કરિયે છીએ ત્યારે જેના ઉપર આપણું આ ભ-વનું તથા આવતા ભવનું કલ્યાણ થવાનો આધાર રહે છે; જેને આપણે તન, મન, ધન અર્પણ કરિયે છીએ તો તે પરમેશ્વર ખરો છે કે વેનરાજા જેવો છે એને તેથી આપણો ઉદ્ધાર થશે કે કેમ તેનો લાંબો વિચાર કરવો જોઇયે. વળી કેટલાએક તો એમ કહે છે કે આ કલિયુગ છે તે સારૂ પ્રતાપ ને ચમત્કાર દે-ખાડતા નથી. તો ભોળાઓ વિચાર કરો કે વળી પરમેશ્વર કોઇનાથી ડરતો હશે ? એ બધાં તમને ધૂતવાનાં બાહાનાં પુસ્તકોમાં લખ્યાં છે. લોકોને વ-ગર વેપારે ઠગવા હોય ત્યારે તો પછી એવાં એવાં બાહાનાં ને તરેહવાર ચમ-ત્કારના ઢોંગો ને ડરામણીની તજવીજ તથા લાલચો દેખાડતા પુસ્તકોમાં લખવાની વારંફેર ન કરે તો તમે ફસાઓ કેમ? માટે એઓની પોતાનીજ વાતો ઉપર ધ્યાન ન લગાડતાં શાસ્ત્રમાં તપાસી બુદ્ધિથી નિર્ણય કરીને પછીથી કોણ પરમેશ્વર છે તેનો વિચાર કરો. વળી જદુનાથજી મહારાજે ગીતાના સોગન ખાઇ કોરટમાં કહ્યું છે કે અમે ભગવાન્ નથી, ભગવાન્‌નો અવતાર નથી, પણ સાધારણ માણસ છીએ. તે વાતને વૈષ્ણવો તમે શું માનશો ? વળી વલ્લભાચાર્ય ને વિઠ્ઠલનાથજીના ચમત્કારોનું વર્ણન કર્યું છે તે વખતે ક્યાં સત્યુગ ચાલતો હતો.

વૈષ્ણવ ભાઇઓ જેને તમે પરમેશ્વર માનો છો તે જો શાસ્ત્ર જોશો તો તમને જણાશે કે કોલસાની ઉડતી રજકણમાંના એક પરમાણુને અમે સુરજ માનીયે છીએ. તો એ વિચાર તમારા અત્યંત ભૂલ ભરેલા તથા સમજુઓમાં ઉપહાસ થવા જેવા છે. ભાઇઓ એ લોકો પરમેશ્વર તો નહીં, પણ મોટા ભાગ આચાર્ય થવાને પણ યોગ્ય નથી. જુઓ મનુસ્મૃતિમાં કહ્યું છે કે.

**आचिनोतिच शास्त्रार्थं आचारे स्थापयत्यपि ॥**
**स्वयमाचरते यस्मात्तमाचार्यं प्रचक्षते ॥ १ ॥**

અર્થ—બધાં શાસ્ત્રોનાં તત્વોને એકઠાં કરે છે. તેમાં જે લખેલા આચાર તેને સ્થાપન કરે છે વળી પોતે પણ તેજપ્રમાણે આચરણ કરે છે, તેને આચાર્ય કહિયે. તમે નાહી ધોઇને છુછાં કરો તેને આચાર સમજો છો પણ તે આચાર નથી. આચાર તો તત્વજ્ઞાનને જાણવું તે છે. તો તે જાણનારો હોય તે આચાર્ય

કેહેવાય. તો તે માંહેલું અહીં જૂઓ તો ફક્ત " પોલાણું " પણ હું એક વાત ભૂલું છું. એ લોકોનો મોટો ભાગ વિષયશાસ્ત્રનાં તત્વજ્ઞાનને તો જાણ્યામાં જાણે છે. ત્યારે એવાઓને વિષયાચાર્ય કહિયે તો કાંઇ ચિંતાજેવું નથી. ત્યારે હવે વૈષ્ણવ ભાઈઓ તમને અને તમારી સ્ત્રીઓને કામ શાસ્ત્ર. કોકશાસ્ત્ર અથવા વિષય-શાસ્ત્ર શીખવું શીખવવું હોય તો એ લોકો એ બાબતમાં આચાર્ય છે માટે સુખેથી જજો. બાકી તમારૂં આ લોકમાં ને પરલોકમાં સારૂં ચાહાવા ધારતા હો તો આચાર્ય તરીકે લાંબા વાંસથી પણ અડકશો તો નરકમાં પડશો.

એ પ્રમાણે જોતાં તેવાઓ આચાર્યપણાંને મુદ્દલ લાયક નથી. ત્યારે કોઇ એમ સમજે કે તેઓ ગુરૂ તો ખરાના? હવે વેદાદિક પુસ્તકોમાં ગુરૂ તો માતા પિતા આદિ પૂજ્ય કુટુંબમાંના પુરૂષોને કહ્યા છે અને તેજ પ્રમાણે મહારાજો અને બીજા કેટલાએક બ્રાહ્મણો પોતાના કાકા અથવા બાપને ગુરૂ કરી તેની પાસેથી ગુરૂમંત્ર પણ શીખે છે. પણ પછીથી જે શાસ્ત્રો થયાં છે તેમાં ધ-ર્મનો બોધ આપનારને ગુરૂ કહેલા છે. પછીથી કેટલાએક મતલબ સિંધુ-વાળા આચાર્યો થયા તેણે ગુરૂને ઇશ્વરથી પણ શ્રેષ્ઠ ગણવા એમ કહ્યું છે. તેમાં લખે છે, કે ગુરૂ છે તો માણસ પણ તેને પરમેશ્વર જેવા જાણવા. ત્યારે વિ-ચાર કરો કે જે ચીજ હોય તેને તેનાથી વળી કોઈ બીજીજ ચીજ મા-નવી એ કેવું હસવા સરખું છે. અને જેવું હોય તેવું ન માનતાં જૂદું માને તો તે કાં તો વિપરીત ભાવના વાળો હોય તે માને. યા તો જેને ભ્રમ થયો હોય તે માને, કાં તો જે ઘેલો થઇ ગયો હોય તે માને અથવા કાં તો જેને સનેપાત થયો હોય તે માને ઉપરાંત-એક વાત છે કે મજકુર પંથના ગુરૂઓ જેવા બીજા પણ પંથ ચલાવનાર ગુરૂઓની જાળમાં ફસાઇ ગયલા ઊંધી બુદ્ધિવાળા હોઇને માને. બાકી બીજા કોઇ માને નહી. ઉપરાંત કદી તેમ પણ ન સમજો તો જૂઓ શાસ્ત્રપ્રમાણે ગુરૂ આ કેહેવાય. મહાભારતે.

विदलयति कुबोधं बाधय सागमार्थं ।
सुगतिचकुगतिर्द्वे पुण्यपापे व्यनक्ति ॥
अवगति कृतकृसाकृसभेदं गुरुर्यो ।
भवजलनिधिपोतस्तंविना नास्तिकश्चित् ॥ १ ॥ ६९ ॥

**અર્થ**—નઠારા બોધનો નાશ કરે, વેદાદિ સત્યશાસ્ત્રોનો ઉપદેશ કરે; સારી માઠી ગતિ અને પુણ્ય પાપ તેના માર્ગને સમઝાવે તેને ગુરૂ કેહેવા. અને તેજ ગુરૂ આ સંસારરૂપી સમુદ્રમાં નાવરૂપ થઇને પોતે તરે છે અને બીજાને તારે છે. એ લક્ષણો શિવાય બીજો કોઇપણ ગુરૂ થવાને યોગ્ય નથી. આ ઉપરથી શું સ્પષ્ટ નથી થતું કે તેઓ ગુરૂપણાંને બિલકુલ લાયક નથી? એવા ગુરૂપણાંના બીજા ઘણા દાખલા છે તે બધા અગાડી ગુરૂ કોણ કેહેવા તે પ્રસંગમાં લખશું. પણ આ એકજ શ્લોકથી જણાશે કે તે લોકોમાં ગુરૂપણાનો લગારે અંશ નથી, અને તેથી તેઓ ગુરૂ તરીકે માનવાને પણ લાયક નથી. તો તેવાને ભગવાન્ માનવા એ સદાના મદિરા પીનારાનાં લક્ષણ કેહેવાય.

વૈષ્ણવભાઇઓ! તમે ઉપર જોયું તેમ તેઓ ઇશ્વર તો શું પણ આચાર્ય અને ગુરૂ માનવાને પણ લાયક થતા નથી, ત્યારે તમે જાણો કે બ્રાહ્મણ માનીએ તેમાં તો ચિંતા નથી. તો તેપણ માનવું એ લોકોવિષે અસંભવિત છે. કાં કે એ લોકો જાહેર કોરટોમાં ઉઘાડે છોગ કહી ચુકા છે કે અમે પતિત જાતિના છીએ. તો પતિત સર્વ હિંદુ વરણથી બાહેર હોય તે કેહેવાય. તેથી તેઓ બીલકુલ બ્રાહ્મણ ન કેહેવાય. ત્યારે તમે એમ જાણો કે કોરટના બ્રાહ્મણ નહીં આપણા ખરા. તો જુવો હવે ગીતામાં આવા માણસને બ્રાહ્મણ કહ્યો છે.

## શ્લોક.

**शमोदमस्तपः शौचं क्षांतिरार्जवमेवच ॥**
**ज्ञानविज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजं ॥ १ ॥ ७० ॥**

**અર્થ**—શમ, દમ, તપ, ચોખાઈ, શાંતિ, નમ્રપણું, સાધારણ સંસારી જ્ઞાન, વિશેષ ઈશ્વર સંબંધી જ્ઞાન અને આસ્તિકપણું એ બ્રાહ્મણનાં સ્વભાવિક કર્મ કેહેવાય. જ્યારે મહારાજોમાં શમપણું તો છેજ નહીં. ઇન્દ્રીઓને દમવી તેને બદલે ઉલટી છૂટી મૂકી દે છે. તપ તો પાંચે ઇન્દ્રીઓને પૂરણ વિષય આપવારૂપ કરે છે. વળી પવિત્રાઇ જોઇએ તો વ્યભિચારી પવિત્ર હોય નહીં. મનુ કહે છે **व्यसनासक्त चित्तांनां सर्वदा सूतकं भवेत** એનો અર્થ એવો છે કે જેનું મન

હમેશ વ્યસનમાં લાગું હોય તે સદાય સૂતકી જાણવો. હજાર તરેહની લુચ્ચાઇ તથા ખરાબ કામોમાં જેની બુદ્ધિ પ્રવૃત્ત હોય તેને શાંતિ ક્યાંથી આવે? નમ્ર-પણું તો હોયજ શાનું? જન્મતાં વાર ભગવાન્ મનાય. જ્ઞાન વિજ્ઞાનનું તો આપણે ઉપર વર્ણન કરી આવ્યા છીએ. જે પોતે ભગવાન્ બન્યો હોય તે આ-સ્તિક હોયજ ક્યાંથી? ત્યારે એમ જોતાં સાફ જણાય છે કે તેઓ બ્રાહ્મણપ-ણાંને પણ લાયક નથી. વળી એથી પણ તેઓ ઘણા ઉતરતી પંક્તિના શા-સ્ત્રાધારથી તથા વિચાર શક્તિથી ઠરે છે. તે નીચે પ્રસંગોપાત લખીશું હવે તમારે ગમે તેમ માનો.

વળી હાલના મહારાજોમાં કોઇ કોઇ થોડું ઘણું ભણેલા છે. પણ તેઓ પોતાની વિદ્યાનો ઉપયોગ કોઇ સારા કામમાં નથી કરતા; પોતાના શિષ્યોનું કલ્યાણ કેમ થાય એ વિચારમાં પોતાની વિદ્યાને લગાડતા નથી. પણ ઉલટું તે માહેલા કેટલાકો લોકોની આંખમાં વધારે ધૂળ છાંટી ઠગાઇ ભરેલાં, જૂઠાં તથા વિદ્વાનોમાં હાસ્ય થવા જેવાં પુસ્તકો વગેરે રચવામાં તેનો ઉપયોગ કરે છે. તો ખરૂ છે કે તેઓને વિદ્વાનોસાથે કામ પણ શું છે? ગંડુ લોકોને લૂંટવા તો તે લોકે તો એવા જાળ ગ્રંથોથી ફસાયલા હોય તે કરતાં વધારે ફસાય. તેના દાખલા તરીકે જોઇયે તો જીવણજી મહારાજે વલ્લભાખ્યાન ઉપર ટીકા કરેલું છપાયલું પુસ્તક છે. એ પુસ્તક અસલ કોઈ ગોપાળદાસ નામના વાણિયા વૈષ્ણવે એ માર્ગના પૂર્વજોની ઇશ્વર તરીકે સ્તુતિ કરવામાં ગાયું છે. અને તે પછી થશે તે પણ બધા ઇશ્વર અવતરશે એવી મતલબથી ગાયું છે. તે ગુજરાતી ભા-ષામાં કવિતા કરી જોડયું છે. તેના ઉપર જીવણજી મહારાજે વ્રજ ભાષામાં લાંબી ટીકા કરી છે અને પોતે પામર જીવ છતે ઈશ્વર છીએ એમ લખે છે. એ-ટલુંજ નહીં પણ તે પુસ્તકમાં લખ્યું છે કે, "व्याख्यान वेदतें अधिक हैं" હાલ કેટલાએક એમ કહે છે કે જે ચાર્વાકનો સંપ્રદાય લય પામી ગયો છે, તો તે-ઓને વિનંતિપૂર્વક કેહેવામાં આવે છે કે જેઓ પોતાને સાક્ષાત્ ઈશ્વર કહેવ-ડાવે છે તે ચાર્વાકના મતના નહીંતર બીજા કોણ કેહવાય? અરે! આવા ના-સ્તિકોને વાસ્તે કુમારિલ ભટ્ટાચાર્ય ક્યાં ગયા? શ્રી મચ્છંકરાચાર્ય ક્યાં ગયા? મંડલિક રાજા ક્યાં ગયો? પણ કાંઇ ફિકર નથી. નાસ્તિકોનો પરાજય કરનાર શૂરા નરો જાગી જૂકા છે.

વળી એક અમદાવાદવાળા મહારાજે તો મજકુર વલ્લભાખ્યાન ઉપર સંસ્કૃત ટીકા કરી છે. સંસ્કૃત પંડિતો બાપડા ગુજરાતી કવિતા સમજવામાં બેનસીબ!! તે સારૂ આણે અજવાળું કર્યું છે. આમાં તેની અક્કલનો નમુનો દેખાય છે કે નેવનાં પાણી મોભે કર્યાં છે.

વળી કોઇ બે મેહેતાજીઓને કોઇ મહારાજે આશ્રય આપી એક આચાર્ય પ્રકાશ નામનો ગ્રંથ છપાવલો છે તેમાં પણ બડાઇની તથા હસવા જેવી વાતો લખી છે. તે એવી કે ગધેડાને પણ તાવ આવે ઇત્યાદિ ઇત્યાદિ એવાં ઘણાં કામો હાલના મહારાજોનો મોટો ભાગ કરે છે.

---

## ભાગ ૮ મો.

### સેવા પ્રકરણની રીત.

એ માર્ગમાં તરેહવાર જાતની મૂર્ત્તિઓ બનાવી અને તેને સાક્ષાત્ ઈશ્વર માની તેની સેવા કરે છે. ઘણા મહિમા વાળી અને જેને મોહોટામાં મોહોટી માને છે તે મૂર્ત્તિ (ભગવાન) ને શ્રી ગોવર્ધનનાથજી કહે છે, કે જે વિષે આપણે ત્રીજા ભાગમાં લખી ગયા છીએ. એ મૂર્ત્તિ ભૂકરા પથરાની છે અને આશરે અરધા માણસની ઉંચાઇ જેટલી ઉંચી છે. (એનો અર્થ ગોવર્ધન નામના પરવતનો ધણી થાય છે, પણ જગતની સાથે તેને કંઇ લાગે વળગે નહીં.) એ મૂર્ત્તિ સ્ત્રીસંયુક્ત નથી, કારણ કે તેને બાળભાવે કરી સેવે છે. તોપણ તેના ગોદની ગ્વાલ મંડલી ઘણી છે, એટલે તેની પાસે પીત્તળાદિ ધાતુની કેટલીક મૂર્તિઓ રાખવામાં આવે છે. શ્રી ગોવર્ધનનાથજીન. નામની મૂર્ત્તિ, મહારાજો કે વૈષ્ણવો પોતાના ઘરમાં રાખતા નથી. પણ તે મૂર્ત્તિ (ભગવાન્) ને સહુથી મહોટામાં મહોટી માને છે, અને તેને શ્રીજી, શ્રીનાથજી શ્રીનાથજીબાવા, શ્રીબાવાજી અને શ્રી ગોવર્ધનનાથજી વિગેરે નામોથી ઓળખે છે.

બીજી બળદેવજીના નામની કેટલીક મૂર્ત્તિઓ છે તેમાંની એક જે ગોકુળ તરફ છે તે મહોટી કહેવાય છે. કેટલાક વૈષ્ણવો તેની માનતા કરે છે, અને તેને ભાંગનો ભોગ ખૂબ ધરાવે છે. ભાગવતાદિ કેટલાક ગ્રંથ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, શ્રીકૃષ્ણના ભાઇ બળદેવજી મદ્યપી અને ક્રોધી હતા, માટે તે

બળદેવજીની મૂર્તિને પ્રસન્ન કરવામાટે તેને ઉપર જણાવ્યા પ્રમાણે કેરી પદાર્થ-નો ભોગ ધરાવવામાં આવે છે. એ મૂર્તિની પાસે એક સ્ત્રીની મૂર્ત્તિ બેસાડેલી છે તેનું નામ રેવતીજી છે. ( બળદેવ એટલે બળનો દેવ )

શ્રીજીના ગોદની સાત મૂર્તિઓ કે જે સાત સ્વરૂપના નામથી ઓળખાય છે. ગુસાંઈજીએ પોતાના સાત છોકરાઓને તે વહેંચી આપેલી છે. યાત્રાળુ વૈષ્ણવો ઘણું કરીને તે મૂર્તિઓ જ્યાં હોય ત્યાં તેનાં દર્શન કરવા જાય છે. ઉપર જણાવેલી સાતમાંની બે મૂર્ત્તિ તો પ્રથમ જયપુરમાં હતી પણ મહારાજને ત્યાંથી ભાગવું પડ્યું તેથી તે મૂર્તિઓને પણ ત્યાંથી તેઓ પોતાની સાથેજ લઇ ગયા. શ્રીનાથજીની મૂર્ત્તિ કરતાં આ ઉતરતી એટલે બીજા નંબરની ગણાય છે. એવિષે હું મારા વાંચનારનું થોડું ધ્યાન ખેંચું છું.

૧ નવનીત પ્રિયાજીની પીતળની એક નાની મૂર્ત્તિ છે, તેનો પગ વાંકો અને હાથમાં માંખણના લોંદા સાથેજ ઘડેલો છે. તેની સાથે સ્ત્રી બેસાડતા નથી. ( તેનો અર્થ માખણવાળો એવો થાય છે ) એ મૂર્ત્તિના જેવી બીજી કેટલાક મહારાજ અને બીજા વૈષ્ણવો પોતાના ઘરમાં રાખે છે.

૨ બીજી મૂર્ત્તિ કે જેનું મદનમોહનજી નામ છે, તેના જેવી મૂર્ત્તિઓ મહારાજો અને કેટલાક વૈષ્ણવોને ત્યાં હોય છે. પણ તે બીજા નંબરની ગણાતી નથી. એ મૂર્ત્તિ પીતળની હોય છે અને તે ચાર ઇંચથી એક ફૂટ સુધી લાંબી હોય છે. ઉભેલા માણસના ઘાટ જેવી તે મૂર્ત્તિ બનાવવામાં આવે છે. તેની જોડે એક સ્ત્રીની મૂર્ત્તિ ઉભી રાખે છે તેને 'સ્વામીનીજી' એવું નામ આપેલુ હોય છે. મદનમોહનજી એટલે કામદેવને મોહિત કરનાર એવો અર્થ થાય છે. પરંતુ જગત્ સાથે તેમને કશું લાગે વળગે નહીં. સ્વામીનીજીનો અર્થ ધણીયાણી અથવા માલકેણ થાય છે.

૩ ત્રીજી દ્વારિકાનાથજીના નામની પથરાની બનાવેલી એક મૂર્ત્તિ છે, અને તેની ઊંચાઇ આશરે એક ફૂટની છે. તે ઊભેલી માણસના ઘાટની અને ચાર ભૂજાવાળી કરેલી છે. તેની જોડે સ્ત્રી ઊભી રાખવામાં આવેલી નથી. એના નામનો અર્થ દ્વારકાનો ધણી થાય છે પણ બીજો નહીં. સાંભળવા પ્રમાણે એવી મૂર્ત્તિ મહારાજો અથવા બીજા વૈષ્ણવોના ઘરમાં હોતી નથી; કારણ કે તે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણની મૂર્ત્તિ છે.

૪ ચોથી મથુરેશજીના નામની કાળા પથરની એક મૂર્તિ છે. તે આશરે ફુટેક ઊંચી અને દ્વારકાનાથના જેવી છે. મથુરેશજી એટલે મથુરાનો ધણી એવો અર્થ થાય છે. એવી મૂર્ત્તિ પણ બીજે કંહી હોતી નથી અને તેનો સબબ પણ ઉપર પ્રમાણે છે.

૫ પાંચમી વિઠ્ઠલનાથજી અથવા વિઠ્ઠલેશરાયજી એવા નામની પીત્તળની મૂર્ત્તિ છે. તે આશરે અરધો ફૂટ ઊંચાઇની છે. ઊભેલા માણસના ઘાટ જેવો તેનો ઘાટ છે. વળી તેની જોડમાં એક સ્ત્રીની મૂર્ત્તિ ઊભી કરેલી છે. એનો અર્થ વિઠ્ઠલનો ધણી એવો થાય છે. એના જેવી બીજી મૂર્ત્તિ ક્યાંયે જોવામાં આવતી નથી.

૬ છઠ્ઠી ગોકુલેશજી અથવા ગોકુલનાથજીની પીત્તળની મૂર્ત્તિ છે તે ચતુર્ભુજ માણસના ઊભા ઘાટની છે. તેની જોડે બે સ્ત્રીયો ઊભી રાખેલી છે. એ મૂર્ત્તિની ઊંચાઈ આશરે પાંચ–છ ઇંચની છે. અને એનો અર્થ ગોકુળના ધણી એવો થાય છે. એવી મૂર્ત્તિ બીજે ઠેકાણે છે નહીં. વળી અજાયબી જેવું એ છે કે, ગોકુળના ભગવાન્ સ્ત્રી પરણ્યા ન હોતા, તેની સાથે બે સ્ત્રી બેસાડેલી છે અને દ્વારકા તથા મથુરાવાળા કૃષ્ણ પરણેલા હતા તો તેની સાથે એક પણ સ્ત્રી બેસાડેલી નથી.

૭ સાતમી ગોકુળચંદ્રમાજીની પથરાની એક મૂર્ત્તિ છે, તેને બે હાથ છે, અને ઊભેલા માણસના જેવા ઘાટની છે. તેની જોડે સ્ત્રી ઉભી રાખેલી છે. એ મૂર્ત્તિ મદનમોહનજીના જેવડી આશરે છે. એના નામનો અર્થ ગોકુળના ચંદ્રમા થાય છે. એવી મૂર્ત્તિઓ પણ બીજે કહીં જોવામાં આવતી નથી.

એ પ્રમાણે એ સાત સ્વરૂપની મૂર્ત્તિઓ કહેવાય છે, અને તેઓ બીજીથી ઊતરતા અથવા બીજા નંબરના ભગવાન્ કહેવાય છે. વળી દરેક ગામોમાં મહારાજોને ત્યાં મૂર્ત્તિયો હોય છે, તેમાં પણ જ્યાં ઘણી હવેલીઓ હોય તેમાંથી પણ પૈસાદાર મહારાજ અથવા પ્રથમ આવી વસેલા હોય તેના હવેલી મ્હોટી કહેવાય છે, અને તેમાં જે મૂર્ત્તિ હોય છે તે ઉપર જણાવેલી બીજા નંબરની મૂર્ત્તિ કરતાં ઉતરતી પણ ગામના બીજા ભગવાનોમાં તે મુખ્ય ગણાય છે, અને બાકીના ભગવાન્ તેથી ઉતરતા ગણાય છે, તે મૂર્ત્તિયોનાં નામો પણ એવાંજ હોય છે કે, જેમાંથી પ્રભુતા સુચક અર્થ નીકળતો નથી પણ મનુષ્યપણું દેખાડનારા અર્થો નીકળે છે. જેવા કે:—

કેટલેક ઠેકાણે બાળકૃષ્ણની મૂર્ત્તિ હોય છે તે નાહનામાં નાહાની હાથના અંગુઠાથી તે મહોટામાં મહોટી ત્રણ ઇંચ સૂધી ઊંચી હોય છે. ગુંઠણભર ચાલતા નાહાના છોકરાના જેવો તેનો આકાર હોય છે, અને હાથમાં માંખણનો લાડવો આપેલો હોય છે. તે પીતળની મૂર્ત્તિ હોય છે. ( મદન મોહનજી પાસે સ્ત્રી જેમ બેસાડે છે તેમ આની પાસે બેસાડતા નથી. એટલુંજ નહીં પણ નાનો બાળક છતાં તેની માને પણ પાસે બેસાડતા નથી, અને બાપડાને એકલોજ બેસાડે છે ) એના નામનો અર્થ 'નહાનો કૃષ્ણ' થાય છે.

કેટલેક ઠેકાણે 'નટવરજી' એવા નામની મૂર્ત્તિ બેસાડે છે તેનો આકાર અને રીતભાત ઘણુંકરીને બાળકૃષ્ણજીને મળતી હોય છે. એના નામનો અર્થ 'ભવઇયામાં શ્રેષ્ઠ એવો થાય છે. ભવઇયો એટલે નાટકકાર અથવા નટ, અને વર એટલે શ્રેષ્ઠ. તેથી એના નામનો અર્થ સારો નાટકકાર અથવા ઉત્તમ ભવઇયો થાય છે. એની જોડે સ્ત્રી ઊભી રાખવામાં આવતી નથી.

કેટલેક ઠેકાણે ત્રિભંગીલાલની મૂર્ત્તિ બેસાડે છે તે માણસના ઉભા ઘાટના જેવી હોય છે તેમજ તે મુરલી વગાડતો હોય તેમ દેખાય છે. તેના શરીરના ત્રણ વાંક, એટલે ત્રણ ઠેકાણેથી વાંકી હોય છે. તે ઉપરથી તેનું નામ ત્રણ વાંકવાળો એવું પાડવામાં આવેલું છે.

એ ઉપરાંત કયાંક કયાંક શ્રીલાલ અથવા શ્યામલાલ અથવા વનમાળી વગેરે નામોની મૂર્ત્તિઓ છે તેમાંથી કેટલીક ઊભા ઘાટની અને કેટલીક બેઠા ઘાટની હોય છે. એ નામોના અર્થ શ્રીલાલ એટલે સ્વામીનીજી સહિત છોકરો. શ્રી એવું નામ પુષ્ટિમાર્ગમાં સ્વામીનીજીને આપેલું છે. અને લાલ છોકરાને કહેછે. જેમ કે 'નંદકો લાલ' અને બીજો શ્યામલાલ અને તેનો અર્થ 'કાળો છોકરો' કરીને થાય છે. અને ત્રીજો વનમાળી નામ છે તેનો અર્થ 'જંગલનો રખેવાલ' થાય છે. ઈત્યાદિ ઈત્યાદિ મૂર્ત્તિઓ તેઓની છે.

એ પ્રમાણે મહારાજોને ત્યાં તેમ તીર્થયાત્રામાં મૂર્તિયો હોય છે. તેને ચડતા ઉતરતા ભગવાન્ માનવામાં આવે છે. એમાં અજાયેબ જેવું એ છે કે, એ બધી મૂર્ત્તિઓમાં ઇશ્વરપણું, કે પ્રભુતાઈ દેખાડનારૂં એક પણ નામ નથી એટલુંજ નહીં પણ ચક્રવર્ત્તિ રાજાના જેવો પણ દેખાવ દેનારૂં એકે નામ નથી. કોઇ નાના ડુંગરાનો ધણી, કોઇ એકાદ ગામડાનો ધણી, કોઇ નાનો કૃષ્ણ, કોઈ

માખણવાળો, કોઇ ભવાયામાં ઉત્તમ અને કોઇ ત્રણ વાંકવાળો એવાં એવાં એવ ફુહાઇ ભરેલાં નામો કલ્પેલાં છે. એવાં નામો શા સારૂં કલ્પેલાં છે કે નાહાના કૃષ્ણ અને નંદના કુંવરમાં તથા મનુષ્ય લીલામાં લોકોની પ્રીતિ લગાડવી ? અને એવું હોય તો અંતે અમોને પણ તેવા ભગવાન્ માની લે. જો ઇશ્વર દર્શક નામો હોય તો તેનો મહિમા પણ નામની સાથે આવી જાય, એટલે ઈશ્વરનાં રૂપ જુદાંજ દેખાય; અને એવી શક્તિનો ઇશ્વર કંઇ મનુષ્ય ન બને. કદાપિ તે નામોમાંથી એવો અર્થ નીકળે અને તે સર્વ શક્તિમાન્ દેખાય તો પછી એઓને કોઈ પણ કદી માને નહીં. એટલામાટે મૂલ પુરૂષે એ ઠગાઈ ભરેલાં નામો મૂલથીજ રાખેલાં છે. તે સારી રીતે સમઝી શકાય છે.

એ મૂર્ત્તિઓની મહારાજ લોકો વેદ મંત્રથી સ્થાપના કરતા નથી, પણ અસલથી આચારજી ગોસાઇજી વગેરેની સેવેલી છે. તેથી તેમાં આવિર્ભાવ તિરોભાવ થઇ ગયો છે. કોઇ નવા મહારાજને ત્યાં મૂર્ત્તિ બેસાડવી હોય તો કોઈ જૂના મહારાજને ત્યાંથી ઘણી મૂર્ત્તિ હોય તેમાંથી એકાદ માગી લાવે છે. અથવા તો કોઈ વૈષ્ણવ પાસેથી લે છે, એમ ન બને તો જૂની કોઇ મૂર્ત્તિઓ હોય તેના ગોદના શ્રી ઠાકોરજી લાવીને બેસાડે છે. અને તેને સેવીને અનેક તરેહથી ધામધુમ કરી તેનો મહિમા વધારે છે. તેથી બિચારા ભોળા માણસો એ બધી વાતોને સાચી માની ફસાઇ જાય છે. તે લોકો જે પોતાનો મહિમા વધારે છે તે તેમને માટે વાજબી છે. જેમ કે કોઈ પોતાના બળદનો કે પાડાનો મહિમા વધારે તો તેમાં જે કાંઈ કમાણી થાય તે પોતાનેજ થાય. તેમજ આ લોકોની મૂર્ત્તિયો પણ તેના પોઠિયા છે. અને સારીરીતે કમાણી કરી આપે છે. પેહડોની મુખ્ય કમાણીની ચીજ છે તેથી તેનો મહિમા વધારે તો પોતાને લાભ થાય તથા સાથે પોતાનો પણ મહિમા વધે.

હવે મૂર્ત્તિઓની સેવા કેમ કરવી તેવિષે તે લોકોના પુસ્તકોમાં લખે છે કે, ' यथा देहे तथा देवे ' જેમ દેહની તજવીજ રાખીયે છીએ તેમજ દેવની તજવીજ રાખવી. વેદમાં કહેલા ' विद्वा * सोहि देवाः' એટલે વિદ્વાન્ પુરૂષો છે તેજ દેવ છે, તેને વિસારીને નિર્જીવ, પથરાના, કંસારાના ઘડેલા પીત્તળના અને લાકડા વિગેરેના કરેલાં પુતળાંને દેવ ઠોકી બેસાડે છે. આહા !! કેટલી લુચ્ચાઈ !

એ માર્ગમાં ગુસાંઇઓના ઘરમાં જે સેવા પ્રકરણ ચાલે છે, તે આ પ્રમાણે.—પ્રથમ દરરોજનું સાદું વર્ણન કરી જઇયે. પ્રથમ સહવારમાં પૂજારી લોકો નાહી ધોઇને ઠાકોરના મંદિર આગળ ઘંટા વગાડે છે. તે ઘંટા જરા જરા ખોભરીને ત્રણવાર વગાડે છે. તે પછી મંદિર ખોલીને અંદર જાય છે. ત્યાં મૂર્ત્તિને રાતના શય્યા ઉપર સૂવાડેલી હોય ત્યાંથી ઉઠાડે છે. પછી તેજ કપડાં જરાતરા ઠીક કરીને સિંહાસન ઉપર બેસાડે છે. તે પછી તેને ભોગ ધરે છે. તેમાં ઘણું કરીને મીઠાઈ હોય છે. તે ભોગ ધર્યા પછી ઠાકોરજીના— મંદિરના બારણા ખોલી બાહેર ઉભા રહેલા વૈષ્ણવોને દર્શન કરાવે છે. પછી વૈષ્ણવો દર્શન કરવાને માટે ધક્કા મૂકી કરી અંદર આવે છે. દરેક દર્શન ખુલતી વખતે સમાજ બેસે છે. સમાજ એટલે એક જણ કીર્ત્તન ગાય છે તથા એક મૃદંગ વગાડે છે તથા કેટલાક ઝાંઝ વગાડે છે. એકાદ તંબુરો પણ વગાડે છે. બાજે વખત સારંગી, સતાર. મોરચંગ, ડફ વગેરે પણ વાગે છે. કીર્ત્તન તરેહવાર રાગમાં કૃષ્ણલીલાવિષે જોડેલાં છે કે જે, નીચે વ્યભિચાર વધવાના કારણમાં લખવામાં આવશે. એ પછી મૂર્ત્તિની આર્ત્તિ ઉતારવામાં આવે છે. તેને મંગળાઆર્ત્તિ કહે છે. એ દર્શન ઘણું તો દશેક મિનીટ થતાં હશે તેટલામાં ધક્કા મૂકી કરી પુરૂષ તથા સ્ત્રીઓ જેમ તેમ દર્શન કરી લીએ છે. દર્શનની હકિકત પણ જૂદા પ્રકરણમાં નીચે લખવામાં આવશે. એ પછી મૂર્ત્તિની આડાં બારણાં બંધ કરી દે છે. ત્યારપછી બધા ચાલ્યા જાય છે. એ દર્શનને મંગળાનાં દર્શન કરીને કહે છે.

પછી મંદિરમાં મૂર્ત્તિને જે શૃંગાર તથા લૂગડાં પહેરાવેલાં હોય તે મહારાજ કે જે પૂજારી હોય તે ઉતારે છે, તે પછી મૂર્ત્તિને તેલ વગેરે લગાડીને ઊનાં પાણીથી નહવરાવીને પછી તેનું અંગ લૂવે છે. ત્યાર પછી વળી શૃંગાર ધરાવે છે તે મૂર્ત્તિના કરતાં વિસ્તારમાં ઘણો વધારે હોય છે. પછી તે ગાદી ઉપર પડ્યા હોય છે તે શૃંગાર દરરોજનો જૂદી જૂદી તરેહનો હોય છે. વાઘા પણ તેમજ હોય છે. માથા ઉપર પણ તરેહવાર જાતની તજવીજો કરે છે. એ પ્રમાણે જેમ માણસ ઘરેણાં લૂગડાં પહેરે તેમ પહેરાવી પૂતળાંને તૈયાર થાય પછી સિંહાસન વગેરે ઠીક ઠાક કરીને દર્શન કરાવવા સારૂ મંદીર ખોલે છે, તે દર્શન અગાઉ કહ્યાં તે પ્રમાણે થાય છે. આ વખતે પણ મૂર્ત્તિને આર્ત્તિ

ઉતારવામાં આવે છે તે શૃંગાર આર્ત્તિ થઈ એમ કહેવાય છે. તેમજ એ દર્શનને શૃંગારનાં દર્શન એવું નામ આપેલું હોય છે, અને તે પાંચ છ મિનીટે થાય છે.

એ પછી વળી પાછાં બારણાં બંધ કરવામાં આવે છે. અને વળી પાછી તેને કંઇ સામગ્રી ધરે છે, તેને થોડીવાર થયા પછી જે દર્શન ખોલવામાં આવે છે તેને ગ્વાલનાં દર્શન કહે છે. તે કોઈ ઠેકાણે થાય છે અને કોઈ ઠેકાણે થતાં પણ નથી. એ દર્શન વખતે આર્ત્તિ કરવામાં આવતી નથી, માત્ર ચાર મિનીટ રહી બંધ થાય છે.

ત્યાર પછી વળી અંદર તરેહવાર પકવાનો અને સુખડી ( દાલભાત ) વગેરે ધરવામાં આવે છે, તેને વૈષ્ણવો, ઠાકોરજીને ભોગ આવ્યા એમ કહે છે. ભોગ ધરાવેલી બધી ચીજો અરધો પોણો કલાક સુધી અંદર મૂર્ત્તિજી ખાય છે અથવા ભોજન કરે છે એમ કહે છે પણ તેમાંથી દોકડા એક ભાર પણ ઘટેલું સંભળાતું નથી. એ બાબતમાં લોકોને એમ સમઝાવ્યું છે કે ઠાકોરજી જે ચીજ આરોગે છે, તે લક્ષ્મીજી પાછાં ધરી જાય છે. એ પછી મંદીર ખોલીને બંધ બારણે માણસો અંદર જાય છે, તે વખતે તેઓ મૂર્ત્તિનું મો ધોવે છે તથા ખોબામાં પાણી લઇ મૂર્ત્તિના મો આગળ રાખીને જાણે પીધું હોય એવો ડોલ કરે છે. તે પછી પાન સુપારીનો ભોગ ધરે છે. અને તે પછી મંદીર ખોલીને બહાર ઉભેલા વૈષ્ણવોને દર્શન કરાવવામાં આવે છે. તે વખતે સમાજ બેસે છે તથા તે સમયનાં પદો ગવાય છે. એ દર્શન વધારેમાં વધારે પા કલાક સુધી થાય છે પછી આર્ત્તિ• ઉતારવામાં આવે છે. તેને રાજભોગ આર્ત્તિ કહે છે. તથા એ દર્શનને રાજભોગનાં દર્શન કહે છે. એ વખતે મૂર્ત્તિ આગળ તરેહવાર રમકડાં તથા ચોપડ પાસા રાખવામાં એટલામાટે આવે છે કે તેથી શ્રી ઠાકોરજી રમે. પણ યાદ રાખવું કે જેવાં રમકડાં તેવાજ ઠાકોરજી હોય છે.

એ પછી મંદીર બધ કરીને સહુ પોત પોતાને ઠેકાણે જાય છે, તે વખતને અનોસર થયાં એમ કહે છે. એ પછી મહારાજ તથા મુખિયા ભીંતરીઆ પોત પોતાની જમવાની જગા ઉપર જાય છે. હવેલીના દરેક માણસોને ખાવાનું આપવા નેક બાંધી આપેલો હોય તે પ્રમાણે આપે છે પછી ખાઇ પીને બધા પોત પોતાના કામમાં લાગે છે. પૂજારી લોકોને સારી ફુરસદ મળે

છે તે ફુરસત અલબતં ચાર પાંચ વા છ કલાકની હોય છે. તે વળી પાછો એક પૂજારી નાહી ધોઇ મંદીર આગળ જઇ. ઘંટા નાદ ત્રણુવાર કરે છે. થોડીવાર રહીને પછી મંદીર ખોલે છે. અને સમું નમું કરી પડદો ખોલી વૈષ્ણુવોને દર્શન કરાવે છે તેને ઉથ્થાપનનાં દર્શન કહે છે. આ વખતે પણ ગાયન થાય છે પણ આર્ત્તિ ઉતારતા નથી. એ દર્શન આશરે આઠ દશ મિનીટ થાય છે.

એ પછી વળી પાછાં બારણું બંધ કરવામાં આવે છે, ત્યારે લીલું અથવા સૂકો મેવો ભોગ ધરાવે છે. કેટલીકવાર ભોગ ધર્યા પછી વળી પાછાં દર્શન કરવવામાં આવે છે, તેને ભોગનાં દર્શન કહે છે, ત્યારે પણ ગાયનની સમાજ બેસે છે. આ વખતે આર્ત્તિ ઉતારવામાં આવતી નથી એ દર્શન આશરે પાચ-દશ મિનીટ લગી થાય છે. અને ચોપડપાસા વિગેરે ઉપાડી લેવામાં આવે છે.

ત્યાર બાદ પાછાં બારણું બંધ કરે છે અને કેટલીકવાર અંદર ગથલ મથલ કરીને સધ્યાનાં દર્શન કરાવે છે. અને આર્ત્તિ જે ઉતરવામાં આવે છે તેને સંધ્યા આર્ત્તિનાંજ દર્શન થયાં એમ કહેછે. એ દર્શન પાંચ છ મિનીટસૂધી થાય છે.

એ પછી વળી મૂર્ત્તિનો બધો શૃંગાર ઉતારી તેને ભોગ ધરાવે છે તેને વ્યાળુ કહે છે, તે વ્યાળુ થયા પછી મુખમાર્જન વગેરે કરી પાન સોપારી ખવરાવે છે. ત્યાર પછી મદીર ખોલી દર્શન કરાવે છે, તેને સેનનાં દર્શન કહે છે આ વખતે પણ સમાજ બેસે છે, ને આર્ત્તિ પણ ઉતારવામાં આવે છે. એને સેન આર્ત્તિના દર્શન પણ કહેવાય છે. એ દર્શન દશેક મિનીટ થયા પછી મંદિર બધ થાય છે.

એ પછી મૂર્ત્તિને રાત્રનાં લૂગડાં પહેરાવી સજની ( પથારી ) ઉપર પોઢાડવામાં આવે અને તે ઉપર ઓછાડ વગેરે ઓઢાડી સૂવાડી દે છે જો લાલજી હોયતો એકલો સૂવાડે છે અને જો મદન મોહનજી વિગેરે હોયતો સાથે તેની સ્ત્રીને પણ સૂવાડે છે. અફસોસ આવી મૂર્ત્તિ બિચારીઓ શેંકડો વર્ષો થયાં સાથે સૂવે છે પણ કોઇ લાલજીને જન્મ આપતી નથી. ગર્ભ તો કોઇકને થતો હશે પણ પાછું બધું નક્કર ખરૂં તેથી ગર્ભને બહાર નિકળવાની જગો નહીં મળતી હોય?

આ પ્રમાણે આખા દિવસમાં આઠ વખત દર્શન થવાનો નિયમ છે. અને પાંચ વખત આર્તિ ઉતારવામાં આવે છે તથા આખા દહાડામાં લગભગ પોણો દરાડો મૂર્તિ સાથે ચાળા કરવામાં આવે છે તથા ઘડી ઘડી ઢાંક ઉઘાડ કરી કરીને આખા દિવસમાં આઠ વખતમાં ફક્ત સાઠ સીતેર મિનીટ દર્શન કરાવવામાં આવે છે. હવે એમ દર્શન કરાવવામાં એ લોકોને લાભ છે, તે એ કે એમ કરવાથી માણુસો ઘણાં એકઠાં થાય. અને દર્શન ખોલતી વખતે ઘણું લોક જમા થએલું દેખાય, તેથી ભભકામાં વધારો થાય. જો ઘણીવાર દર્શન થતાં હોયતો માણુસો છૂટા છવાયાં આવતાં જાય અને પૂજારી લોકોને પોતાના મનવાંછિત કામો થાય નહીં. વળી બીજું એ કે, અજ્ઞાની લોકોને ઢાંક ઉઘાડ કર્વામાં મોહ ભરાય છે ને તેવે તેવે ઠેકાણે જલદી દોડી જાય છે, એ વિષે પંજાબી ભાષામાં એક શાખી છે.

ढकपयोधरमुग्गे ढक्केमोहालगा ।
गगने चरतिभानु लोक दिवालय लगा ॥ १ ॥ ७२ ॥

અર્થ:—કોઈ ઊઘાડાં સ્તનવાળી સ્ત્રીને કોઇ કહે છે કે, હે યુવાન અવસ્થાવાળી ! તું તારાં સ્તન ઢાંક, કારણ કે ઢાંકવાથી કોઇને પણ મોહ લાગશે; પણ ઉઘાડાં હશે તો મોહ લાગશે નહીં. તેનો દાખલો સૂરજપંથી લોકોનો આપેલો છે કે, સૂર્ય સાક્ષાત્ આકાશમાં સ્વયં ફર્યા કરે છે તેને તે લોકો જોતા નથી પણ તેની મૂર્તિ કરીને જે મંદિરમાં બેસાડેલી છે, ત્યાં તે લોકો એકઠા થાય છે. કારણ કે તે મંદિરને વખતે વખત ઢાંક ઉઘાડ કરવામાં આવે છે, તેથી આજ્ઞાની લોકોને મોહ લાગેલો છે.

તે પછી ઋતુ ઋતુનાં દર્શન જૂદી રીતે કરાવવામાં આવે છે. શીયાળામાં પાછલી રાતના એકથી તે ચારવાગા સુધીમાં મંગળા થાય છે અને એ વખતે યુવાન સ્ત્રી અને યુવાન પુરૂષો એ દર્શન કરવા આવે છે. શીયાળામાં મૂર્તિને જાડાં અને ગોદડાંનાં લૂગડાં પહેરાવવામાં આવે છે. ખાવાનું ઉનું ઉનું ભોગ ધરાવે છે. મૂર્તિપાસે અગ્નિની સગડીઓ ધગ ધગતી રાખવામાં આવે છે. અને રાજ્યભોગ ઘણું કરીને સૂર્યોદયની અગાઉ કરી લેવામાં આવે છે, ઈત્યાદિ ઈત્યાદિ જેમ શીયાળાની ઋતુમાં દરેક માણુસ વર્તવાની તજવીજ કરે છે તેમ કરે છે.

તે પછી ઉનાળાની ઋતુ આવે છે, ત્યારે મૂર્તિ તે ઘણુંજ ઝીણા લુગડાંના વાઘા ધરાવે છે. શૃંગાર પણ હલકો ધરાવે છે, તરેહવાર જાતનાં સુગંધી ફુલોની માળાઓ ધરાવવામાં આવે છે અને ખાવાનું પણ ઋતુ અનુસાર થાય છે. ઉનાળાનો દિવસ મ્હોટો તેથી સવારનાં મંગળાનાં દર્શન છથી આઠ વાગે થાય છે, મંદિરમાં તરેહવાર જાતના અતર મૂર્ત્તિને લગાડવામાં આવે છે. અને મંદિરમાં ગુલાબ જળ વિગેરે છાંટવામાં આવે છે. મંદિરના ચોકમાં તરેહવાર જાતના ઉડતા પાણીના ફુવારા તેમજ તમામ ઠંડી હવા આવે તેવી યોજના કરવામાં આવે છે.

ચોમાસામાં સાધારણ કપડાં, સાધારણ ખાણા અને સાધારણ રીતભાત કરવામાં આવે છે પણ તે માણસને જે જે અનુકૂળ ચીજ હોય તેવી ઠાકોરજીને અંગીકાર કરવામાં આવે છે.

એ પ્રકરણ જોતાં એક અજાયબી લાગે છે કે, એ પુષ્ટિમાર્ગના ભગવાન્ પણ એવા કે જેને ઋતુ અનુસાર ચાલવું પડે. પણ ઋતુઓ એ ભગવાનના કહ્યામાં ચાલે નહીં !! શીયાળાના સમયમાં બીજે ઠેકાણે તો નહીં પણ હવેલીમાં તો ઉની ઋતુ કરી મૂકે ? અર્થાત્ તેમ તેનાથી બની શકતું નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે લોકોને આખો દિવસ મૂર્ત્તિમાં ને મૂર્ત્તિમાં ગાળવાને શીખવે છે, અને મૂર્તિ છે તેજ ભગવાન્ છે એવું સમજાવવામાં આવેલું હોય છે. વેદ-શાસ્ત્રમાં કહેલાં કર્મ, ઉપાસના જ્ઞાન વિગેરે ભૂલી જઇ લોકો કેવળ મૂર્ત્તિનાંજ કામમાં રોકાયલા રહે છે. એવું તેઓને શિખવવાનું દેખીતું કારણ એ છે કે, લોકો એક તો ધંધામાં રોકાયલાં હોય તેને આવાં દર્શન વિગેરે નાટક અથવા ફારસ જેવામાં આવે એટલે બીજી કાંઇ ગણુતી તેને રહે નહીં. જો તેમ થાય તો તે લોકોને ખરૂં જ્ઞાન થાય નહીં. ખરૂં જ્ઞાન થાય નહીં ત્યાં સુધી ખોટાને મૂકે પણ ક્યાંથી માટે એવાં શિષ્યરૂપી બકરાંનાં પગમાં એક જાતની સાંકળ બાંધવા જેવું કરેલું છે. આખો દાહાડો પુતળાંઓ પછવાડે હેરાન થવું એ વલ્લભના પોતાના સિદ્ધાંતથી ઉલટું છે. વલ્લભાચાર્યે પોતાના સિદ્ધાંતમુક્તાવલી નામના ગ્રંથમાં કહ્યું છે કે :—

**नत्वाहरिं प्रवक्षामि स्वसिद्धांतविनिश्चय ॥**
**कृष्णसेवा सदाकार्या मानसी सापरामताः ॥१॥७१॥**

અર્થ.—હું હરિ એવા ભગવાનને પ્રણામ કરી મારો નિશ્ચય કરેલો સિદ્ધાંત કહુંછું. તે એ કે, કૃષ્ણની સેવા હંમેશ કરવી. તેમાં માનસી સેવા સર્વેથી ઉત્તમ છે. વલ્લભ કહે છે કે, માનસી સેવા એટલે કૃષ્ણનું ધ્યાન ધરીને મનમાં સેવા કરવી, એ ઉત્તમ છે ત્યારે હવે મનની સેવાતો પા અરધો કલાક થાય, પછી તો માણસ નવરો રહે તો સારૂં. પાછળવાળાઓએ તો એમજ ઠોકી ઠોકી બેસાડેલું છે કે આખો દહાડો રોકાયલા રહેવું. હવે વલ્લભનો આ શ્લોક તેની સેવાને આડો કરે તે માટે તેની ટીકામાં લખ્યું છે કે, ખરા મનથી સેવા કરવી તેને માનસિક કહે છે. પણ તે મૂર્ખ સમજતા નથી, કે જેને મનથીજ સેવા કરવાની ન હોય તે એવી મૂર્તિને દરિયામાં નહીં પધરાવે ?

ખાવા પીવાની લાલચે કેટલાક ઉત્સવો કરેલા હોય છે, તે ઉત્સવને દહાડે વળી મૂર્તિની પૂજા તથા દર્શન જુદી રીતનાં થાય છે. પરંતુ ઉત્સવનું મુખ્ય તાત્પર્ય ખાવા પીવાનું હોય છે. અને રસના ઇન્દ્રિયના વિષય ઉપર તો કેટલાક, શોખી વૈષ્ણવો અંદર ઝુકયા રહે છે.

૧ જન્માષ્ટમીનો ઉત્સવ સઉથી મ્હોટો મનાય છે. એટલે શ્રાવણ વદ ૮ ને રોજ રાતીનાં બારેક વાગે કૃષ્ણનો જન્મ કલ્પેલો છે, તેથી તે વખતે કૃષ્ણના જન્મની ક્રિયા મૂર્ત્તિ સાથે કરે છે, ગિરિરાજના પથરાને દૂધથી નવરાવે છે અને જન્મનાં દર્શન ખોલે છે. ત્યારે અરધી રાતને સમયે સ્ત્રી અને પુરૂષો દરશન કરવા જાય છે. એટલામાં ગોપો ત્યાં પ્રવેશ કરે છે. એટલે પાંચ સાત જણ ગોવાળિયાનો સ્વાંગ લે છે અને બે ચાર ગોપિકાઓ થાય છે. આ વખતે બીજા કેટલાક ભાવી વૈષ્ણવો મંદિરના અંદરના ચોકમાં દાખલ થાય છે. જેમ નંદજીને ઘેર વધામણી થઈ તેથી સહુ નાચ્યા કૂદ્યા હતા તેમ અહીં પણ નાચે કૂદે છે, તેને નંદ મહોત્સવ કહે છે. આ પ્રસંગે વેશધારી ગોપો, મહારાજો અને ભાવિક વૈષ્ણવો એક કુંડાળાના આકારમાં ખૂબ નાચ કરતા એક બીજા ઉપર હળદર મેળવેલું દહીં જે તૈયાર કરેલું હોય તે છાંટે છે. આ વખતે જે વચે સમાજ બેઠેલી હોય છે તે "આજ નંદરાય કે આનંદ ભયો" એ પદ બધા સાથે સાથે બોલીને ખૂબ નાચ્યા કરે છે, અને કલાએક વારમાં જ્યારે થાકી જાય ત્યારે નંદ મહોત્સવ બંધ કરીને અંદર જે

હોય તે બધા ખાવા બેસી જાય છે તેમ મહારાજ પણ તે બધા સાથે ખાવા બેસે છે. એમ થયા પછી પરોઢિયે, જન્મ પામેલો શ્રી ઠાકોરજી પારણામાં ઝુલે છે. ત્યારે લોકોને દર્શન ખોલે છે. જે કોઈ વખતે પણ દરશન ન કરે તે આ દિવસે કરવા આવે છે, અને મંદિરમાં ઘણી ભીડાભીડ થવાથી ધક્કા મૂક્કીનો પણ કંઈ સુમાર રહેતો નથી. બીજા દિવસમાં તો આગળ પાછળ દરશન કરવા આવે પણ આજ તો બધા સાથે આવે તેથી અત્યંત ગીરદી થાય છે. હવે મંદિરમાંનું થોડુંક નાટક વર્ણન કરૂં છું, મંદિરમાં ઠાકોરજીને પાલણામાં બેસાડી તેને ઘણા ભારે શૃંગાર કરે છે. બે જણા ભવૈયાનો વેષ લે છે. મહારાજ કે મુખ્યાયો યશોદાનો વેશ લે છે અને તે વેશ લેનાર તેના ડાઢી અને મુંછ બોડાવીને, કૃત્રિમ ચોટલો રાખાને, રૂ વિગેરેનાં સ્તન કરીને બધો સ્ત્રીનો પોશાક પહેરી સ્ત્રી જેવો થઈ મૂર્ત્તિના પારણાં આગળ માની પેઠે બેસે છે અને પારણાને હીંચકા નાખે છે. વળી હાથેવતી ઝણ ઝણિયાં વગાડે તથા ફરમટડી ફેરવે તેમજ તરેહવાર રમકડાં મૂર્ત્તિને દેખાડે. હાય હાય!! આતે ધર્મનું મકાન કે નાટકશાળા? વળી ધર્મની બાબતના સ્વાંગ લેવાતા હશે? નાનાં બાળકને રમકડાંવતી રમાડે તેમ જડ મૂર્ત્તિ આગળ રમકડાં મૂકી રમાડે છે! અમારો એક મિત્ર કે જે હવેલીમાં દર્શનના ભાવમાં પક્કો ન હતો તેને આવી બાબત જોઈને શરમ લાગી કે આતે શું કરતા હશે! આ શું ધરમની જગા હશે? વળી એક વાત કરે તે બીજો ન કરે, ઉપર કહ્યા પ્રમાણેની ચેષ્ટા કરે, પણ યશોદાએ જણ્યું તે નાટક તો કરે નહી!! યશોદાને સુવાવડના ઘરમાં સૂવું જોઇયે. મૂર્ત્તિને તેનાં સ્તન ધવરાવવાં જોઇયે. વિગેરે દેખાવ બધો લોકોને તાદૃશ્ય દેખાડવો જોઇયે. હવે વૈષ્ણવ ભાઈયોને અમે પૂછીએ છીએ કે, જૂઓ આ નાટક છે કે કાંઈ બીજું? નહીંતો મહારાજની સ્ત્રીયો છે, તે જાહેરમાં જેમ બીજે ઠેકાણે મ થું ઢાંકી ને બેસે છે તેમ બેસે અથવા અહીંઆં બેસવા લજાતી હોય તો મુખિયાની સ્ત્રીયો ક્યાં નથી? જો તેમ કરે તો કાંઇક સારૂં રૂપ તો દેખાય! પણ એઓને તો કેવળ નાટકજ કરવું. જેમ ભવઇયાઓ પોતાની મુછો બોડાવી સ્ત્રીયોનો વેશ લે છે તેમ એ લોકો આવા ઉત્તમ દિવસે મુંછ બોડાવી સ્ત્રીનો વેશ લઇ શ્રી ઠાકોરજીના પારણાં આગળ બેસે છે ત્યારે ખરૂં છે કે નાટકમાં સ્ત્રી સામેલ થઈ શકે નહીં એવી હિંદુસ્તાનમાં

રીત છે. એક માણુસ નંદરાયનો વેશ લે છે. અર્થાત્ બુઢ્ઢા જેવો થાય છે, હાથમાં લાકડી લે છે, આગળ એક ધોળું ડાઢું બાંધે છે, પુંઠે ખુંદ કહાડી ઘરડાં ડોકરાની પેઠે પાલણા આગળ બેસે છે, અને તરેહવાર રમકડાં લઇ ઠાકોરજીને દેખડાવી બરાબર આબેહુબ કૃષ્ણના જન્મના નાટકનો વેશ ભજવી બતાવે છે. કેટલાંક માણુસો કહે છે કે જૂઓ હવેલીમાં કેટલાં માણુસો આવે છે? એમાં નવાઈ જેવું કાંઇ નથી. જેમકે નાટક કે ભવાઇયાના ખેલો જોવા હજારો લોકો પૈસા આપીને જાય છે. ત્યારે અહીંતો વગર પૈસે નાટક જોવાનું મળે તે જોવા કેમ જાય નહીં? વળી નાટક કરતાં આ ઠેકાણે એક વિશેષ લાભ એ થાય છે કે, અત્યંત ઉત્તમ, યુવાન, ખુબસુરત, શૃંગારવાળી, સારા ઘરની અને મનભાવતી સ્ત્રીયોના અંગ સ્પર્શનો લાભ થાય અને લાગ ફાવે તો અલિંગન પણ થાય. વળી કોઈ વખત કાંઇ બીજું પણ થવાનો વખત મળે. ત્યારે વિષયી લોકોને સોગણો વધારે લાભ થાય. આવી લાલચે માણુસો ભેળાં થાય તેમાં આશ્ચર્ય શું?

૨ પછી ભાદરવા શુદ ૮ ને રોજ રાધા અષ્ટમી આવે છે તે દહાડે રાધા જીનો જન્મ થયો એવું કલ્પે છે. (રાધાજી એટલે કૃષ્ણજીનાં ચોરીએ થયેલી સ્ત્રી) જન્માષ્ટમીથી તે આજ દિવસ સૂધી ઠાકોરજી પાલણામાં ઝુલે છે. તે તે પછી ઝુલી ઉતરે છે. કોઈ ઠેકાણે લખેલું છે કે આગલે વર્ષે રાધાજી જન્મી હતી તેથી કૃષ્ણ કરતાં તે સાડા અગિયાર મહીના મ્હોટી હતી. તે મ્હોટી ન કહેવાય તે માટે તેણે માસ બાર સૂધી પોતાની આંખો ઊઘાડી નહોતી કૃષ્ણનો જન્મ થયા પછી પંદર દહાડે આંખો ઉઘાડી. એટલી તો જન્મતાં વેળજ અક્કલ હતી ત્યારે એ શું પ્રભુતાઈ ન કહેવાય? એ દિવસે પણ ભોગ અને શૃંગાર સારો કરવામાં આવે છે.

૩ ભાદરવા શુદ ૧૧ ને એકાદશી કહે છે, આ વખતે ગોપીઓ પાસેથી શ્રીકષ્ણે દાણ લીધેલું હતું તેથી તે લીલા કરે છે, તેનો ઉત્સવ કરે છે, અને તે વખતે ગોપિયો પાસેથી કેવી રીતે દાણ લીધેલું હતું તેનાં પદો ગાય છે.

૪ આશો શુદ ૧૦ ને રોજ વિજયા દશમી આવે છે તે પુરાણોક્ત છે. શ્રીરામચંદ્રે લંકાઉપર ચઢાઇ કરી તેનો ઉત્સવ કરે છે, ને તે દહાડે શ્રીઠાકોરજીની મૂર્તિને ભોગમાં ઠોર (એક જાતનાં સાટાં) ધરાવે છે, અને રામનાં પદો પણ ગાય છે.

૫ એ પછી શરદપુનેમ આવે છે તે દહાડે કૃષ્ણને ગોપિયો સાથે વ્રજમાં રાસ રમ્યા તેનો ઉત્સવ માનવામાં આવે છે. દરેક હવેલીમાની મૂર્તિઓને મંદિરમાંથી બહાર કાઢી રાતની વખતે ચાંદનીમાં બેસાડવામાં આવે છે. (પણ સાથે ગોપિયો દેખાતી નથી. અરે બચ્યું એ નાટક કે જેમાં આબેહુબ ચિતાર પણ દેખાતો નથી. એના કરતાં નાટકશાળા સારી કે જેમાં બરોબર રૂપ તો દેખાય.) અને પદો પણ કૃષ્ણની રાસક્રીડાનાં ગાવામાં આવે છે. તથા ઠાકોરજીને વધારાની સામગ્રીમાં દૂધપાક કરવામાં આવે છે.

૬ દિવાળીના દહાડાણું તરેહવાર રોશનાઇ કરવામાં આવે છે. સામગ્રીયો રોજ નવ નવી ધરવામાં આવે છે. તેનાં દર્શન રાત્રીનાં સાતથી નવ વાગા સુધી થાય છે. આ વખતે રાત્રીનાં સેંકડો સ્ત્રીઓ હવેલીઓમાં રઝળે છે. આવી રીતે પોતાની મરજી મુજબ દિવાળી ચારથી આઠ દહાડા સુધી કરવામાં આવે છે.

૭ એ પછી કાર્તિક શુદ્દ ૧ ને રોજ અન્નકૂટનો ઉત્સવ એટલા માટે કરવામાં આવે છે કે, શ્રીકૃષ્ણે એમ કરેલું હતું. અન્નકૂટને દહાડે એકવાર ગોવર્ધન પૂજાનાં દર્શન થાય છે. એટલે ગાય અને ભેંસનાં છાણનો મોટો ઢગલો કરી તેને થાપડી એક સરખો કરે છે. અને તેના ઉપર તરેહવાર વનસ્પતિના છોડવા ખોસે છે. ત્યારપછી મૂર્તિને પાસે બેસાડી તેની પૂજા કરેછે. અર્થાત્ છાંણના ગોવરધન પર્વતની પીતળનો ભગવાન્ પૂજા કરે છે. અને તિલક ચોખા વગેરે તેને છાંટે છે. પછી વૈષ્ણવો તેને પગે લાગે છે. અને ઠાકોરજીને પણ પગે લાગે છે. એ બધું થઇ રહ્યા પછી ઠાકોરજીને મંદિરમાં પધરાવે છે. પછી અન્નકૂટ ભરવામાં આવે છે. મંદિરની બહાર મોટા ચોકમાં વચ્ચે કેટલીક જગામાં સુખડી મૂકવામાં આવે છે. એટલે રાંધેલાં ભાત તથા દાળનો જમીન ઉપર કપડું પાથરી ઢગલો કરવામાં આવે છે. તેની સાથે કઢી તથા બીજાં શાક સુખડીનાં રાખવામાં આવે છે. તેને ફરતાં ચોફેર તરેહવાર મોહાઇનાં, તથા કેટલાંક શાકનાં તથા કેટલાંક રાઇતાનાં એવી રીતે હજારો ઠામો ભરીને રાખવામાં આવે છે. બધું બરાબર ગોઠવાઇ રહે ત્યારે બહાર સમાજ બેસે છે અને દર્શણ ખોલવામાં આવે છે. આ ઉત્સવને પણ મ્હોટો ઉત્સવ માનેલો તેથી દર્શનમાં તે દહાડે ભીડ પુષ્કળ થાય છે. અને તે

ધરેલા ભોગ સુધાં વૈષ્ણવોને તેનાં દર્શન કરાવે છે. તેનું કારણ એમ જણાય છે કે, અમે આવો મોટા ખરચ કરીએ છીએ એવું દેખાડી વૈષ્ણવો પાસેથી સામગ્રીને બાને ધન હરણ કરવું.

૮ અન્નકૂટને બીજે દહાડે ભાઇબીજ માનેલી છે. તે દિવસે શ્રીકૃષ્ણ પોતાની બેન સુભદ્રાને ઘેર ખાવા ગયા હતા, તેથી બીજાઓએ પણ પોતાની બેનને ઘેર જવું એમ ઠરાવ્યું છે. ગયે દિવસે ઠાકોરજી અન્નકૂટ આરોગ્યા છે તેની અરૂચિ થઇ હોય તે માટે ખીચડીનો ભોગ ધરાવવામાં આવે છે. આને યમદ્વિતીયા પણ કહે છે. એ દહાડે યમરાજા યમુનાંજીને ત્યાં જમવા ગયા હતા તેથી ભાઇઓએ બેનોને ત્યાં જમવા જવું. એમ સમજાવેલું છે.

૯ કાર્ત્તિક શુદ્દ ૮ ને ગોપ અષ્ટમી કહે છે. અને તે દહાડે શ્રી કૃષ્ણ ધામધૂમથી ગામ બાહાર ગાયોને લેવા ગયા હતા, તેથી બધાઓએ તે દિવસે તેમ કરવું. એવું ઠરાવેલું છે. ઠાકોરજીને સામગ્રી વિગેરે એ દિવસે સારી રીતે ધરાવવામાં આવે છે.

૧૦ કાર્ત્તિક શુદ્દ ૧૧ ને દેવપ્રબોધની અથવા દવદીવાળી કહે છે. એટલે તે દહાડે વિષ્ણુ ભગવાન્ પાતાળમાંથી બાહાર નિકળી વિષ્ણુ લોકમાં આવે છે એ દિવસે તુળસી સાથે શ્રી કૃષ્ણ પરણ્યા છે, એવી રીતે માનીને કેટલાક મહારાજો અને વૈષ્ણવો તુળશીને પરણાવે છે. બિચારા મલ્હારરાવ ગાયકવાડે ખબુતર પરણાવ્યાં તેથી ઘણા લોકો તેની હાંસી કરતા હતા. તેમ તેમની તેવી ચાલને માટે ટીકા પણ કરતા હતા. પણ આ તો તુળશીનાં ઝાડને પરણાવે છે!! અને તે દિવસ મોટા ઉત્સવનો માનવામાં આવે છે! વળી આખી રાત દીપમાલિકા હવેલીમાં કરવામાં આવે છે. મૂર્ત્તિના વિવાહની વિધિ કરવામાં આવે છે. રાત્રે તે મૂર્ત્તિને જાગરણ કરાવે છે, પછી સવારમાં વહેલો રાજભોગ કરી મૂર્ત્તિને આખો દિવસ સુવાડી દે છે. અને કહે છે કે રાત્રે શ્રી ઠાકોરજીએ જાગરણ કરેલું છે. એ રાત્રે મંડપ અથવા કુંજ બાંધે છે તેમાં મૂર્ત્તિને બેસાડે છે. એ કુંજ શેલડી વગેરેનો બાંધવામાં આવે છે તેથી એને કેટલાક વૈષ્ણવો કુંજ અગીઆરસ પણ કહે છે. આખી રાત જુવાન સ્ત્રીઓ દર્શનને બાહાને રઝળતી જોવામાં આવે છે. હવેલીમાં દીપમાલિકા ભરીને રોશની કરવામાં આવે છે.

૧૧ કાર્તિક શુદ ૧૨ ને દહાડે શ્રી નાથજીનો જન્મ દિવસ માનેલો છે એટલે શ્રી નાથજી ગિરિરાજ પર્વતમાંથી પ્રગટ થયા તે દહાડે પણ સારી સામગ્રી અને ધુમધામ કરે છે.

૧૨ એ પછી માર્ગશીર્ષ વદ ૯ ને રોજ ગુસાંઈજીનો જન્મદિવસ માનીને સારી સારી સામગ્રીઓ કરાવે છે અને તેને મોટા આનંદનો દિવસ માને છે. ખરૂં છે કે હાલના મહારાજના એ થકી સારા દિવસ, એટલે તેઓએ એમ માનવું જોઇએજ પણ વળી ઘણું અઘટિત એ છે કે, ગુસાંઈજીના મરવાના દિવસે કંઇ કરીને શોક પાળવામાં આવતો નથી. આ નેમને જલેબીઆ નેમ પણ કહે છે.

૧૩ એ પછી માઘ શુદ ૫ ને વસંત પંચમીનો ઉત્સવ તરીકે માને છે, અને તે દહાડે કામદેવનો જન્મ થએલો છે. હવે કામદેવ તો એ માર્ગનું તિલક. તેથી તેનો ઉત્સવ ઘણી ધામધૂમથી કરવામાં આવે છે. ઠાકોરજી આગળ તરહેવાર જાતનાં રમકડાં, અને અનેક જાતનાં ઝાડો રાખવામાં આવે છે. કામોદ્દીપન કરનારાં પદો તથા બધા રાગોમાં તરેહવાર ગાયનો કરવામાં આવે છે. ઠાકોરજી આગળ તરેહવાર જાતનાં રમકડાં, અને અનેક જાતનાં ઝાડો રાખવામાં આવે છે. કામોદ્દીપન કરનારાં પદો તથા બધા રાગોમાં તરેહવાર ગાયનો કરવામાં આવે છે. તેમજ અબીલ, ગુલાલ અને કેસુડાના રંગ વિગેરેનો એ દિવસેથી ઉપયોગ કરવામાં આવે છે. અને ત્યારથી ઘણું કરીને સ્ત્રીપુરૂષો ખેલના દર્શન કરવા જાય છે. તેની રીત એવી છે કે, મૂર્ત્તિનું મંદિર ઊઘાડવામાં આવે તે પછી તેની પાસે સમાજ બેઠેલી હોય, તે ડફ, ડુમડુમી, મયુર, મોરચંગ વગેરે વાજાંઓ વધારે રાખવામાં આવે છે. તેમજ ઘેલા બનીને કામદેવની ફોજને ઉત્તેજન મળે એવાં પદો ગાય છે, પછી મંદિરમાં જે પુંજારી મહારાજ વા મુખીઓ હોય તે મૂર્ત્તિને પ્રથમ અબિલ, ગુંલાલ, ચુવા, કુંકુમ વગેરેથી ખેલાવે છે. પછી મંદિરમાં જે પિછવાઈ ચંદ્રવા હોય તેનાપર રંગ ગુલાલ વિગેરે નાંખે છે. અને તે પછી બાહેર ઉભેલા વૈષ્ણવોને રંગ ગુલાલ છાટવામાં આવે છે. તેમાં મહારાજો ખૂબ વીચકારીઓ ભરીને વૈષ્ણવોઉપર રંગ ઉરાડે છે. તેમાં પણ વળી કેટલાક વિષય પ્રીય હોય તે સ્ત્રીઓ ઉપર ધારે જોરથી ફેંકે છે. એ પછી ગુલાલ અબિલ વિગેરે ઉરાડીને અંધા ધુંધી

કરે છે. તે વખતે દર્શનને માટે આવેલાં કામી અને વિષયી જનોને અત્યંત આનંદ થાય છે. તેમજ પોતાંના ધારવા પ્રમાણેનું કેટલુંક કામ ત્યાં પાર પાડે છે. આ પ્રમાણે વસંત પંચમીથી માંડીને હોળી સૂધી એટલે આશરે ચાલીશ બેતાળીશ દિવસ લગણ મોટી ધૂમ મચે છે.

૧૪ વસંતપંચમી પછી શ્રીનાથજીનો પાટ ઉત્સવ આવે છે તે મહાવદ ૭ ને રોજ થાય છે. એ દહાડે વલ્લભાચાર્યજીએ શ્રીનાથજીને ગોવર્ધન પર્વત ઉપર પૂર્ણમલના બંધાવેલાં અપૂર્ણ મંદિરમાં પાટ બેસાડ્યા હતા, અને તે દિવસે શ્રીજીમાં ઘણી ધામધૂમ થતી હશે. એઓના ધામધૂમમાં ખાવાનું બહુ સારૂં સારૂં થવું અને દર્શનમાં ઘણી ભીડ થવી એ વિશેષ છે.

૧૫ એ પછી હોળી આવે છે. તે દહાડે રંગ ગુલાબ બહુ જથા બંધ ઉડે છે. ને વસંતના દહાડા પૂરા થઇ રહેવા આવે છે તેથી ધીંગામસ્તી પણ સારી પેઠે થાય છે. કેટલાક મહારાજના મંદિરમાં હોળીના દહાડામાં બે ચાર માણસો બાયડીઓના વેશ લે છે. પછી એકાદ બે પુરૂષો ભવાઇઆ જેવા બનીને એક ગુહ્યેન્દ્રિનો આકાર બનાવી પોતાને પેટે બાંધે છે. પછી પેલી બાઇડીઓ બનેલી હોય તે સાથ અનેક પ્રકારના અત્યંત નિર્લજ્જ ચાળા કરે છે, તે દર્શને આવનારાં હજારો સ્ત્રીપુરૂષો નજરે જુવે છે. વળી જેમ જેમ સ્ત્રીવર્ગ તે તરફ વધારે જૂએ તેમ તેમ વધારે ચાળા કરે છે. એટલુંજ નહીં પણ તે દર્શન કરવા આવેલી સ્ત્રીઓ પાસે જઇને કોઇ વખતે નિર્લજ્જ ચાળા કરે છે. અરે, આવાં નીચ અને ખરાબ કામોને ધર્મ માનનારાં કેટલાં અજ્ઞાન હશે ! અરે વૈષ્ણવો આવાં કામો જ્યાં થાય છે તેને તમે શું ધર્મની જગા માનો છો ? ખરે ધર્મની જગામાં તેવાં કામો કદિ પણ થાય નહીં અને એવાં કામો જ્યાં થાય તે કદી પણ ધર્મની જગા કહેવાયજ નહીં. એ તો વેશ્યા વાડાને લજાવે એવી જગા કહેવાય. બાકી ધર્મની જગા હોય ત્યાં તો વૈરાગ્ય, વિચાર, સત્સંગ, જ્ઞાન, ભક્તિ વગેરેની વાતો થાય.

૧૬ હોળી પછી બીજે દિવસે ડોળ ઉત્સ થાય છે. એટલે કેળના સ્તંભ વગેરેનું કુંજ બાંધે છે. તેની વચમાં એક હિંચકો બાંધે છે. તેમાં શ્રી ઠાકોરજી ( મૂર્ત્તિ ) ને બેસાડે છે. અને તેને હીંચકા નાખે છે. અને તેને છેલ્લા દિવસ ગણી જેટલો બને તેટલો રંગ અને ગુલાલ ઉરાડે છે. અને ખાવા પીવાની પણ તરેહવાર સામગ્રી બનાવે છે.

૧૭ ચૈત્ર શુદ ૯ ને દહાડે રામનવમીનો સેહેજસાજ ઉત્સવ કરે છે, કે જે દહાડે રામચંદ્રજીનો જન્મ થયો એવું રામાયણ વિગેરે પુસ્તકોમાં લખે છે.

૧૮ ચૈત્ર વદ ૧૧ ને દિવસે વલ્લભાચાર્યનો જન્મ ઉત્સવ માને છે. વલ્લભાચાર્યના જન્મ દિવસે સર્વે ઠેકાણે સારી ધામધૂમ કરવામાં આવે છે. અને તે કરવીજ જોઇએ. કારણ કે તે મૂળ પુરૂષ છે અને તેનાથીજ મહારાજોના સારા દિવસ.

૧૯ એ પછી વૈશાક શુદ ૧૪ ને રોજ નૃસિંહ ચતુર્દશીનો થોડો થોડો ઉત્સવ માને છે. તે દહાડે નૃસિંહ ભગવાનનો જન્મ થએલો માને છે. મહારાજ લોકો પોતાના ઠાકોરજીનાં જન્મનાં દર્શન કરાવે છે.

૨૦ જ્યેષ્ઠ શુદ ૧૦ ને રોજ શ્રીગંગાજીનો પાટ ઉત્સવ માને છે. એ દિવસે ગંગાનદી સ્વર્ગમાંથી ભૂમિ ઉપર આવ્યાં એમ કલ્પે છે. અને તે દિવસે પીવા વિગેરેનું બનાવે છે અને પદો ગાય છે. "गंगा तीनलोक उधारक ॥ ब्रह्मकमंडलते तुम निकसी सकल विश्वकी तारक." ઇ૦

૨૧ જ્યેષ્ટ શુદ ૧૫ ને રોજ સ્નાન યાત્રાનો ઉત્સવ કરે છે. આગળે દહાડે સાંજનાં મહારાજો વહુ બેટીઓ અને મુખીયા ભીતરીઆ વગેરે બીજા પણ હજારો ગામના વૈષ્ણવો પોતાને હાથે બાહારથી પાણી ભરી લાવેછે, અને સવારના પહોરમાં તે પાણીથી મૂર્ત્તિને નહવરાવે છે, અને ખાવાપીવાનું સારી પેઠે કરે છે. આગળે દહાડે પાણી ભરવા જાય છે તેને જલયાત્રા કહે છે.

૨૨ એ પછી રથયાત્રા' થાય છે, તે આષાઢ શુદ ૧ પછી જે દહાડે પુષ્પ નક્ષત્ર હોય તે દહાડે થાય છે. એ દહાડે શ્રી કૃષ્ણ ભગવાન્ રથમાં બેસી ફરયા હતા તેની નકલ કરીને એ દહાડે રથયાત્રા માને છે. મહારાજોને ત્યાં તથા વૈષ્ણવોને ઘેર સારી ધામધૂમથી રથયાત્રા કરવામાં આવે છે. એ પ્રમાણે મૂર્ત્તિને રથમાં બેસાડવામાં આવે છે તેમાંથી કેટલીક મૂર્ત્તિને એકલા રથમાં બેસાડી મંદિરના ચોકમાં સેવા કરનારા માણસો જરા જરા ફેરવે છે. એ રથ એક માણસ ઘસડી શકે એવડો હોય છે. હવે જે મૂર્ત્તિને ઘોડાવાળા રથમાં બેસાડતા નથી તે બાળકૃષ્ણજી, નવનીતપ્રિયાજી વિગેરેના હોય છે, એને બાલક કૃષ્ણની કલ્પી છે. અને ઘોડા નહીં જોડવાનું કારણ બતાવે છે કે, બાળક કૃષ્ણ છે તેથી ઘોડાઓને દેખી ડરી જાય. ભાઇઓ, એથી તમારે

એમ સમઝવું નહીં કે તે ઘોડા ખરેખરા હશે. પણ એ તો પીતળના ઠાકોરજીને લાકડાના ઘોડા હોય છે. તેથી પણ એ ઠાકોરજી ડરી જાય છે! હવે કેટલીક મૂર્ત્તિને લાકડાંના રથમાં લાકડાંના ઘોડાં જોડીને તેમાં બેસાડે છે. ઘોડાઓને હજારો રૂપિયાનાં ઘરેણાં પહેરાવે છે. એ રથમાં મૂર્ત્તિનાં દર્શન બપોરના નવવાગાથી તે સાંજના ચારવાગાસુધીના વચલા વખતમાં થાય છે. તેમાં પણ ઢાંક ઉઘાડતો ખરૂં. પહેલાં દર્શન ખોલીને ભોગ ધરાવે છે; ત્યારપછી બંધ થાય છે. પાછો વળી અર્ધો પોણો કલાક પડદો ખુલે છે. વળી થોડીવાર દર્શન થયા પછી પાછો ટેરો આવે છે. એવી રીતે ચાર વખત ઢાંક ઊઘાડ થાય છે. અને દર્શનની ખૂબ ધૂમ મચે છે.

૨૩ આષાઢ શુદ્દ ૬ ને દિવસે કસુંબા છઠ આવે છે. તેનો ઉત્સવ કરે છે. તે દહાડે પણ ખાવા પીવા વગેરેની તથા જરા દર્શનની ધામધૂમ થાય છે.

૨૪ આષાઢ શુદ્દ ૧૫ ને રોજ કચવડી પુનમનો ઉત્સવ માને છે. કચોરી તથા બીજી સામગ્રીઓ મૂર્ત્તિને ભોગ ધરાવે છે.

૨૫ આષાઢ વદ્દ ૧ ને દહાડે મૂર્ત્તિને હિંડોળામાં ઝુલાવે છે. કારણ કે એ દિવસે શ્રી કૃષ્ણ કુંજ બાંધીને હીંડોળે ઝુલેલા હતા. એમ માની આ લોકો પણ એક મહિનાસૂધી ઝુલાવે છે. તેનાં દર્શનની ધૂમ મચાવે છે. હીંડોળા દરરોજ તરેહવાર જાતના બનાવે છે. પહેલાં તો સાદાં લાકડાંના રંગેલા બે ચાર દિવસસૂધી થાય છે ને પછી તરેહવાર ફૂલની ગુંથણીના કરવામાં આવે છે. ઘણી વખત ફૂલની કળીઓના થાય છે, પીત્તળ પાનાનાં કોતર કામના કરે છે, રૂપાના બનાવે છે, અને કોઈ કોઈ ઠેકાણે સુખડ અથવા એથી પણ ઘણાં ઊંચા તથા કિંમતી બનાવવામાં આવે છે. હીંડોળાના છેલ્લા દહાડામાં દર્શનો રાતની રોશનાઇમાં કરાવવામાં આવે છે. પછી સ્ત્રી પુરૂષોની અનીતિમાં કાંઇ બાકી રહેતું નથી. એ દર્શન અલબત્તાં પા કે અર્ધો કલાક થાય છે.

૨૬ શ્રાવણ શુદ્દ ૩ ને દહાડે ઠકુરાણીત્રીજ એવાં નામનો ઉત્સવ માને છે અને ખાવા પીવા વગેરેની સારી ધામધૂમ કરવામાં આવે છે.

૨૭ શ્રાવણ શુદ્દ ૧૧ ને રોજ પવિત્રાં એકાદશીનો ઉત્સવ થાય છે. વલ્લભાચાર્યે શ્રી ઠાકોરજીની સ્તુતિ કરી તેથી ઠાકુરજી તેની પાસે પધાર્યા. પછી વલ્લભાચાર્યે તે દહાડે પવિત્રાં અને સાકર ધરાવી, એવી ગપ જે પોતાનાં ગ્રંથો

તેમાં ઢોકેલી છે એટલા માટે આ લોકો પણ શ્રી ઠાકુરજીને પવિત્રાં અને સાકર ધરાવે છે. એમાં અજાયબ જેવું એ છે કે, હાલના લોકો કોઇ બાળતમાં મુઝાતા પણ નથી. તેમ સાક્ષાત્ ભગવાન્ પણ આવતા નથી. તે છતાં આ સર્પના સરંડાને શું કરવા કૂટતા હશે? પણ એક અનુમાન કરવામાં આવે છે તે એ કે, સેવકો પાસેથી ટકા ઓકાવવા. જો તેમ ન હોય તો વળી બીજે દહાડે મહારાજ લોકો પોતે પેહરીને સેવકો પાસેથી ભેટો કેમ ઉચાવત કરે? ઠાકોરજીને પવિત્રાં ધરાવીને પછી સેવકોને દર્શન કરાવે છે. તેમાં પણ સારી ગરદી થાય છે. એને બીજે દહાડે પોતે પહેરે છે. માલતો ખાવાનો ખરોજ.

૨૮ શ્રાવણ શુદ ૧૫ ને રોજ રાખડી પૂનેમ થાય છે. ૮ ને દહાડે શ્રી ઠાકોરજી (મૂર્ત્તિ) ને રાખડી બાંધવામાં આવે. અને તેનો ઉત્સવ મનાય છે. તેમજ તેનાં પદો બનાવેલાં હોય છે. "રાખી બાંધત યશોદા મૈયા" અર્થાત કૃષ્ણને યશોદાજીએ રાખડી બાંધેલી હતી, તેથી આપણે પણ મૂર્ત્તિને રાખડી બાંધવી.

ઇત્યાદિ ઇત્યાદિ બીજાપણ કેટલાક ઉત્સવો માનવામાં આવે છે. જેવા કે, વલ્લભાચાર્યથી આજસૂધી મરણ પામેલા તથા હાલ જીવતા બેઠેલા મહારાજોના જન્મ દિવસ એટલે વર્ષગાંઠ માનવામાં આવે છે. તે દહાડે વૈષ્ણવો તેમ મહારાજો ઉત્સવ માને છે. તેમાં વિશેષે કરીને વૈષ્ણવો પોતાના ગુરૂના ઘરના મહારાજો હોય તેનો માને છે. મહારાજાઓ પોતાના પૂર્વજોનો માને છે. વળી સંક્રાંતિયો, વનરાત્રિયો, દીવાળીના કેટલાક દિવસો એમ અનેક ઉત્સવ માનવામાં આવે છે, એની ગણત્રી કરીએ તો આખાં વર્ષમાં માત્ર સો દિવસ સારાં સારાં મિષ્ટાન્ન મારવા વગરના જતા હશે. રસના ઇન્દ્રીને વશ થયેલો માણસ એવા માર્ગમાં કેમ પ્રવેશ કર્યા વગર રહે?

એમાં ઘણા ખરા ઉત્સવો તો શ્રીકૃષ્ણનાં ચરિત્રોનાં નાટકોજ કરવાના માત્ર છે. આમાં એક વાત મ્હોટી આશ્ચર્ય પામવા જેવી એ છે કે, કૃષ્ણની ભાગવત્ વગેરેમાં વંચાયલી લીલાનું નાટક કરે છે. પણ ગોલોકના કૃષ્ણ અથવા ઠાકોરજીનાં ચરિત્રનો એકપણ ઉત્સવ અથવા એકપણ પ્રવેશ કે એકપણ ફારસ કરવામાં આવતો નથી. ત્યારે એથી એમ જણાય છે કે, ગોલોકમાં કંઇ ખાવા પીવાનું તો છેજ નહીં. તેથી જો ભૂખે મરવાનો ઉત્સવ કરે તો

બાધાંનાં લોભિષ્ટ માણસો આ માર્ગમાં પ્રવેશ કરે નહીં. એ વાતને ગોસાંઇજીના એક વૈષ્ણવસાથે વાર્તિક પુસ્તકોમાં થયેલાં સંભાષણ ઉપરથી પણ જણાય છે. તે વાર્તામાં એમ લખે છે કે એક દહાડે ૭ વૈષ્ણવો શ્રી ગોસાંઈજી પાસે આવ્યા અને કહ્યું કે, અમને વૈષ્ણવ કરશો? તેના ઉત્તરમાં ગોસાંઇજીએ અકેકને પૂછ્યું કે, તમને શાંના ઉપર પ્રેમ છે? તે સાંભળી એક જણે ખાવા ઉપર બતાવ્યો, એક જણે સ્ત્રી ઉપર બતાવ્યો, એક જણે જોવાનો શોખીન છું એમ કહ્યું, એક જણે ગાયન પ્રિય છે એમ કહ્યું. એકે સુગંધી પદાર્થ વહાલો છે તે કહ્યું અને એકે કહ્યું કે મને આ દુનિયાંનો કોઇ પદાર્થ પ્રિયજ નથી. એમ થવાથી ગોસાંઇજીએ તે પાંચ જણાંને કહ્યું કે તમે તો વૈષ્ણવ થઇ શકશો પણ આ છઠ્ઠો થઈ શકશે નહીં. તેનું કારણ બતાવ્યું કે, કોઈ પદાર્થ ઉપર તેનો પ્રેમ નથી તો તેનો ઠાકુરજી ઉપર પ્રેમ કેમ થશે. હવે આ વાતમાંથી સાર એ છે કે, એ પાંચે જણાં વિષયી હશે, તેથી ગોસાંઈજીએ જાણ્યું જે એઓનું તો આપણા માર્ગમાં બરાબર સુ ઠન થશે. અને છઠ્ઠો જણ વૈરાગ્યવાન્ હશે અથવા મુમુક્ષુ હશે, તેથી તેને હાંકી કહાડ્યો હશે. કારણ કે વૈરાગ્ય અને જ્ઞાન ધનનાં તો અહીં દિવાળાં એટલે તેને વિદાય કર્યો હશે. આ વાતથી પાછલી પ્રજાને પણ ખેંચવાનું કહે છે કે દરેક વૈષ્ણવે એકાદ વેશ ન રાખવો. એવી સૂચના કરેલી છે. તેમ થાય તો આ લાલચ સંયુક્ત માર્ગમાંથી નીકળી શકે નહીં. વળી આમાં કોઈને શંકા થાય કે ગોલોકની લીલા કોઇ પુસ્તકમાં લખી નથી? તેમ તે જોવાનુંએ કેમ બને તો તેની કાંઈ ફીકર નથી. કારણ કે કૃષ્ણની પણ એવી ઘણી લીલા માની છે, કે તે જૂનાં પુસ્તકોમાં નથી. વળી ગોલોક નામના આઠમાં આસમાનમાંથી વલ્લભ પોતે ઉતરીજ આવેલા એટલે તેમાં શું શું છે તે જાણવાની શંકા રહેજ નહીં. વળી તે કહે તે બધી વગર સંદેહે સાચી માનવામાં આવે. હં હં, ભાઈ મને હવે યાદ આવે છે, કે તેઓ ગોલોકની લીલા કરતા નથી, કારણ કે ત્યાં તો અનંત કુંજ, કરોડો ગોપીઓ, ને ઘણી સમૃદ્ધિ (ભૂલથી લખાઇ ગઇ) છે તો તેવી અંહી ક્યાંથી કાઢે? સબબ કે તે લીલાનું ફારસ નહીં કરતા હોય!

હવે હવેલીમાંની મૂર્ત્તિ પૂજાનો પ્રકાર થયો ત્યારે દર્શનનું પણ થોડું વર્ણન કરવું જોઇએ. તેમાંનું થોડું તો ઉપર આવી ગયેલું છે, પણ તે બરાબર સમઝવામાં આવે તેવું નથી.

દરેક દર્શન થોડી થોડી વાર થાય છે. તે વાત આપણે આગળ લખી ગયા છીએ. અને તે કારણથી લોકો કલાક કે પોણો કલાક અગાઉથી એકઠું થવા માંડે છે, તેથી તેઓ કાંઈ કામ હોય તો પણ જઈ શકતા નથી. કારણ કે દર્શન ખુલે કે પાંચ સાત મીનિટ પછી પાછાં બંધ થાય. એટલા માટે બિચારા વૈષ્ણવો અગાઉથી આવીને હવેલીમાં તથા આગળ પાછળ બેસી રહે છે. તેમાં સ્ત્રીઓ પણ સારી રીતે ભરાય છે. એ વખતે જેમાં મૂર્ત્તિ હોય છે તે મંદિર તથા તેનો બાહારનો ચોક ઘણું કરીને બધે ઠેકાણે બંધ હોય છે. ત્યાં અડખે પડખે એક માણસ કે જે ઝાપટીઓ એવા નામથી ઓળખાય છે તે ઉભો રહે છે. તે પૈસાવાળાઓને તથા તેમની સ્ત્રીઓને અંદરના ચોકમાં દાખલ કરે છે. આ માર્ગનો મૂળ હેતુ ધનહરણ કરવાનોજ છે, એટલે ધનાઢયનું માન હોવુંજ જોઇએ. અણો ભક્ત એક સાધારણ વેશમાં બ્રહ્મસંબંધ લેવા ગયો ત્યારે તેના સામું પણ જોયું નહીં. અને ધકેલી કહાડ્યો પછી તે થોડા દહાડા રહીને ભભકો કરીને ગયો અને પાંચ રૂપીઆ ભેટના મૂક્યા ત્યારે ઘણો આદરસત્કાર કર્યો. ઇશ્વરજ્ઞાનવિષે અણો પૂછવા લાગ્યો, ત્યારે આ લોકો અખાડા કરવા માંડ્યા એટલે તેણે કહ્યું કે,—

ગુરૂ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ.
ધન હરે ધોખો ના હરે, એવા ગુરૂ કલ્યાણ શું કરે.

એમ કહી ત્યાંથી ચાલી નીકળ્યો, આવી રીતે જે અસલથીજ ચાલતી આવેલી છે તેને હવે કેમ તજી દે? સાધારણ હલકા વર્ગના કે જેની પાસેથી ઝાપટીઆ કે મહારાજોને પૈસા મળતા ન હોય તેને અંદર જવા દેતા નથી. અને પૈસાદાર વૈષ્ણવો તથા તેમની સ્ત્રીઓ અર્થાત્ પૈસાવાળાં જે હોય તેનેજ અંદર દાખલ કરવામાં આવે છે. એટલું થયા બાદ દર્શન ખોલવામાં આવે છે ત્યારે જે માનીતા, પૈસાદાર વૈષ્ણવો અંદર હોય તેને સારી રીતે દર્શન કરાવે છે, અને તે જ્યારે આગળ પાછળ થઇ જાય. એટલે બહારના દરવાજા ખોલવામાં આવે છે. તેમાંથી હજારો પુરૂષો અને સ્ત્રીઓ સાથે અંદર પ્રવેશ કરે છે. આ વખતે પોતપોતામાં ધક્કા મુક્કીઓ અછી રીતે કરે છે, અનીતિમાન પુરૂષો સ્ત્રીઓ સાથે ગમે તે પ્રકારની છૂટ લે છે. આવી રીતે અનીતિ હોય તેવા મંદિરમાં જવાથી સ્ત્રીઓની નીતિ બગડે એ તો સહજ છે.

વળી તેનાં કરતાં સારાં દેવાલયમાં પણ ઘણું જવાથી સ્ત્રીઓની નીતિ બગડે છે એમ અગાઉ કોઇ પંડિતે કહ્યું છે.

॥ श्लोक ॥

उद्याने मद्यपाने परग्रहगमने हास्यगीतेचनादे ।
चापल्ये चातिलोभे पतिसुखमसुखं ग्रामयानेपुराणे ॥
मृत्युजातेचबाले जनक ग्रहगते स्वागते वर्त्तमाने ।
देवाग्रे जाग्रणेवा पततिकुलवधू धर्मसिद्धांतमेतत् ॥ १ ॥

અર્થ—કુળવાન સ્ત્રીઓની આટલા પ્રકરણોથી નીતિ બગડે છે. ૧ વાડી બગીચામાં જવાથી, ૨ મધપાન કરવાથી, ૩ પારકે ઘેર જવાથી, ૪ કોઇસાથે હાસ્ય કરવાથી, ૫ કોઈસાથે ગીત વાજીંત્ર વગાડવાથી, ૬ ચપલપણું વાપરવાથી, ૭ અતી લોભથી, ૮ પતીનું સુખ ન હોવાથી, ૯ (એકલાં) પરગામ જવાથી, ૧૦ પુરાણ સાંભળવાથી, ૧૧ છોકરા જણે ને મરી જાય તેથી, ૧૨ પીયરમાં રેહેવાથી, ૧૩ સ્વછંદે વરતવાથી, ૧૪ દેવમંદીરમાં જવાથી તથા ત્યાં જાગરણ કરવાથી. ઇત્યાદિ કારણોથી સ્ત્રીઓ નીતીભ્રષ્ટ થાએ છે.

સાધારણ મંદીરને વાસ્તે આમ છે ત્યારે આ પુષ્ટીમારગના મંદીરોની રીતભાત તો એટલી બધી નિર્લજ્જ છે કે સ્ત્રીઓનો કશી પ્રકારનો ધર્મ સચવાતો નથી. ગીરદી મંદીરનાં અંદરનાં ચોકમાં ભરાય છે, મંદીરની પાસે થડમાં ગવૈયા લોકો બેસે છે, તે ગીરદીમાં છુંદાઈ ન જાય તે સારૂં તે ગીરદી આડો ગવૈયાને ફરતો એક મજબુત થાંભળાંનો કટેરો કરી લીધામાં આવે છે. તે કટેરાઉપર બે કોરડાવાલા ઉભા રહે છે. દર્શણ કરનારાઓ ઉપર ઘણી વખત તે લોકો કોરડાનો ઘણો જુલમાટ ભરેલો ઉપયોગ કરે છે. એ કોરડાથી ઘણાં વખત લોકોને બહુ ઇજા થઇ જાય છે. કેટલાકના માથાં ફૂટાં છે કેમ કે બાજે વખત કોરડાની અંદર પથરાનો કટકો નાખે છે; કેટલાકોને પોલીસમાં જેમ ફટકા બાંધી મારે છે તેવી રીતે કોરડાનો માર પડે છે. કેટલાકની આંખો ફૂટી ગએલી છે. એ વગેરે ઘણી તરાહની નુકશાનીઓ ખમવી પડી છે, તથા પડે છે. એ કોરડા મારનારને "જાપટીઓ" કહે છે. તે જાપટીઆની કેટલાક પુરૂષ વૈષ્ણવો બારમાસી કેટલાક પૈસા આપી પોતાને કોરડા નહીં મારવાની ખુશામત કરે છે. તેમ કેટલીક સ્ત્રીઓ તો પૈસા આપીને

પણ ખુશામત કરે છે, ને કેટલીક વખત તેઓની પાપી ઇચ્છા પૂરી પાડીને પણ પોતાને કોરડા ન વાગે એવો ઠરાવ કરે છે. એવાં કારણથી ઘણુંક મંદીરોના જાપટીઆ પૈસાદાર થઈ ગયા છે. તથા કેટલાક વ્યભિચારરૂપી મોજ મહારાજો જેવી માણે છે. વળી દર્શણમાં ઘણી ભીડ થવાથી ઘણાં વખત માણસો ભીત વગેરેમાં આડો આવી જાય તો કચરાઈને અધમૂઓ થઈ જાય છે. કોઇ વખત કોઇ જમીન ઉપર પડી જાય છે તો તેનાં ઉપરથી માણસો ચાલ્યાં જાય છે, કારણ કે પછવાડેની ધકામુકીને બે ચાર જણ રોકી ન શકે. ઘણાં વખત લોકોના હાથ પગ ભાંગી જાય છે, એટલુંજ નહીં પણ ઘણા વખત માણસોનાં મૃત્યુ પણ થઈ જાય છે. એવી રીતે દેખીતી અને સ્પષ્ટ જણાતી અનીતિ થાય છે તથા દર્શન આવનારને ઇજા થાય છે. તે બાબત, મહારાજો હજી સુધી ઘણાંજ બેદરકાર રહ્યા છે. એ કેટલી જુલમની વાત છે. ઘણાક વરસ થયાં કેટલાક સમજુ વૈષ્ણવો માહારાજોને કહે છે કે તમે આ બે વાતોનો એવો કોઇ રસ્તો કરો કે જેથી એ વાતો બનતી અટકે; તો તે ઉપર તે લોકો કશું પણ ધ્યાન પૂગાડતા નથી. પોંહોચાડે કેમ? જો અરસાપરશી અને વ્યભીચારમાં દોષ છે એમ દેખાડી દર્શણનો બંદોબસ્ત કરે તો તે વખતે સ્ત્રીઓને વ્યભિચારમાં દોષબુદ્ધિ આવે, તેથી તેઓ બીજી તરફથી પણ વિચાર કરે કે આ વાત તો દોષ સંયુક્ત છે ને તે વાતો ગુરૂ પુસ્તક મોક્ષ વગેરામાં દેખાય તો સ્ત્રીઓ વગેરેને એ મારગપર ગ્લાની થાએ; તે સારૂં એ લોકો એ વાતનો બંદોબસ્ત કરતા નથી એ સ્પષ્ટ દેખાય છે. ઘણી વખત રાત્રીના દર્શન થાય છે તેમાં ઘણી અનીતિ થાય છે, એ વાત આપણે અગાઉ લખી છે. કેટલીક સ્ત્રીઓ ઘરનાં કામથી અથવા ધણીની બીકથી વ્યભિચારાદિ દુષ્ટ કર્મ તેનાથી થઇ શકતું નથી તેઓ આવે વખતે પોતાની નીચ મતલબ પાર પાડી શકે છે. પોતાના યારને એવા દહાડાઓ ઉપર ક્યાં મળવું તેની ગોઠવણ કોઇ કુટણી સાથે કરી રાખે છે પછી આવે વખતે બરાબર મિલાપ કરે છે.

દરશણ કરનારને પરમેશ્વરનો ભાવ નહી પણ નાટકનો ભાવ છે તેનો પ્રસિદ્ધ દાખલો છે કે એ લોકોનાં દર્શણ કરનારને પૂછો જે તમે શાંનાં દર્શણ કર્યાં? તો કેહેશે કે " મંગળાનાં, શૃંગારનાં. રાજભોગનાં, પાલણાંનાં, ખેલનાં હીંડોળાનાં, અનુકૂટનાં અને ડોળનાં, વગેરેનાં. પરંતુ એમ કોઈ પણ

કોઇને દર્શણ ન કરાવવાં એમ ઠરાવ્યુંને મંદીરનાં બારણાં બંધ કર્યાં. બસ પછી જોઈલો ભાવિકોની સંખ્યા. ૨૫ ટકાવાળા, ૩૭ાા ટકાવાળા, ૧૭ાા ટકાવાળા, ૧૦ ટકાવાળા, ૫ ટકાવાળા, ઇત્યાદિ હતા તે સઘળા જોઈ જોઈ ચાલતા થયા. કેટલાક તો રાજી થયાં કે બંધ થયા તો પીડાપતી પછા તરત નિર્ણય થયો ૭૧ વૈષ્ણવ પહેલે દહાડે લાંઘવા બેઠા કે અમને તો દર્શણ થાય ત્યારેજ અમારાથી જમાય નહીં તો ભૂખે મરીએ. ભાઇઓ આ સંખ્યાથી બીતા નહીં. પછી દહાડે દહાડે ઘટતા ગયા દહાડા છ કે સાત બંધ રાખ્યાં તેમાં છેલ્લે દહાડે બાકી સાત વૈષ્ણવો દર્શણ કરવા સારૂં આવ્યા. બાકીના બધાએ ઘેર જઈ મોજ કરી. હવે ગણો કે આવી મોટી વસ્તીમાં ઘણા વૈષ્ણવોની સંખ્યામાં કેટલા રહ્યા. વળી તે પણ અત્યંત ભાવિક સમયમાં. આજ તેમ જાણવું નહીં. આજે તો બંધ કરે તો એરો એકાદ. માણસ પણ મુશ્કેલે નીકળે.

એ પ્રમાણેનો બીજો બનાવ કચ્છ માંડવીનાં પણ છોટાજી માહારાજની હવેલીમાં બનેલો છે. પન્નાલાલ માહારાજને છોટાજીનીવહુજીએ હવેલીથી બાહેર કહાડી મૂક્યા. પછી પન્નાલાલની તરફ કરનાર માહાજનમાં બે ચાર જણ હતા તેની ઉસ્કેરણીથી માહાજન લોકોએ હવેલીમાં નહીં પેસવા ઠરાવ કર્યો. બસ પછી જોઇ લો ભાવના ભડકા ભડકા ઉડી ગયા આકાશમાં. નટવરજી બિચારો એનો એ હતો પણ કોઇ દર્શણ કરવાને અંદર પેસે નહીં. પછી તેમાં ખરો ભાવ હતો તે દેખાયો. કોઈક જે ઘણાં ભાવવાળા હતા તે આગળ પાછળ કોઇ જૂએ નહીં તેમ છાનાંમાનાં દર્શણ કરી આવતા. પણ કેટલાંક સ્ત્રી પુરૂષો તો ખુલ્લે મોહોડે કેહેતાં કે એ તો પન્નાલાલને કાહાડી મૂક્યો તેથી નટવરજી પીત્તળનો કટકો થઇ ગયો તેનાં દર્શણ હવે શું કરીએ. તેમાં પણ ભાવિક એ કટકા જેટલામાં ન જણાયલા છે !!

એ પ્રમાણે મારાજોનાં ઘરની મૂર્ત્તિ પુંજા થાય છે.—

હવે વૈષ્ણવોને ઘેર જે મૂર્ત્તિ પુંજાનો પ્રકાર ચાલે છે તે લખી બતાવીએ છીએ. વૈષ્ણવોને માહારાજો જે મૂર્ત્તિઓ પધરાવી અથવા પ્રષ્ટાવી આપે છે તે એમ કે, વૈષ્ણવો પોતાના પસંદની મૂર્ત્તિ કંસારા વગેરે પાસેથી વેચાતી લઈ જઇ માહારાજને આપે છે, તેને માહારાજ લોકો હાથમાં લઈને

અથવા એકાદ દહાડો પોતાનાં મંદીરમાં રાખીને વૈષ્ણવોને પાછી આપવામાં આવે છે એટલે તે મૂર્ત્તિ સેવવા યોગ્ય થઇ સમજીને વૈષ્ણવો સેવે છે. તે મૂર્ત્તિને વેદ કે પુરાણ વગેરેના કશા પણ મંત્ર કે શ્લોકથી પ્રતિષ્ટા કરવામાં આવતી નથી. એમને એમ તે લોકોને પાછી આપવામાં આવે છે. પણ માહારાજે હાથ અડકાડયો એટલે એ પીત્તલનો કટનો શુદ્ધ થઈ ગયો એમ માને છે. તેમ પુષ્ટીમારગનાં સિદ્ધાંતમાં પણ એમજ કહ્યું છે. શોભા વહુજીકૃત આન્હિક કરીને પુસ્તક છે તેમાં લખ્યું છે કે, વૈષ્ણવોએ આમ મૂર્ત્તિ પધરાવી.

## ॥ दुहा ॥

नौतनप्रतिमा आनिकें श्रीगुरुपें लेजाय ॥
सोसेवाकरिदेईजव सोसेवोचितलाय ॥ १ ॥
औरप्रतीमाजोकरत सोपुरुषोत्तमनांहि ॥
वामेंमंत्रअधीनता सोपहिलेंकहिआई ॥ २ ॥
तीनबातश्रीगुरुबिना आनपासनहिहोय ॥
नामनिवेदनतीसरो प्रतिमाथापनलोय ॥ ३ ॥

એ પ્રમાણે એ આન્હિકનાં પુસ્તકમાં દોહા ૫૧૭ થી ૧૭ માં સૂધી વૈષ્ણવોને મૂર્ત્તિ આપવાનું લખેલું છે. એ ઉપરથી ખુલેખુલ્લું દેખાય છે, કે એ મારગમાં બીજા વેદ મંત્રથી પ્રતિષ્ટા કરે છે તેની પણ અહીં કાંઈ જરૂર નથી. વળી તેમાં ખુલ્લું કહ્યું છે કે વેદ મંત્રથી પ્રતિષ્ટિત મૂર્ત્તિ મંત્રાધીન હોવાથી પુરૂષોત્તમ નથી. પુરૂષોત્તમનું રૂપતો અમારૂ હાથ અડકેલું પીત્તળ કેહેવાય. ઇત્યાદિ સમજાવીને મહારાજને પોતે એકાદ દિવસ સેવીને અથવા ફક્ત હાથમાંજ લઈને પાછી તેને આપે તોપણ તે મુર્ત્તિમાં આવિર્ભાવ થઇ ગએલો વૈષ્ણવલોકો માને છે. ( આવિર્ભાવ એટલે મહારાજનો પોતાનો તેજ તેમાં પોતે પેસાડી દીએ છે એમ મનાવેલું છે ) એ મૂર્ત્તિ પાંચમાં છઠા નંબરના ભગવાન્ ગણાએ છે.

એ મૂર્ત્તિઓ કરતાં વૈષ્ણવો મહારાજોને વિશેષ માન આપે છે. એવો હુકમ છે કે ગામમાં કોઈ મહારાજ હોય અથવા મહારાજની હવેલીમાં મૂર્ત્તિ

હોય તેનાં દરશણ કરીને પછી પોતાના ઘરની મુરતીની સેવા કરવી. તેજ પ્રમાણે વૈષ્ણવો આજ્ઞાનુસાર પોતાની મૂર્તિ ઉપર બહુજ ઓછો ભાવ રાખે છે; એટલે કોઈ દહાડે સવારના છ વાગે ઠાકોરજીને જગાડે છે તો કોઇ દહાડે દન અગ્યાર વાગે જગાડે છે. શીઆળામાં કોઇ વખત દશ વાગે જગાડ છે ને કોઇ વખત ઉનાળામાં છ વાગે મંગળા કરે છે. એટલુંજ નહીં પણ પોતાને થોડું એક કામ હોય તો મંગળાથી લઈ કરી શયન ભોગ સુધીનું કામ કલાક બે કલાકમાં આટોપી લીએ છે. એ પ્રમાણે વૈષ્ણવોનાં ઘરમાં પોતાના ઠાકોરજી ઉપર ઘણોજ થોડો ભાવ રહે છે. વૈષ્ણવોને જે મૂર્તિઓ આપે છે તેમાં પીત્તળની મદન મોહનજી, બાળકૃષ્ણજી, નવનીત પ્રિયાજી વગેરે આપે છે. એ શિવાય કેટલીક છબીનીજ સેવા કરવા આપે છે. એટલે કાગળ ઉપર ચીતારાની ચીતરેલી શ્રી નાથજીની અથવા કોઇ બીજી મુર્તિની અથવા કોઇ મહારાજનીજ છબી ચીતરેલી હોય તે માહારાજો વૈષ્ણવોને સેવા આપે છે. તો તે પણ સાતમાં આઠમાં નંબરનાં ભગવાનમાં વૈષ્ણવો સેવે છે. અને તે કાગળ ઉપર ફકત ચીતાર કહાડેલો હોય તેને પણ ભગવાન્ માનવામાં આવે છે. અને તેની પુંજા જેમ પીત્તળનાં ઠાકુરજીને નવરાવા પૂછવા વગેરેથી કરે છે તેમ ન કરતાં વગર નવરાવવે ધોવડાવવું હુંઢીઆનો ધર્મ પળાવીને તે બિચારી કાગળની મૂર્ત્તિતીની સેવા કરવામાં આવે છે. વૈષ્ણવો આ વાત બરોબર સમજે છે કે આને નવરાવીશું તો તે "પલળી" જશે. પણ જે પલળાને ભુકો થઇ જાય તેને પરમેશ્વર કેમ કેહેવાય એવું સમજતા નથી.

કેટલાક વૈષ્ણવોને ત્યાં ગિરીરાજની પૂજા હોય છે. ગીરીરાજની પુજા એટલે મથુરાની આથમણી બાજુએ પાંચ સાત કોશ એક ગિરીરાજ નામનો ડુંગરો છે તેમાંથી એક નાનો પથરાનો કટકો સોપારી જેવડો આસ લઈ આવે છે તેની પણ સેવા ઠાકોરજીની પેઠે કરે છે. એ પથરો જ્યાંથી લીએ છે તેની ભેટ ત્યાંના માલેક માહરાજને આપવી પડે છે. તેમાં ઘ કરી તે સોનાંની બરોબર તે પથરો તોળીને લેવો પડે છે. (તડાકો તે આનુ નામ કહેવાય! શેરબજારનો ઉછાળો થયો હતો ત્યારે પણ પાંચ હજાર ભરેલા સેરના ૫૦-૬૦હજાર મળતા; પણ આ તો પાણો ઉપાડી દઇને સોનું લેવું.) ભાઈઓ, મૂર્ખા લોકો આમ ઠગાય છે. પણ ખરેખરી ને નિષ્કપટથી વાત ક-

રીને કોઈ સારા સારા લોક કલ્યાણનાં કામમાં એક પૈસો ખરચવા કહો તો તે મૂ.ઓંઓ આપવાને મરવા પડે, પણ આવી રીતે ઠગાઈથી સ્વર્ગ, ગોલોક વગેરેની ખોટી લાલચ દેખાડી કોઇ લેવા માગે તો તેને પથરા પેટ સોનું આપી દીએ) અસલ એક પંડીત પણ કહી ગયો છે.

## શ્લોક.

**तृष्णे देवी नमस्तुभ्यं यात्वं सर्वस्यसर्वदा ॥**
**नुत्पादयस्य यत्नेन गोष्पदे सागर भ्रमं ॥ १ ॥**

અર્થ—હે તૃષ્ણા દેવી તને નમસ્કાર કરૂં છું. તું કેવી છે કે તારા ફાંદામાં જે ફસાય છે તે બધા હમેશાં તારી વગર મેહેનતે એવા ભ્રમમાં પડી જાય છે કે ગાઈનું પગલું પડેલું હોય તેમાં ભરેલું પાણી ભ્રમાએલું માણસ સાગર જેવડું સમજે છે. તે પ્રમાણેજ આ અબુધ ભાટઓ ગોલોક વગેરેની કલ્પિત અને ખોટી લાલચ તથા રાસ રમવાની ખોટી આશા તૃષ્ણાએ એક તુચ્છ વસ્તુને મહદ્દવસ્તુ સમજી જાય છે.

અહીં કોઇને એમ શંકા થાય કે લોકો યાત્રાએ જાય છે ત્યાંથી ગિરીરાજ પર્વતમાંથી એકાદ પથરો ઉપાડી લાવી સેવા કરે ને સોનું શું કરવા આપે. ત્યાં કાંઇ ડુંગરને ફરતો પથરા ઉપાડવાની મનાઇ કરનાર ચોકી પ્હોરા તો હશે નહીં. એ શંકાનું સમાધાન એમ છે કે એ લોકોને કાંઈ ચોકી પેરા રાખવાની જરૂર નથી. આપણે ઉપર કહેલુંજ છે કે તેઓ શિષ્યરૂપી બકરાંઓને પોતાને મોહોડેથી વેહેમાસ્ત્રરૂપ સાંકળો કહાડીને તેને મજબૂત બાંધેછે. તેમ અહીં પણ એવો એક વેહેમ વચનરૂપી ચોકી પેહેરો બેસાડેલો છે. તે એમ કે વૈષ્ણવોને પોથીઓમાં સમજાવેલું છે તથા જે કોઇ યાત્રાએ જાય છે તેઓને ત્યાં સમજાવવામાં આવે છે કે શ્રી ગિરીરાજ પરવતનો પથરો કોઈ છાની રીતે માલેકને ફી આપ્યાવગર લઇ જાય તો તેનું નખોદ નીકળી જાય, ધન જતું રહે, ને શરીરમાં મહારોગ થઇને ઘેર પુગી ન શકે કે પાછો પથરો જ્યાંથી ઉપાડ્યો હોય ત્યાં જઇને પોતાને હાથે પાછો પધરાવી આવે ત્યારે એ પીડામાંથી છૂટે. બસ એતો એ લોકોનો સહુથી જબરો ચોકીદાર. કદાચ ખરેખરો ચોકીદાર બેઠો હોય તોપણ ચોરી કરવાને કોઇ ચાહાએ તો તેમ છૂપી રીતે

કરીને પથરા ગમે ત્યાંથી ઉપાડી શકે; પણ આવેહેમશીંગ ચોકીદાર તો તે ઉપાડનારનાં અંતઃકરણ ઉપર ગમે તેવાં અધારાંમાં પણ સખત અટકાવ કરી ઉપાડવા દેતો નથી તેથી તે બિચારાઓ ગિરીરાજનાં પથરાને હાથ લગાડતાં પણ બીહે છે. ને બિચારા વહેમાંધ ભોળાભાઈઓ એ વાત ખરેખરી માની બેઠા છે. ભાઇઓ એવા ત્રણ પથરા અમારી પાસે થડ, મધ્ય, તથા શિખર ભાગનાં છે ઉપાડતી વખતે ત્યાંનો ગોરસાથે હતો તેણે હજાર તરેહથી બીવડાવ્યા પણ બીજાઓને વહેમ મટાડવા જરૂર લેવા હતા તે લીધા. નિર્વિઘ્ને અહીં અવાયું, કોઈ માંદુ પણ પડયું નથી. ને ધન તો ગયાંને બદલે વધ્યું. તે પથરા બિચારા હજીસુધી કાંઇ બોલતા નથી.

બીજી એક પુજા માહારાજો વૈષ્ણવોને આપે છે કે જે વસ્ત્રસેવાનાં નામથી ઓળખાય છે. એ વસ્ત્ર સેવા લૂગડાંની કરે છે. તે એમ કે એક કપડાંમાં રૂ અથવા ડુચા ભરીને.

આ પ્રમાણે નો આકાર કરે છે. તેને પછી ચોગડદમે સીવીને ઘંટાકરણ જેવો પૂતળો બનાવે છે, અથવા કોઇ ઠેકાણે તો એ વસ્ત્રસેવા એવી બનાવે છે કે એક કપડું લઇને તેના માથાંની જગાએ રૂ અથવા કાંઇ ડુચા ભરીને ગળાંને ઠેકાણે ફાંસીની પેઠે દોરડી બાંધીને માથાં તથા ધડનો આકાર જૂદો કરે છે. આ પ્રમાણેનો ઘાટ કરે છે તેને નાક કે મોં કાંઇ હોતાં નથી, તેમ હાથ પગ પણ નહીં. એવી મૂર્ત્તિ કેટલાક માહારાજો પોતાને હાથે કરી આપે છે અથવા કેટલીક વહુજી મારાજો કરે છે. અથવા તેઓ આગળ પાછળ સીવરાવી રાખી જ્યારે કોઇ વૈષ્ણવ સેવા કરવાની ઉત્કંઠાથી માંગવા આવે છે તેઓને તે ઢીંગલું માહારાજ પોતાના હાથમાં લઇ.પોતાનું સ્વરૂપ (ઠગાઇ) તેમાં આવિર્ભાવ કરીને પધરાવી આપે છે ( એટલે ) તે વૈષ્ણવોને તેઓ સેવવા આપે છે. ) તે લૂગડાના કટકાને અથવા ચીથરાંને ભગવાન માની વૈષ્ણવો સેવા કરે છે. અને તે સેવા આપનાર માહારાજને તેની ભેટ સારી રીતે આપવી પડે છે. ઓ સાહેબો જૂઓ આ વૈષ્ણવોના ચીથડીઆ ભગવાન્ !!! હાહા નામ પણ વસ્ત્ર સેવાજ આપેલું છે ( વસ્ત્ર એટલે લુગડું વા ચીથડું ) એને પણ છબીની પેઠે નવરાવતા નથી. એમાં પણ વૈષ્ણવો સારી રીતે સમઝે છે કે નવરાવશું તો આ શ્રી ઠાકુરજી ( ચીથડીઆ નાથ ) શડી જશે. પણ

એમ નથી સમઝતા કે સડે તે કાંઈ ઠાકુરજી હોય. જો કે શ્રી ગીતાજીમાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે नैनंछिंदंति शस्त्राणि नैनंदहतिपावकः ઇત્યાદિ. તે છતાં પણ પાણીમાં શડે તે ભગવાન કેમ થાએ એવો સવાલ એ ભ્રમિત બુદ્ધિવાળા વૈષ્ણવોનાં મનમાં પણ ઉભો થતો નથી. ઉભો થાય કયાંથી? તેઓનાં મન કટાઇ ગયાં છે. આખો દાહાડો તેઓનીજ વાતો સાંભળવી, તેઓ ઉપરજ વિશ્વાસ રાખવો, અને તેઓ બોલ્યા તે જાણે સાક્ષાત્ ઇશ્વરજ બોલ્યા, તો પછી તેઓનાં બતાવ્યા પ્રમાણે ગમે તેવું મુરખાઇનું કામ પણ વગર વિચારવે કરે એ કાંઇ આશ્ચર્યકારક નથી. તે ચીથડાઆ નાથને કપડાં, ઘરેણાં, ફૂળનાંહાર, તથા ચણોઠી વગેરેના હાર પેહેરાવે છે; ને વળી તેને સાષ્ટાંગ દંડવત્ કરે છે. હું ધારૂં છું કે એ વખતે એ ભ્રમિત બુદ્ધિઓ ઉપર ચીથડું પણ હસતું હસે! કાં તો આશ્ચર્ય કરતું હશે! તે હસતું એટલામાટે હશે કે જે માણુસે મને ઉગાડયું, જે માણુસે મને કાત્યું, જે માણુસે મને વણ્યું, અને જે માણુસે મને સીવ્યું. તેજ માણુસ મારી સેવા કરી મને ભગવાન માની પગે લાગે છે! તેથી તેને બહુજ હસવું આવતું હશે. અને આશ્ચર્ય એટલા વાસ્તે પાંમતું હશે કે મને ઉગાડયું, લણ્યું, કાંત્યું, વણ્યુ, સીવ્યું, તે તો બધું માણુસેજ કર્યું તો તે માણુસ મને એવું નિરજીવ જાણવા છતાં ભગવાન માંની પગે કેમ લાગે! માટે આ પગે લાગનાર પશુ તો નહીં હોય? વળી બરોબર તપાસી જોતો હશે ત્યારે વિચાર કરતો હશે જે લાગે છે તો ચોકસ માણુસ પછી તે ચીથડાઓ નાથ અંતે અતિશય આશ્ચર્ય પામીને અંતે સાનંદાશ્ચર્યપૂર્વક નિર્ણય કરતું હશે જે આ છે તો માણુસ પણ ભ્રમિત બુદ્ધિથી એનો અંતઃકરણ ચતુષ્ટય સંયુક્ત જીવાત્મા. અજ્ઞાનાંધકારમાં આંધળો થઇને પશુ પણ જે ચેષ્ટા ન કરે તેવું કરવાને પ્રવર્ત થયો છે (હે સર્વ શક્તિમન, હે અનંત, હે સકળ જગદ્ધારક, હે સર્વ વ્યાપક, હે અદ્ભૂત, હે અગોચર, હે અપ્રતીમ હે અનુપમ,હે અદ્વિતીય, હે અકળેય, તું સર્વથા સમર્થ છતાં તારે ઠેકાણે ભોળા લોકોને ભ્રમાવી એક તુચ્છ ચીથડાંને પુંજાવે એવાનું નિકંદન કાડાડીને તારાં નામપર પોતાના પ્રાણ કુરબાન કરનારા ભોળાઓને કેમ છોડાવતો નથી.)

(છવની.)

(અરે તે આળસુઓને એવી સજા થવીજ જોઈએ. પરમ કૃપાળુ પરમેશ્વરે સર્વ જીવો ઉપર દયા કરીને વેદરૂપ મહાન્ વિદ્યા પ્રકાશિત કરી છે,

વિવિધપ્રકારનાં બુદ્ધયાદિક અંતઃકરણસાથે બાહેરનાં પણ ચક્ષુ આપેલાં છે. છતાં તે વિદ્યા ન જોતાં બુદ્ધયાદિકનો ઘટતો ઉપયોગ ન કરતાં આંખે દેખાતાં પણ ચીંથરાંને ન ઓળખતાં જે કોઈ ઠગારાનાં કેહેવાથી એવા અંધ કૂપમાં પડશે તે અહીં પોતાનું તન મન ધન સર્વસ્વ ખોઈને નરકમાં કાં નહીં પડે? પડશેજ. )

એવી રીતની મૂર્તિઓ વૈષ્ણવોને સેવવા મળે છે. તેની સેવા વૈષ્ણવો તન મન ધનથી કરે છે. અને તેને સાક્ષાત્ પરમેશ્વર માની પૂજે છે. વૈષ્ણવોને ત્યાં આઠને બદલે પાંચ દર્શણ થાય છે મંગળા, શૃંગાર, રાજભોગ, ઉત્થાપન, તથા શયન, એ પ્રમાણે થાએ છે. ઉત્સવોને સમયેવૈષ્ણવોને ત્યાં પણ મારાજનાં મંદીરો પ્રમાણે કરવામાં આવે છે.

ઉપર લખેલી મૂર્તિપૂજા જે વૈષ્ણવોને ત્યાં નથી હોતી તેવા વૈષ્ણવો શ્રીનાથજીનો વાગો, આચારજીની બેઠકનું વસ્ત્ર, મહારાજનાં પગલાં ( કપડાંપર છાપેલાં ) તુલશી અથવા લાકડાંની માળા, પદો લખેલી પોથીઓ અને માટીનું ચરણામૃત વગેરે છેલા નંબરની પૂજા દાખલ રાખવામાં આવે છે. એ વસ્તુની બીજી રીતે પૂજા તો નથી થઇ શકતી. પછી તેને ફક્ત ભોગ ધરાવવાનાં કામમાં રાખે છે. ભોગ ધરવો એટલે બધી રસોઇ વાસણોમાં કાઢીને તે પાસે ઉપલી ચીજને મૂકે અને જાણે કે અમારો ભોગ ઠાકોરજી આરોગે છે. ભોગ ધરવાવિષે તરેહવાર વારતાઓ બનાવી ભાવ લગાડેલા છે.

એક વારતા એઓના પુસ્તકમાં લખી છે કે એક વૈષ્ણવ હતો તે ઠાકોરજી સેવતો હતો. એક વખત તેને બાહેર ગામ જવું પડ્યું તેથી ઠાકુરજીની સેવા પોતાના છોકરાની વહુને કરવા કહી ગયા. વહુ એતો બધી રસોઈ કરી ઠાકોરજીને ભોગ ધરયા ઠાકોરજી તો આરોગ્યા નહી. એટલે તે એમની એમ બેસી રહી. બીજે દાહાડે તે રસોઈ ગાયને નાખી દીધી. બીજે દિવસે બીજી કરી ઠાકોરજીને ભોગ ધરી. એમ ત્રણ દહાડા કરયું, પણ ઠાકુરજીતો પ્રત્યક્ષમાં આરોગતા નહી પણ ગુપ્ત આરોગતા. એમ ત્રણ દહાડાની રસોઇ ગઈ તથા તે બિચારી ખરા ભાવથી ભૂખી રહી એટલે શ્રી ઠાકુરજીને તેના ઉપર દયા આવી પછી ચોથે દહાડે સાક્ષાત્ દર્શન દઇને ઠાકુરજીએ કહ્યું કે તું ભૂખે કેમ મરે છે? તેણે કહ્યું કે આપ આરોગો નહી ત્યાંસૂધી હું કેમ જમું. ઠાકુરજી કહે જે અમે તો ગુપ્ત

આરોગીએ છીએ તો તે હું માનુ નહીં. પછી ઠાકોરજી સાક્ષાત્ આરોગ્યા એટલે આણે ખાધું એવી પાખંડી વાતો સમજાવીને કહે છે કે ઠાકોરજીને ભોગ ધરાવવાને હઠ કરી તે આરોગે છે તે જોતું નહી તો બિચારી તે વૈષ્ણવાણી સારૂ ઠાકુરજીને શ્રમ લેવો પડ્યો એમ લેવો પડે ઈત્યાદિ ખોટી વાતો સમજાવી ભાવ લગાડે છે.

પુષ્ટીમારગનાં મૂર્ત્તિ દેવ કે જેને વૈષ્ણવો સાક્ષાત્ પરમેશ્વર માને છે જેમ બીજાઓ મૂર્ત્તને સાધારણ માને છે તેમ આ લોકો નથી માનતા, પણ આ તો બધું એમજ છે એમ માંની બેસે છે. તથાપિ તે માનવાનાં બદલામાં કશી રીતનો ચમત્કાર પરમેશ્વરનાં કોઈ પણ અંશનો નજર આવતો નથી. હોય તો આવે કે! ચમત્કાર તો રહ્યો પણ જે દેવ જે જાતનો હોય એટલે કાષ્ટ, પાષાણ, ધાતુ, મૃત્તિકા, કાગળ અને કપડાનાં; તો તે ચીજમાં પરમેશ્વરે જેવો ગુણ મૂકેલો છે તે શિવાય કાંઈ પણ ફેરફાર થતો નથી. જેમ કે ધાતુના ભગવાન્ સાફ કરવાવગર કટાઈ જાય છે, લાકડાનાં સડી જાય છે, હાણનાં ઘસાઈ જાય છે, માટીનાં ભાંગીને ભૂકો થઇ જાય છે, કાગળનાં ભગવાન્‌ને ઉધાઈ કે કથવો કંસારીઓ અને ઊંદરો ખાઇ જાય છે. લૂગડાનાં ભગવાન સડી જાય છે. જ્યારે ઊંદર કંસારીઓ ખાઇ જાય છે તો તેવી તેવી બાબતોમાં એ ભગવાનો બાપડા પોતાનો બચાવ કરી શકતા નથી, વળી તેઓનાં વાગા વસ્ત્રો તથા ઘરેણાં ઊંદરો વિગેરે કહા ખાય છે, તથા ખાવાનો જે ભોગ ધરયો હોય તે ઊંદરો અને બિલાડી જેવા જાનવરો ખાઇ જાય છે; તેનો બચાવ પણ કરી શકતા નથી! એટલુંજ નહીં પણ તેને દેખાવ પણ દેતા નથી. જે ભાગી તો જાય. વળી તેઓની પોતાની ઉપર ઊંદરો વગેરે જાનવરો હગે છે, મૂતરે છે, તેને પણ એ ભગવાનો હાંકી શકતા નથી. હાય હાય એવી વસ્તુને વળી ભગવાન તેમનાતું હશે? અરે એનાથી તો એક બ્રાહ્મણનાં મરચીઆ દેવજ ખરા ચમત્કારી કેહેવાય કે જેણે એક મીઆને તોબાં પોકરાવી. બ્રાહ્મણની વાત આપ્રમાણે છે.

એક બ્રાહ્મણ પોતાને ગામથી બીજે ગાંમ જવા નીકળ્યો. થોડો ચાલ્યો તો રસ્તામાં એક મુસલમાન મળ્યો. તેઓ એક બીજાને પૂછી રસ્તામાં સાથ તરી કે ભેગા ચાલ્યા. રાતનાં કોઇ ઠેકાણે સૂઈ રહ્યા સવારનાં ઉઠી બ્રા-

હ્મણ તો જાડે જંગલ ગયો, નાહ્યો; નાહીને આવ્યો ત્યાં મુસલમાન પણ ઉઠ્યો હતો. પછી ત્યાં એક પીપળો હતો તેનાં થડમાં બ્રાહ્મણે પાણી રેડયું ત્યારે મીઆભાઈ પૂછે છે કે "બમન એ ક્યા કરતા હૈ" બ્રાહ્મણે કહ્યું જે પૂજા કરૂં છું. મીઆં કહે જે "કિસકી પૂજા કરતા હૈ" બ્રાહ્મણ કહે જે અમારા પીપળા દેવની. મીઆં કહે જે "એ તેરા દેવ લગતા હૈ કિ" બ્રાહ્મણ કહે જે હા. પછી મીઆં તો ઉઠ્યો અને પીપળાનાં પાન થોડાં તોડ્યાં. તેનાંથી કેટલાંક ચાવીને થૂક્યાં. કેટલાંક પગનીચે દાબ્યાં, ને કેટલાંક ગુદાને લગાડીને કહ્યું જે "દેખ તેરે દેવકા કૈસા હાલ બનાયા તો બી કુછ બોલતા નહીં હૈ એસે દેવકો કોન માનતા હૈ તું તો બડા બેવકુફ હૈ" એ વાત સાંભળીને બ્રાહ્મણનું મોં જરા ઉતરી ગયું પણ કરે શું? પછી કાંઈ બોલ્યો નહી ને બીજી વાતો કરવા લાગ્યો. વળી બેઉ પાછા અહીંથી ચાલ્યા. વળી બ્રાહ્મણ તો બીજે દહાડે જરા વહેલો ઉઠ્યો અને તરત નાઇ ધોઈ લીધું અને મીઆં સુતો હતો તેટલામાં પાસે એક તુલશી હતી તેમાં પણી નામવા ગયો. પાણી રેડે છે ત્યાં મીઆંજી ઉઠયા અને પાણી રેડતાં જોયું. વળી બ્રાહ્મણને પૂછ્યું કે "પીરબી ક્યા કરતા હૈ" બ્રાહ્મણે કહ્યું જે હું તો પુજા કરૂં છું. મીઆંએ કહ્યું જે "કીસકી પુજા કરતા હૈ" બ્રાહ્મણે કહ્યું જે આ તો અમારા તુલશીઓ દેવ છે. વળી મીઆંએ તો ઉઠી પાછા તુલશીનાં પાનડાં તોડી ચાવી અને થુંકી પગ નીચે દાબી ગુદામાં ઘુશેડ્યાં. વળી બિચારો બ્રાહ્મણ તો ઝાંખો પડી ગયો. વળી પાછા અહીંથી ચાલ્યા. બ્રાહ્મણે મનમાં વિચાર કર્યો કે આની કાંઈક તજવીજ કરશું તો ઠીક નહીં તો આ તરકડો રોજ અપમાન કરશે. પછી વિચાર ગોઠવી રાખ્યો. બીજે દહાડે વળી બ્રાહ્મણ સવારનાં નાઇ ધોઈ આવ્યો ત્યાં મીઓં ઉઠી બેઠો હતો. પછી ત્યાં એક મરચાનું ઝાડ હતું તેમાં બ્રાહ્મણે પાણી રેડયું. મીઆં બોલ્યો 'બમન હજીતક તેને બેવકુફી છોડી નહીં. પીરબાં એ કયા કરતા હૈ" બ્રાહ્મણે કહ્યું જે ભાઈ પૂજા કરવાવગર અમને ચાલે નહીં. તો મીઆંએ પૂછ્યું કે "એ તેરા કોનસા દેવ હૈ" બ્રાહ્મણે કહ્યું જે એ મારો મરચીઓ દેવ છે. વળી મીઆંએ તો આગળની પેઠે કરવા માંડયું. મરચાં તો જેવાં નીચેની છૂપી જગામાં ઘસ્યાં કે ગાંડને મોઢું એકાએક બળવા લાગ્યું અને મીઆં ભાઇ તો ઊંચા નીચા થઇ પછાડા ખાવા લાગા. બ્રાહ્મણ પોતાની યુક્તિથી

ખુશી થઈ મનમાં મલકાવા લાગો. પછી મીઆં તો દુઃખ મટાડવા બ્રાહ્મણને આજીજી કરવા લાગ્યો જે આ તારો દેવ જબરો છે. હું ભૂલ્યો, હવે પછી કોઈદી તારી મશ્કરી કરીશ નહીં પણ આ દેવનો કોપ મારા ઉપરથી ઉતારી નાખ. પછી બીજીવાર મીઆંને કુરાનનાં સોગંદ ખવડાવ્યા. તે તેણે સોગંદ લીધા. એટલે બ્રાહ્મણ તો છુમંતર પઢવાનો ઢોંગ કરીને થોડું ઘી લઇ તેણે મરચીઆ દેવની સ્તુતી ભણી મંતરવા લાગ્યો. મીઆં તો અધીરો પડી તરત સુખ થવાની વિનતી કરવા લાગ્યો પછી બ્રાહ્મણે તે મંત્રેલું ઘી મીઆંને આપ્યું કે આ તારી બળતરાપર મંત્રેલું ઘી લગાડ. તેણે તેમ કર્યું એટલે જરાવારમાં બળતરા મટી ગઇ. ત્યારે મીઆંજી ઠંડા થયા. જૂઓ વાંચનાર સાહેબો ! વૈષ્ણવોના ભગવાન કરતાં આ મરચીઓ દેવ કેવો જબરો કે માણસ જેવા પ્રાણીને પણ બે ઘડી ચમત્કાર દેખાડી હેરાન કરી નાંખ્યું.

કેટલાક એવો સવાલ કરે છે કે મૂર્તિપૂજા ન કરીએ ત્યારે માનીએ કોને ? એ સવાલ દેખીતોજ બે હુદો છે. ખોટાને માનીનેજ પૂંજા કરવાનું એમ કોણે કહ્યું છે. કરવાનું બાજુ ઘણું એ છે. અસલ વેદ ધર્મજ દુનીઆમાં મનાતો હતો ત્યારે માણસો શું કરતા તે કરવું. કોઇ કહે જે તે વખતે પણ મૂર્ત્તિપૂંજા હશે નહીં ? હતી તેનો શો પુરાવો છે? તો તેનો પ્રસિદ્ધ દાખલો છે કે આજ જે મૂર્ત્તિઓ છે તે ઘણી ખરી સંપ્રદાઇ લોકોની છે અને તે સંપ્રદાયો બધા બે હજાર વરસની અંદર સ્થાપન થયા છે. વળી મૂર્ત્તિઓ છે તે ઘણી ખરી રામકૃષ્ણાદિ મહા પુરૂષોની છે તો તેઓ પોતે જે વેદધર્મ માનતા હતા તો તે તેનાથી આગળ હોવા જોઈએ એવા મહાપુરૂષોનાં પાળેલા ધર્મ કબુલ કરી અને તેઓનાં પવિત્ર પગલાંપર ચાલીએ તો મહા કલ્યાણ થાય, કે જેવું પૂર્વે થયલું હતું ને તે રસ્તો છોડ્યો ત્યારે ખરાબ હાલને પોંહોચ્યા છીએ. એ સમજુને તરત સમઝાશે. તે વખતે આર્યો સંધ્યાવંદનાદિ કરી હોમ વૈશ્વદેવ વગેરે કરી વિદ્વાનોની પાસેથી વિદ્યા વગેરે સંપાદન કરવામાં પોતાનો વખત રોકતા હતા. અને તેવી રીતે વખત રોકવાથી દેશને મહોટો લાભ થતો હતો. હાલ દરેક વૈષ્ણવને મૂર્ત્તિપૂંજા તથા દેવદર્શણ પછવાડે આસરે દાહાડામાં ત્રણ ચાર કલાક રોકવા પડતા હશે તેટલો વખત જો વિદ્વાનોપાસે જાવ આવ કરવાનો થાય તો કેટલો બધો લાભ થાએ ? એ સમઝવું સહજ છે. પણ નાહાનપણથી મન ઉપલી બાબતમાં રોકાઈ ગએલું તેથી ખરૂં ક્યાંથી સમજાય.

વળી કેટલાએક કહે છે કે મૂર્ત્તિપૂંજા પરમેશ્વરને જાણવાનું મૂલ પગથીયું છે. પગથીએ પગથીએ ચઢતાં સીઢી ચઢાય. તેમ આ મૂર્ત્તિપૂજાથી પણ દેવમાં પ્રીતિ લાગે ને પછી પરમેશ્વરને જાણવાનું સાધન થાય. અને અંતે પરમેશ્વરનું જ્ઞાન થઇ તે ઓળખાય. એ વાત તો બીલકુલ માનવા જેવીજ નથી, કાં કે દાદર ઉપર ચઢવાને તે પગથિયાં જોઇએ કે ખાડા જોઇએ ? સમજુ માણસો વિચાર કરશે તો ખુલ્લું જણાશે કે મૂર્ત્તિપૂંજા ઇશ્વર ઓળખવાનું પગથિયું આ નહીં પણ ખાડા છે. કોઇને પણ ઓળખવું હોય તો તેનાં રૂપનો કાંઈ સમાનપણાંનો આભાસ જોઇએ અને વળી વિચાર અને જ્ઞાને કરી જાણવાનાં સાધન જોઇએ. હવે મૂર્ત્તિ પૂંજામાં મન રોકાયાથી ઇશ્વર ચેતનાઓનો ચૈતન્યરૂપ છે તેનો અભ્યાસ તો આમાં બીલકુલ નહીંજ કારણ કે આ તો જડમાં પણ જડ. વળી તેની સાથે આ ખોટી માથાફોડ કરવી પડે ને વિચાર કરવાનો તો વખતજ મળે નહીં તેથી જે માણસ સાધારણ અજ્ઞાની હોય છે તે વધારે જડ થઇ જાય છે. વળી તે મૂર્ત્તિપૂંજાઓની ખોટી પ્રસંશા કરી જે ચમત્કારો કહેલા છે, તેનાં પ્રભાવથી તેનાં મનમાં મૂર્ત્તિ વિષે અત્યંત દૃઢ વિશ્વાસ બંધાઇ જાય છે. એટલે એ તો મૂઆસુધી એ જડ પદાર્થને મિથ્યા કરે છે. તેનો પ્રસીદ્ધ દાખલો જોશો તો પુષ્ટીમારગની હવેલીઓ પાસે જોવામાં આવશે. ત્યાં જે સો વરસનાં બુઢ્ઢાંઓ આવે છે તે પણ બિચારાં છેટેથી દર્શણને વાસ્તે લાકડી હચુક હચુક કરી દોડતાં જાય, ને જે જે જે કરતાં જાય ને ખુલ્યાં છે, ખુલ્યાં છે પૂછતાં જાય. એ પ્રમાણે જોતાં સમજુ ને ખુલ્લું દેખાશે કે તેઓને બીલકુલ ઇશ્વરજ્ઞાન થતુંજ નથી. એવું જોતાં બીજાઓ કરતાં પણ પુષ્ટીમારગની મૂર્ત્તિપૂંજા પગથિયાને ઠેકાણે ખાઈ જેવી થઈ પડેલી નજરે આવે છે. જેથી તેઓ તો વળી બીલકુલ ઇશ્વરને જન્માંત્તરમાં ઓળખી શકે એવું દેખાતું નથી. પુષ્ટીમારગ વાળાઓની મુર્ત્તિપૂંજા કરતાં તો બીજા મર્યાદા મારગીવાળાઓનો પૂજા પ્રકાર કાંઇક ઠીક દેખાય છે. કાં કે તેમાં આટલો બધો ઠાઠમાઠને આડંબર નથી. વળી તેઓને સમઝાવવામાં આવે છે કે આ ભગવાનની મૂર્ત્તિ છે, સાક્ષાત્ ભગવાન નથી. એમ છતાં એ પૂંજાની રીત પુષ્ટીમારગની ખાઈ જેવી રીત કરતાં કાંઈક ઓછી ખાડી ગણાય. વળી તેનાં કરતાં શૈવી લોકોમાં જે મૂર્ત્તિપૂંજા છે તે

કાંઇક ન્હાની ખાડી છે. કાં કે તેઓ એકાએક મૂર્ત્તિમાં દ્રઢ બંધન થઈ જવા જેવો ભાવ લગાડતા નથી. વળી મૂર્ત્તિ પણ શિવનું લિંગ બેસાડેલું હોય છે. તે ઉપર ખરચ પણ કાંઈ વધારે થતો નથી. ફક્ત નાઇધોઇ શિવનાં મંદીરમાં જઈ હરહર મહાદેવ કરી એક લોટો પાણીનો ઉપર રેડી આવે છે. વળી પોતાનાં સિદ્ધાંતી ગ્રંથોમાં મૂર્ત્તિપૂજાને ઘણી હલકી પ્રકારની રીત ગણેલી છે તો એ બાબતથી કદી પણ ઇશ્વરજ્ઞાન કે પંડિતાઇ આવવાની નથીજ. તેનો પ્રસિદ્ધ દાખલો આપણે આપણો પોતાનો લઇએ. જૂઓ આપણાં આ આર્યાવર્ત્ત દેશમાં જયારથી મૂર્ત્તિપૂજાનો પ્રકાર ચાલ્યો છે ત્યારથી જે દેશમાં કળાકૌશલ્ય હતું તે, જ્ઞાન, હુશીઆરી, સમૃદ્ધિ, અને ઇશ્વરજ્ઞાન વગેરેની બાબ તો ઘટતીજ ચાલી આવે છે. તેથી આજ દેશ અતિશય ખરાબ હાલતમાં આવી પડ્યો છે. અને તે દાહાડાથી આ દેશમાં અજ્ઞાન, આલસ્ય, વેહેમ, તથા અનેક તરેહની મૂર્ખાઇઓ વધતી ચાલી છે. આ મૂર્ત્તિપૂજા છે તે દેખીતી પરમેશ્વરની મશ્કરી છે. તેથી જાણે પરમેશ્વરને કોપ થયો હોય નહીં ? એવું થવાથી વિદ્યાકળા અને સમૃદ્ધિ જાણે ઈશ્વરે ઝુંટી લીધી હોય એમ દેખાય છે ! એવું જોતાં એ મૂર્તિપૂજા ઇશ્વરજ્ઞાન વગેરેમાં પગથિયું ચઢવાનું સાધન નહીં પણ ખાડામાં ઉતરવાનું સાધન છે. બાકી ઇશ્વરજ્ઞાનમાં ચઢવાનું શીઢીરૂપ સાધન તો એ છે કે વિદ્વાનોની સોબત કરવી, તે લોકો પાસેથી વેદાદિ સત્ય શાસ્ત્રો સાંભળવાં અને પોતે જાતે સારી પેઠે સત્યવિદ્યા ભણીને ઈશ્વરનું જ્ઞાન મેળવવું. એ ઇશ્વર જ્ઞાનરૂપ સીઢી ઉપર ચઢવાનાં પગથિયાં છે. બાકી મૂર્ત્તિપૂજાથી તો કદી કોઇને ઈશ્વરજ્ઞાન થાય એવું સ્વપ્નમાં પણ જાણવું નહીં, એ વાત વિચારશીલ માણસને તરત ધ્યાનમાં આવી જશે.

કેટલાક એમ કહે છે કે પરમેશ્વરને ગમે તેવી રીતે ભજશું તોપણ તે માંની લેશે. અને તેનાં નામથી ગમે તેવી રીતે સેવા કરશું તોપણ તે કબુલ રાખશે. પણ પરમેશ્વરે જે વેદાદિ સચ્છાસ્ત્રો બનાવ્યાં છે તે જોયાવગર અને છતી આંખે જડમાં પણ જડ પદાર્થ જોઇને તથા સમજીને તેને ઇશ્વરનું વિશેષણ લગાડશું તો તે જરૂર ગુસ્સે થયાવગર રેહેશે નહીં. કોઈ રાજા વા માન આપવા લાયક માણુસ હોય તેની છબી પોરટ્રાફ વા તેને કાંઈક મળતો આકાર

કરીને માન આપવાને બદલે એક તરશલું કે ચામડાનો કટકો વા ભ્રષ્ટ પદાર્થ કાંઇ રાખીને પછી તેનું નામ લઇને તેની હજાર સ્તુતી કરશો તોપણ તે બાબત સાંભળીને તે માણસ કદી પણ તમારાપર પ્રસન્ન થશે? કોઇ દી નહીં. તે પરમેશ્વરનો બતાવેલો માર્ગ છોડી તેને મોહોટામાં મોહોટા જાણીને તેને ઠેકાણે તુચ્છમાં તુચ્છ બાવલું બેસાડવું તે પરમેશ્વર કેમ કબુલ કરશે?

વળી કેટલાક માણસ એમ સમજી બેઠા છે તથા કહે છે કે હમણાં દયાનંદ સ્વામીએજ ફક્ત મૂર્ત્તિપૂંજાનું ખંડન કર્યું છે, પણ અસલ કોઇએ કર્યું છે? એ સવાલ તેઓની અજ્ઞાનતાનો છે. કારણકે તેઓએ અસલનાં તથા આધુનિક પ્રતિમાખંડનનાં પુસ્તકો જોયાં નથી તથા મૂર્ત્તિપૂંજાખંડન કોણે કર્યું છે કે નહીં તે તપાસ્યું નથી તેથી એવા સવાલો કરે છે. પણ એ બાબત ઉપર તપાસ કરે તો એવા હજારો દાખલા મળી આવે એમ છે. હિંદુ શિવાયની બીજી કોમો કોઇપણ એવી મૂર્ત્તિપૂંજા કરતી નથી ને ઘણી કટાક્ષથી તેનું ખંડન કરે છે તે પ્રસિદ્ધ છે. પણ આપણને તેઓનો દાખલો લેવાની કશી જરૂર નથી આપણે આપણું તપાસીએ. આપણામાંથી કોઇએ આજસૂધી મૂર્ત્તિપૂંજાનું ખંડન કર્યું છે કે નહીં તે આપણે તપાસીએ.

૧ પેહેલાં તો વેદ, કે જે આપણું અનાદિ, ઈશ્વર પ્રણિત, સર્વોત્તમ અને સર્વમાન્ય, ધર્મપુસ્તક તેમાં મૂર્ત્તિપૂંજા કરવાનું મુદ્દલ કહેલું નથી. એ બાબતમાં વધારે પુરાવો આપવાની કાંઇ જરૂર નથી. શ્રીમદ્ દયાનંદ સરસ્વતી સ્વામીનો મૂર્ત્તિપૂંજા ખંડન કરવાનો જે સિદ્ધાંત અગ્ની તેમાં ઘણાંક પંડિતોનાં મૂર્ત્તિમંડનરૂપ પતંગીઆઓ બળી ભસ્મ થઇ ગયા છે તે સહુ કોઈ જાણે છે. વળી આજ દીસૂધી કોઇપણ પંડિત કહી શક્યો નથી કે મૂર્ત્તિપૂંજા વેદ પ્રતિપાદ્ય છે; અથવા આ મંત્રમાં મૂર્ત્તિપૂંજાનું કહ્યું છે અથવા મૂર્ત્તિઓ સ્થાપન કરવા વખતે વેદ મંત્રોથી પ્રાણપ્રતિષ્ઠા કરવામાં જે મંત્રો વપરાય છે તેમાં લેશ માત્ર પણ મૂર્ત્તિ પૂજાની વાત છે એવું મુદ્દલ કોઇ સાબિત કરી શક્યું નથી. જો કે તે કારણને વાસ્તે જીવણ દયાલે ૨૫૦ રૂપૈઆનું ઈનામ છપાવેલું હતું તથા મથુરાદાસ લવજીએ પાંચ હજારનું ઇનામ આપવા કાહાડયું હતું; છતાં કોઇ પંડિત બાહેર પડી શક્યો નથી. પડે ક્યાંથી હોય તો કે. પંડિતો માત્ર આડા અવળા ફાંફાં મારી થાંભા દેવા મંડી પડ્યા છે, તે છતાં આ વેદ મંત્રનો જરા નમુનો તપાસો.

## યજુર્વેદ અધ્યાય ૪૦ મંત્ર ૮ મો.

सपर्यगा च्छुक्र मकाय मव्रणमस्नाविर ँ शुद्ध मपापविद्धम् ॥
कविर्मनीषीपरिभूःस्वयम्भूर्याथातथ्यतोर्थान्व्यदधाच्छाश्वतीभ्यःसमाभ्यः ॥

પરમેશ્વર સપર્યાગાત્ નામ સર્વવ્યાપક બધા જગતમાં પરીપૂર્ણ ભરી રહ્યો છે, જેવું આકાશ. શુક્રં એટલે જગત્‌નો કારણરૂપ તથા બીજરૂપ છે. અકાયમ્ તે કાયા વગરનો અર્થાત્ શરીર ધારણ કરતો નથી. તે અવ્રણં એટલે અખંડ, એકરસ, અચ્છેદ્ય, અભેદ્ય, નિષ્કંપ અને અચળ છે. અને તે અસ્નાવિરં. એટલે નાડીઆદિનું તેને પ્રતિબંધન નથી, અને અતિ સૂક્ષ્મ હોવાથી તેને કાંઇ આવરણ નથી. તે શુદ્ધં, એટલે સદૈવ નિર્મલ, અવિદ્યા, જન્મ મરણ, હર્ષ, શોક, ક્ષુધા, તૃષાદિદોષોથી રહિત છે. તે અપાપવિદ્ધં. અર્થાત્ પાપરહિત અને ન્યાયકારી છે. તે કવિઃ, અર્થાત્ ત્રિકાલજ્ઞ, મહાવિદ્વાન્, અને જેની વિદ્યાનો કદી પણ કોઈ અંત લેઇ શકતો નથી. તે, મનીષી. એટલે સર્વ જીવોના મનને જાણનાર સાક્ષી અને બધાનાં મનને દમન કરવાવાળો છે. તે, પરિભૂઃ આખા જગત્‌માં પરિપૂર્ણ વ્યાપક થઇ ભરાઇ રહ્યો છે. તે સ્વયંભૂઃ એટલે જેનાં આદિકારણ માતા પિતા અને ઉત્પન્ન કરનાર કોઇ નથી, પરંતુ તે બધાનું આદિકારણ છે. યાથાતથ્ય ઇત્યાદિ. અર્થાત્ તે ઇશ્વરે આપની પ્રજાને યથાવત્ સત્યસત્ય વિદ્યા જે ચાર વેદ તેનો બધા મનુષ્યોને પરમ હિતને અર્થે ઉપદેશ કર્યો છે. ૧ આ વેદનો મત જોઈ એ ઉપર મૂર્ત્તિપૂજકોએ વિચાર કરવો કે આ વેદમાં પરમેશ્વરનાં કહેલાં સ્વરૂપને મૂર્ત્તિસાથે એક તલભાર પણ સંબંધ દેખાય છે? અથવા એમાં એનું એક રંચ વા અણુ માત્ર પણ સામર્થ્ય મૂર્ત્તિમાં છે? ઇત્યાદિ મંત્રો ઘણા છે પણ નમુનાં સારૂં એક મૂકેલો છે.

૨ વેદ પછીનાં પુસ્તકો છ શાસ્ત્રો છે, એ છએ શાસ્ત્રમાં ઇશ્વરવિષે નિર્ણય કરેલો છે તથા કર્મોતરની વિધિઓ છે. તેમાં કોઇ ઠેકાણુ મૂર્ત્તિપૂંજાનું સ્થાપન નથી. હવે જ્યાં શાસ્ત્રોમાં ખરો સિદ્ધાંત કરવા બેઠા ને તરક ન્યાય યુક્તી લગાડવા બેઠા ત્યાં એકને એક બેજ થાય કોઇ કહે કે એકને એક છ તો ત્યાં ન ચાલે બાકી પુરાણો જેવાં મૂર્ખ સમજામણીનાં ગ્રંથોમાં એકને એક પચાસ

કહે તો ચાલે તેમ થતાં આ છ શાસ્ત્રોનાં સિદ્ધાંત આગળથી મૂર્તિ બાઇ પલાય ન કરી ગયાં દેખાય છે.

૩ તે પછીનાં સ્મૃતિ ધર્મ શાસ્ત્રો દેખાય છે. દરેક સ્મૃતિમાં કહેલું છે કે વેદમાં જે કહેલો ધર્મ છે તેજ ખરો ધર્મ, અને અમારાથી કાંઇ વેદ વિરૂદ્ધનું લખાઇ જાય તો તે પણ કોઇ એ માન્ય કરવું નહીં. એવું બિચારા નિર્દોષ બુદ્ધિથી કેહેતા આવ્યા છે. તો તે પ્રમાણે એ શાસ્ત્રોમાં મૂર્તિપૂજા ન હોવી જોઇએ. તે ઉપરાંત આધુનિક રચનાની કોઇ સ્મૃતિ હોય વા જૂનીમાં નવા શ્લોક ગુશેડેલા હોય ને તેમાં કાંઈ અંશે પ્રકાર લખ્યો હોય તો પણ એનાંજ મોહોડામાંથી વેદ બાહ્યનાં લેખને માનવાની મનાઇ છે. એવું છતાં પણ આજસૂધી હજી કોઇ એવું પુરવાર કરી શક્યો નથી કે આ પ્રમાણે અમુક સ્મૃતિમાં વિધિપુર્વક મૂર્ત્તિપૂજા લખી છે. કેટલાક મૂર્ત્તિપૂજાનાં વાદવિવાદમાં મૂર્ત્તિપૂજાનો વિધિ સ્મૃતિમાં માત્ર એટલોજ બતાવી શક્યા છે કે "દેવપૂજા કરવી" એમ દેવ શબ્દપર કૂદ્યા કરે છે. તે એવું છે કે "રાતે શાદલે રાંડ ને લઇ ગઇ પાસેર ખાંડ, વળતાં વળી, ને લઇ ગઇ તેલની પળી." પણ દેવશબ્દ તો વિદ્વાનવાચક છે એવું આપણે અગાઉ કહેલું છે. એવું જોતાં સ્મૃતિઓમાં પણ કોઇ પ્રકારે વિધિપુર્વક મૂર્ત્તિપૂજા જેવું કાંઇ હોય એમ બીલકુલ દેખાતું નથી.

૪ તે પછી આદિકાવ્ય રામાયણ તો તેમાં તો શ્રી રામચંદ્રજીને પોતાને મળેલું જ્ઞાન જે "યોગવાશીષ્ટ" તો તેમાં તો ખુલ્લેખુલ્લું બ્રહ્મજ્ઞાન છે પણ મૂર્ત્તિપૂજા જેવું કાંઈ પણ દેખાતું નથી.

૫ એ પછીનાં મહાભારતાદિ પુસ્તકો છે. એ પુસ્તકોમાં આજસૂધી પંડિતોએ બહુ વધારી મૂક્યું છે અસલ કોઈ દશ હજાર શ્લોકનું પુસ્તક કહે છે, કોઈ પચ્ચિશ હજારનું કહે છે કોઈ નેવું હજારનું કહે છે, કોઇ લાખ શ્લોકનું કહે છે ને કોઇ સવા લાખ શ્લોકનું કહે છે. હવે અસલ કાંઈ છાપેલાં પુસ્તકો નોતાં જેથી સંપ્રદાઇ લોકોનાં ઘરમાં પુસ્તકો હતાં તેમાં પોતાને મળતા આવે એવાં હજારો નવા શ્લોકો જોકે વધારી નાખેલા છે. તેનો પ્રસિદ્ધ દાખલો છે કે મોહાભારતમાં મૂર્ત્તિપૂજા કરવાની જગાએ ઘણે ઠેકાણે શીવનાં લિંગની પૂંજા કરવા લખ્યા છે તો તે કોઇ શિવમાર્ગનાં અનુયાયીએ ગોચી ઘાલેલી હશે. તે છતાં પણ બાપડાઓથી આંમ કેહેવાયા વગર રેહેવાયું નથી.

**अप्सुदेवामनुष्याणां दिविदेवामनीषिणां ॥**
**काष्ठलोष्ठुमूर्खाणां युक्तस्यात्मनिदेवता ॥ १ ॥**

અર્થ—કેટલાક સાધારણ માણસ પાણીમાં દેવ માને છે. તેથી કાંઇક ચઢતા આકાશમાં દેવ માને છે. અને મૂર્ખ લોકો છે તે કાષ્ટને ધાતુમાં દેવ માને છે, ને યુક્તિમાન પુરૂષો આત્મતત્વને વિષે દેવ માને છે, કે જે સર્વમાં વ્યાપ્ત થઇ રહેલો છે. ૧ આમાં મૂર્ત્તિપૂજા કરનારને મૂર્ખ ઠરાવ્યો છે. ત્યારે એ ખંડન કેહેવાય કે મંડન તેનો વિચાર વાંચનારે કરવો.

ઘણું કરીને મૂર્ત્તિપૂજામાં વિષ્ણુની તથા તેનાં અવતારોની મૂર્ત્તિપૂજાનો પ્રચાર વધારે છે, તેમાં પણ શ્રી કૃષ્ણની મૂર્ત્તિનો ચાલ ઘણો છે. ત્યારે હવે આપણે શ્રી કૃષ્ણે પોતે શું દેખાડયું છે તે જોઇએ. પેહેલું શ્રી કૃષ્ણ ભગવાનનો સહુથી સરસ મિત્ર અને જેનાંથી જીવ જુદો નહીં એવા અર્જુન તે શ્રી કૃષ્ણની સાથે ઘણો કાળ ભેગો રહ્યો તથા એક બીજાની ઘણી સેવા પૂજા કરેલી. તે છતાં શ્રીમદ્ ભગવદ્ ગીતાજીમાં શ્રી કૃષ્ણે અરજુનને સાફ કહેલું છે કે મારી આ દેહ છે તેને તારે ભગવાન્ જાણવી નહીં. અને તે મારી આટલી બધી સેવા પૂજા કરી છે તો પણ તેમાંથી કાંઇ તારૂં વળવાનું નથી. જ્યારે મારાં ખરાં સ્વરૂપને ઓલખીશ અને તે સ્વરૂપનું તને જ્ઞાન થશે. ત્યારે તારો ઉદ્ધાર થશે. તે સ્વરૂપ દેખાડે છે.

**नैनंछिंदंतिशस्त्राणि नैनंदहतिपावकः ॥**
**नचैनंक्लेदयंत्यापो नशोषयतिमारुतः ॥ १ ॥**

અર્થ—એઆત્મા હથીઆરથી કપાતો નથી, આગમાં બળતો નથી, તડકો જેને સૂકાવી શકતો નથી. તથા વાયુ જેને શોષણ કરી સકતો નથી ? એ મારૂં સ્વરૂપ છે તેને તું જાણ તો તારૂં કલ્યાણ થશે. આ જોતાં શ્રી કૃષ્ણે મૂર્ત્તિનું બરાબર ખંડન કર્યું છે. કેમકે મૂર્ત્તિ હથીઆરથી કપાઇ જાય છે. અગ્નિમાં બળી જાય છે, ને બીજા પણ બધા તેનાં સંસ્કાર થઇ શકે છે. તો તે મારૂં સ્વરૂપ નહીં એમ ખુલ્લું દેખાડેલું છે અને તેથી તે ખંડન થયું એમ સિદ્ધ થાએ છે. તેમાં પણ વળી એક બીજો વિચાર કરવાનો છે; તે એ કે અર્જુનને શ્રી કૃષ્ણ ભગવાન્ કહે છે જે મારાં આ શરીરની સેવા પૂજા કરવાથી

તારૂં કલ્યાણ નહીં થાય પણ ખરેખરૂં સ્વરૂપ ઓળખીશ ત્યારે થશે. તો જ્યારે શાક્ષાત્ શ્રીકૃષ્ણભગવાનનાં પોતાનાં શરીરની સેવાથી પણ કલ્યાણ નથી એમ શ્રીકૃષ્ણે બતાવીને ગીતાનું જ્ઞાન આપ્યું; ત્યારે આજ તો શ્રીકૃષ્ણ ભગવાન પોતે નથી, તેનું શરીર પણ નથી, તેની ખરી પ્રતિમા અથવા પૂતળું નથી, એટલુંજ નહીં પણ તેની ખરી છબી અથવા ફોટોગ્રાફ પણ નથી. ત્યારે તેને ઠેકાણે સાફ ખોટેખોટી મન કલ્પિત, દરેક ઠેકાણે એકજ નામની ને જૂદા જૂદા ઘાટ રૂપ તથા રંગની અને તરેહવાર કદની અંગુઠાથી તે દશ મ થોડાં જેટલી અને જે ફક્ત સુતાર સલાટ અને કંસારા વગેરેથી ઉત્પન્ન થયલી એવી બિચારી મૂર્ત્તિ બાઇથી કેમ કલ્યાણ થશે તે મુદ્દલ સમજાતું નથી. ત્યારે એવી મૂર્ત્તિપૂજાને માનનારા સાહેબો તમે વિચાર કરો કે જેની મૂર્ત્તિ તમે માનો છો તે તમોને સાફ દેખાડે છે કે તમે આ મૂર્ત્તિપૂજારૂપ કેવળ ધુંમાડાનાં બાચકાંભરો છો એથી તમારા હાથમાં કાંઈ આવવાનું નથીજ અને જન્મ વ્યર્થ ગુમાવો છો એમ સ્પષ્ટ દેખાડેલું છે.

શ્રીકૃષ્ણનો બીજો સખા ઉધવજી તેને પણ શ્રીમદ્ ભાગવતના એકાદશસ્કંધમાં કહ્યું છે કે ભાઇ તારૂં પણ કલ્યાણ આ મારીસાથે ફરવાથી કે મારી સેવા કરવાથી કે મારો દાસ બનવાથી થાય એમ નથી; પરંતુ મારૂં સર્વવ્યાપી પરિપૂર્ણ અને ખરૂં સ્વરૂપ જાણુશે ત્યારે તારૂં કલ્યાણ થશે એમ નિઃસંશય જાણ એમ કહીને ઈશ્વરનાં રૂપવિષે ઉદ્ધવજીને સમઝાવ્યું છે. વળી મૂર્ત્તિપૂજક ભાઇઓ એમાં તો શ્રી કૃષ્ણે એક બીજું અજવાળું કર્યું છે. જુઓ સ્લોક:—

**यस्यात्मबुद्धिःकुणपेत्रिधातुके स्वधीःकलत्रादिषुभौमइज्यधीः ॥**
**यत्तीर्थबुद्धिःसलिलेनकर्हिचि ज्जनेष्वभिज्ञेषुसएवगोखरः ॥ १ ॥**

અર્થ—આ ત્રિધાતુક ( વાત પીત્ત અને કફ ) નાં પુતળાં (શરીર) માં જે આત્મબુદ્ધિરાખે છે, અને પૃથ્વીના વિકાર ( કાષ્ટ. પાષાણ, ધાતુ, મૃત્તીકા વગેરે ) માં દેવબુદ્ધિ રાખી પૂજે છે, અને વિદ્વાન્ ઉત્તમ અને જ્ઞાની પુરૂષોને કસામાં નહીં જાણતાં કેવળ પાણીમાંજ તીર્થ બુદ્ધી રાખે છે, તે માણુસ ગોધા અને ગધેડા જેવો છે. જૂઓ આ ભાગવત બનાવનારાએ શ્રીકૃષ્ણનાં મુખારવિંદથી તમને કેવા બનાવ્યા છે? ( આમાં એમ પણ દેખાય છે કે, વિદ્વાનો

અસલના વારામાં તીર્થોમાં વાસ કરી રેહેતા હશે ને તેના નિર્વાહઅર્થે અને જ્ઞાન મેળવવાઅર્થે યાત્રાલુઓ જતા હશે તેને વિશેષે કરી સન્માન આપવું અને તે પાસેથી જ્ઞાન મેળવવું એ યાત્રાલુઓનું કામ હશે કે જેથી જનારને ખરૂં જ્ઞાન મળે ને વિદ્વાનોનો નિભાવ થાય. ” હવે એ નિયમ પ્રમાણે ભાગવત બનાવતી બખતે ચલાતું નહીં હોય ને પાણીમાં ગંગા યમુનાદિ તીર્થોમાં નાહી ધોઇ લોકો પુન સમજી ચાલતું થતું હશે તેસારૂં તે વાતનો નિષેધ કરી ગોધા ગધેડા બનાવ્યા દેખાય છે. )

૭ પુરાણો ઘણાં ખરાં સંપ્રદાયી લોકોએ પોતાના મતલબસિંધુઅર્થે મનકલ્પિત બનાવ્યાં છે, એમ કેટલાક કારણોપરથી દેખાય છે. એવું છતાં પણ બનાવનાર બાપડા વિદ્વાન્ તો ખરા ! તે કારણથી તેઓનામાં જરાજરા સાત્વિક ગુણનાં જે લક્ષણ હતાં તેના પ્રતાપે ખરી વાત બાપડાઓથી ક્યાંક ક્યાંક લખાયા વગર રેહેવાઇ નથી, તેમાંનાં મને યાદ છે, તેટલાં પ્રમાણો હું લખું છું.

પદ્મપુરાણમાં એક નારદજી તથા વ્યાસજીની સંવાદરૂપ કથા છે તેમાં નારદે વ્યાસજીને ઠપકો આપ્યો કે આ પુરાણો લખીને તમે લોકોને ભ્રમમાં નાખ્યા ને જગત્ આખું એથી મૂઢ બની જશે. ત્યારે વ્યાસજીએ કહ્યું કે હું તો જગત્‌ને ભ્રમમાં નાખીશ, તો, તેઓ રસ્તો શોધશે અને ઘણું જાણશે ત્યારે તેને બધામાં સિદ્ધાંત એકજ મળશે એ વિચારથી કર્યું છે ( આ સંવાદ ખરે ખરો ન સમજવો એ પણ પોથીમાંનાં રીંગણાં ) !

## ॥ श्लोक व्यासोवाच ॥

व्यामोहायचराचरस्यजगतस्तेतेपुराणागमा ॥
स्तांतामेवहिदेवतांपरत्रिकांजल्पंतिकल्पावधी ॥
सिद्धांतेपुनरेकएवभगवन्विष्णुसमस्ताऽगमा ॥
व्यापारेषुविवेचनंव्यतिकरांनित्येषुनिश्चीयते ॥ १ ॥

અર્થ—સર્વે માણસોને ભ્રાંતિમાં નાખવા સારૂં પુરાણો તથા આગમો રચેલાં છે. તેમાં જે પુરાણમાં જે દેવનું સ્થાપન કર્યું તેને તેમાં ઉત્તમ કહ્યા

છે, બાકીનાંને કનિષ્ટ, તે વાત ખરેખરી માનીને તે તે દેવોવીસે કોઇ વાદવિવાદ કે લડાઈ કરવા માંડે, તો એક કલ્પ ભર લડાઈ કરયા કરે તો પણ અંત આવે નહીં પણ ભ્રમી ભ્રમીને જે માણુસ ખરો સિદ્ધાંત ખોળવાની ખંત રાખી મંડે તો તેને સિદ્ધાંતમાં પરમેશ્વર એક અદ્વિતીય અને સર્વવ્યાપી છે તે જણાય? આમાં જૂઓ તો વૈષ્ણવ ભાઇઓ તમારૂં મૂર્ત્તિ પૂજન ખંડન થયું કે નહીં? કાં કે પરમેશ્વર તો એક અદ્વિતીય અને સર્વ વ્યાપી છે; ને તમારી મૂર્ત્તિ તો અનેક, અને અદ્વિતીય એટલે એના જેવો બીજો કોઇ થઇ શકેજ નહીં ત્યારે મૂર્ત્તિ જેવી તો કરોડો મૂર્ત્તિઓ થઈ શકે. વળી સર્વ વ્યાપી પરમેશ્વર છે. ને તમારી મૂર્ત્તિ તો આખા ઘરમાં પણ વ્યાપક ન મળે. ઘર ગોલ્યું પણ તેનાં પોતાનાં આખાં મંદિરમાં પણ વ્યાપક નહીં, એટલુંજ નહીં પણ આખાં સિંહાસન ઉપર પણ વ્યાપક નથી દેખાતા તે સિંહાસનના પણ એક ખૂણામાં જ્યાં આપણે બેસાડીએ ત્યાં બેઠા રહે છે. પરમેશ્વરના ત્રાસથી સૂર્ય ચંદ્રાદિક તારાગણ, અનેક બ્રહ્માંડો, સમુદ્ર અને વાયુઆદિ પોતાની ગતિમાં ચાલે છે. ને તમારી મૂર્ત્તિરૂપી પરમેશ્વરનો ત્રાસ તો ઊંદર બિલાડાદિક પણ બીતા નથી, ને સાંમા ઉપર મળમુત્ર કરે છે. ત્યારે તેવી તુચ્છ વસ્તુને કેમ ઈશ્વર માનવો તેનો વિચાર કરવો જરૂર અને સેહેલ છે?

ભાગવત પુરાણનો એકાદશ સ્કંધનો એક શ્લોક ઉપર લખેલો છે, ને બીજા અત્રે લખી દેખાડું છું.

**એકાદશ સ્કંધના બીજા અધ્યાયનો એક શ્લોક.**

**अर्चायामामपेहरेत्पूजायश्रद्धयेहता ॥**
**नतद्भक्तेषुचान्येषुसभक्तप्राकृतःस्मृतः ॥ १ ॥**

અર્થ ફક્ત મૂર્ત્તિનેજ પરમેશ્વર જાણી અને તે ઉપર શ્રદ્ધા રાખીને તેની પૂજા કરે, ને પરમેશ્વરના ખરા ભક્તને ગણે નહિં તે અતિ શોચનીય ભક્ત જાણવો. વળી તૃતીય સ્કંધમાં કપિલદેવજી પોતાની માતા દેવહુતીને કહે છે કે,—

**॥ श्लोक ॥**

**योवैसर्वेषुभूतेषुसंतमात्मानमीश्वरम् ॥**
**हित्वार्चांभजतेमौढ्याद्भस्मन्येवजुहोतिसः ॥ १ ॥**

અર્થ—સર્વ પ્રાણીમાં વ્યાપક થઇ રહેલા પરમાત્મા ઇશ્વરને મૂકી જે મૂઢ પણાથી મૂર્ત્તિને સેવે છે, તે ઓલાઇ ગયેલા અગ્નિની રાખમાં હોમ કરે છે. એમાં જૂઓ કેટલું નિરર્થકપણું બતાવ્યું છે રાખોડી જો કોરી હોય તો ઘણાં કામમાં આવે છે. વાસણો ઘસવામાં, અનાજમાં ભેળવામાં, ઇત્યાદિ ઘણે ઠેકાણે કામ આવે છે પણ ઘીમાં ભળેથી તે કોઇ પણ કામમાં આવની નથી. એટલે ઘી પણ જાયને રાખ પણ જાય. હવે શ્રીમદ્ભાગવત્ બનાવનારની તો કેવી તરેહવાર લીલા છે; કે મૂર્ત્તિપૂજા કરવાનું પણ લખે છે, દશમાં સ્કંધમાં શ્રીકૃષ્ણનાં મુખારવિંદથી ઓધવજીનાં જ્ઞાનમાં મૂર્ત્તિપૂજકોને ગોખર: પણ ઠરાવેલા છે. ને વળી રાખોડીમાં હોમ કરવા જેવું પણ મૂર્ત્તિપૂજન ઠરાવે છે. હવે ખરૂં શું માનવું ? વળી છટ્ઠા સ્કંધમાં આમ પણ કહે છે,—

**वेदःप्रणिहितोधर्मोह्यधर्मस्तद्विपर्ययः ॥ १ ॥**

અર્થ—વેદમાં કહેલો છે તેજ ધર્મ, ને તે શિવાય છે; અથવા જે હોય તેને વિપરીત ધર્મ જાણવો. હવે વેદ ધર્મમાં તો મૂર્ત્તિપૂજા નથી. એમ ખરૂં જાનારને હમણાં સ્પષ્ટ દેખાઈ આવ્યું છે.

ઉપર ભાગવત તથા પદ્મપુરાણના દાખલા આપ્યા. આ ત્રીજો બ્રહ્મપુરાણનો દાખલો,—

**उत्तमासहजावस्थामध्यमाध्यानधारणा ॥**
**अधमातीर्थयात्राचमूर्तिपूजाधमाधमा ॥ २ ॥**

અર્થ—વ્યાપક પરમેશ્વરનું જે જ્ઞાન થવું એવી જે સહજાવસ્થા તે સહુથી ઉત્તમ, અને ફકત ધ્યાન ધારણા કરવી એ મધ્યમ ધર્મનાં લક્ષણ છે. તીરથ યાત્રા કરવી એ ત્રીજા નંબરનું છે. પણ મૂર્તિપૂજા છે તે અધમમાં અધમ ઇશ્વર જ્ઞાનની બાબત જાણવી. અરરરર! આ તો વળી મૂર્ત્તિપૂજાને અધમમાં અધમ ઠરાવે છે ?

ચોથું માર્કંડેય પુરાણમાં મૃદાલશાનું આખ્યાન છે, તે પોતાના છોકરાને કહે છે કે:—

**शुद्धोसिबुद्धोसिनिरंजनोसि संसारमायापरिवर्जितोसि ॥**
**संसारसुष्कंत्यजमोहनिद्रा मृदालशावाक्यमुवाचपुत्रं ॥**

અર્થ—તું શુદ્ધ, બુદ્ધ અને નિરંજન ( જીવાત્માએ કરીને) છે. આ સંસારની માયા તારે તજવા યોગ્ય છે. આ સંસાર જે સૂકાં લાકડાં જેવો છે, તેમાં મોહરૂપી નિદ્રાને વશ નહીં થઇ પડે અર્થાત્ સંસારથી વિલિપ્તરે રહે એમ મૃદાલશા પોતાના પુત્રને વાકય કહે છે હવે જ્યાં જીવાત્માને જાણી સંસારમાં પડવાપણું મૂકી દેવાનું થયું; ત્યાં વળી પિત્તળ આદિનાં રમકડાંને ભગવાન જાણી રમવાનું તો કયાંય ઉડી ગયું.

પાંચમું વિષ્ણુ પુરાણવાળાએ તો હદ કરી છે :—

**तक्षादिनीचैःसुकृतानसत्यान् पाषाणमृद्दारुमयादिदेवान्॥**
**भजंतियेमाधवनिंदकास्ते पूर्णःसदानंदमयोहिविष्णुः ॥५॥**

અર્થ—સુતાર, સલાટ, કનસારા ઇત્યાદિ નીચ જાતિવાળાએ, લાકડાં, પાષાણ અને ધાતુની મૂર્ત્તિઓ ( પોતાના લાભ સારૂં ) સારી શોભાયુક્ત બનાવી; એવો જે અસત્ય અને જડ પદાર્થ તેને જે દેવ જાણીને ભજે છે, તે માધવ એવા પરમેશ્વરના નિંદક એટલે નિંદા કરવાવાળા છે. કારણ કે તે પરમેશ્વર કાંઈ એવો લાકડાં પાષાણ કે ધાતુનો નથી પરંતુ ) વિષ્ણુ (વ્યાપકેશ્વર) તો સદા આનંદમય અને પૂર્ણ એવો છે.

હવે મૂર્તિપૂજક ભાઇઓ સો તમે જે પુરાણોને ધર્મશાસ્ત્ર કરી માનો છો તેમાં ઉત્તમ એવું અને સાત્વિક ગુણમાં ગણાયલું વિષ્ણુ પુરાણ તે તમને મૂર્ત્તિ પૂજકોને પરમેશ્વરની નિંદા કરવા વાળા ઠરાવે છે. હવે ચાણાક્ય રાજાને વિષ્ણુએ પોતે જે જ્ઞાન આપ્યું છે એવું પણ પુરાણોમાં છે, તેમાં સાધારણ નિંદા કરવા વાળાને આ પ્રમાણે કહ્યું છે;

**पक्षिणांकाकश्चंडालः पशुनांचैवगर्धभः ॥**
**मुनीनांकोपश्चंडाल सर्वेषुचविनिंदकः ॥ १ ॥**

અર્થ—પક્ષીમાં કાગડો ચંડાળ, પશુઓમાં ગધેડો ચંડાળ, મુનિનેવિષે ક્રોપ છે તે ચંડાળ ને પ્રાણી માત્રમાં નિંદક છે તે ચંડાળ છે? હવે વિચારો કે વિષ્ણુ પુરાણ બનાવનારને મૂર્ત્તિપુજા ઉપર કેટલી બધી ચીઢ છે. સાધારણ માણસની નિંદા કરે તેને ચંડાળ જેવો કહ્યો, ત્યારે પરમેશ્વરની નિંદા કરવા વાળા મૂર્ત્તિપુજકને ઠરાવ્યા ત્યારે તેને શું કે હેવું? એણે તો બહુ જૂલમ કર્યો!

એ પ્રમાણે હાલ તરત પાંચ પુરાણોના દાખલા આપ્યા છે તે ઘણાં છે, તેમ સાધારણ પણ નથી, તેમ અમાન્ય કે તામસી પુરાણોના પણ નથી. આ ઉપરથી પુરાણોમાં મૂર્તિપૂજાનું પ્રકરણ કેહેવું છે. તે બધાને ખુલ્લું જણાશે. પુરાણોમાં પંડિતોએ પોતાનાં ઉદરનિમિત્ત બહુ વેપ કાઢયા છે; પણ ઉપર લખ્યાપ્રમાણે ઘણી જગો એ તેઓનાથી અસત્યને ધિક્કાર્યા વગર રેહેવાયું નથી તે ઉપરથી વાંચનાર સાહેબોએ જોઇએ તેવો સાર કાહાડવો.

૮ પુરાણોની પાછળ શંકરાચાર્યનો સંપ્રદાય નીકળ્યો. હવે શંકરાચાર્યનાં સિદ્ધાંતમાં જોઇએ તો મૂર્તિપૂજાનો તમામ નિષેધ કરી કટકા કર્યા છે. હવે કોઈ એમ પૂછે કે તે લોકોમાં મૂર્તિપૂજા કેમ ચાલે છે? તો તે વિષે ઈતિહાસો જોતાં સાફ જણાય છે કે શ્રીમચ્છંકરાચાર્યજીનાં વખતમાં બૌદ્ધ લોકોનું જોર ઘણું હતું તે લોકો મૂર્તિપૂજા કરતા હતા. પછી શંકરાચાર્યજીએ તેઓનું ખંડન કરી અત્યંત પરાજય કર્યો; અને વેદ માર્ગનું સ્થાપન કર્યું. પણ તે વખતે બૌદ્ધોનાં પ્રચારથી લોક મૂર્તિપૂજામાં લપટાઈ ગયલા એટલે મૂર્તિપૂજા જેવા ઠાઠ માઠ વગરનાં મારગમાં તેઓની શ્રદ્ધા બરોબર બેસતી નોતી તેથી શંકરાચાર્યે વિચાર્યું જે લોકોને પાછા સુમાર્ગે ફેરવાસારૂં કાંઇક મૂર્તિપૂજાનો ઠાઠ જોઇએ. નહીં તો લોકો પાછા આડંબર (જૈન) તરફ ખેંચાશે એમ વિચારી તેઓએ એક સાધારણ મૂર્તિપૂજાનો પ્રચાર કર્યો દેખાય છે, તેમ એઓની મૂર્તિને સાક્ષાત્ ભગવાન્ માનવામાં આવતું નથી. એક વગર ઢંગનો પ્હાણો મૂકી દીએ છે, અને જેમાં શોભા કે મૂર્તિનો ઘાટકે કાંઇ આડંબર ન મળે તેને કાંઈ ઘરેણાં કે વાગાવસ્ત્ર કે તરેહવાર દેખાવ કે ભોગની ધામ ધુમ કાંઈ નહીં. લોકોને ખરચમાં ફકત નાહી ધોઇ એક પાણીનો લોટો માથે ચઢાવી દીએ એટલે થઈ મૂર્તિપૂજા. એવી નહીં જેવી મૂર્તિપૂજા કરાવ્યા છતાં ઘણે ઠેકાણે લખે છે "मूर्तिस्तुस्वल्पबुद्धिनां" "काष्टलोष्टेषुमूर्खाणां" વગેરે લખ્યું કે, એતો થોડી બુદ્ધિવાળા ને મૂરખા છે તેને સારૂં આ મૂર્તિપૂજા છે. એવું સિદ્ધાંતી પુસ્તકોમાં લખીને એઓએ ધાર્યું હશે જે આવાં વિશેષણો જોઇને આગળ જતાં માણસો મૂર્તિપૂજા તજી દેશે; ત્યારે આ દેવાલયોને વિદ્યા શાળાઓ કરવા ઠીક પડશે. પણ અફસોસ! એકે એવા પરાક્રમી અને પરોપકારી માહાત્મા પુરૂષનો દેહ ઘણાં વર્ષ રહ્યો નહીં અને બત્રીશ વર્ષની અવસ્થામાં

એનું મૃત્યુ થઇ ગયું તેથી પછવાડે થવાનું કાર્ય કેટલુંક અધુરૂં રહી જતાં આ લીંગપૂજા એમની એમ રહી ગઈ. પછવાડેથી એનાં ચેલા વર્ગમાં કોઇ મૂર્તિ બાઇનો શત્રુ વીર ન નીકળ્યો, પણ ઉલટા નવાં પુરાણો બનાવી તેમાં લીંગપૂજા ઉપર લોકોનો દૃઢ વિશ્વાસ બેશે એમ કરેલું દેખાય છે. અને તેમ કરવામાં તે લોકોને દેખીતો સારો લાભ થતો હતો. તે જોઇને તેઓ ફેરફાર કરી શક્યા નથી. અને તેથી એ પ્રચાર આજસૂધી ચાલ્યો આવે છે. પણ બધું જોતાં એનો સિદ્ધાંત મૂર્તિપૂજા ખંડનનો છે એ જગપ્રસિદ્ધ છે. તે ઉપર જે મૂર્ખ તથા થોડી બુદ્ધિવાળા સારૂં એ કામ કહ્યું તો તેમાંથી સાફ અર્થ નીકળે છે કે એનો નિષેધજ થયો. જૂઓ આપણે કોઇને કહીએ કે, આ કામ તે મૂર્ખાઈ ભરેલું અથવા ઓછી બુદ્ધિથી કર્યું છે, તો તે કામનું આપણે ખંડન કર્યું કે મંડન તો તેજપ્રમાણે એ સંપ્રદાયવાળાઓએ પણ સારીપેઠે મૂર્તિજીનું તથા તેની પૂજા કરનારાઓનું નાક કાપી નાખ્યું છે.

૯ એ પછી કેટલાક પંથો હિંદુસ્થાનમાં સ્થાપન થયા છે, જેવા કે, દાદુ-પંથી, નાનકપંથી, કબીરપંથી, વગેરે ઘણાકપંથવાળાઓએ મૂર્તિનું ખંડન કરેલું છે. નાનક લોકોનાં એક ટોળાનું નામ "સુથરા" છે તે લોકોનો અગાઉ કાંઇક વિશેષ દોર હોવાથી હિંદુસ્થાનમાં ઘણા ખરા રાજાઓનાં રાજ્યમાં તેઓનો લાગો બાંધી આપેલો છે. દરેક ગામમાં દરેક વ્યાપારીની દુકાનપરથી ત્રણ છ કે બાર મહીને એક એક પૈસાનો લાગો બાંધીને આપેલો છે. તે લેવા આવે ત્યારે હાથમાં બે ડંડુકા હોય છે, તે એક ઉપર એક ઠોકીને તેઓ કવિતા ગાયે છે તેમાંનાં બે ચરણ નીચે મુજબ છે અને તેમાં મૂર્તિનું નિષેધ કરેલું છે.

देखोमडदुंकलजुगआयाबडतेअजबतमाशा ॥
पगडिधातीकलुनहलंधाहेगगरींदानादा ॥ टेक ॥
वहुवैठीघरभीतरमांहेंआंगेसासकमावे ॥
चोखाटाढांकरेरसोईसुकरमिलेजबखावे ॥ १ ॥
पथ्थरपूंजेहरमिलेतोंमेंपूजूंएकपहाड ॥
उसपथ्थरसेंचकीभलीजोपीसखावेसंसार ॥ २ ॥

ઇત્યાદિ તેઓ ખુલ્લી રીતે ડંડુકા પીટીને ગાય છે.

૧૦ એ પછી બસો અઢીસો વર્ષ ઉપર અમદાવાદમાં અખો કરીને એક ભક્ત થઈ ગયો છે. તે ઘણો બહુશ્રુત જ્ઞાની હતો તેણે બ્રહ્મજ્ઞાન ઉપર સારાં સારાં પુસ્તકો રચ્યાં છે. તે પોતાનાં પુસ્તકમાં લખે છે કે,

चैतनकोजान्यानहीं पूंजेपादुकावस्त्र ॥
अखाहरीतोरेगयासेवतकागजपत्र ॥ १ ॥
बहूदिनपीत्तलपूजी रह्यामूढकामूढ ॥
ईश्वरतोअळगारह्यासोजान्यानाहिंगूढ ॥२॥

કવિતા બીજી.

પિંડ પખાળી પૂંજે પહાણ, મનમાં જાણે હું તે જાણ ॥
આપે આત્માને બાહેર ભમે, મૂરખ સાંમુ માંડીને નમે ॥
ડાહ્યાં શાણાં થઈ જે આદરે, તો અખા ત્યાં મન કેમ ધરે ॥ ૧ ॥
એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂંજે દેવ; ॥
પાણી દેખી કરતો સ્નાન, તુલસી દેખી તોડે પાન ॥
એ અખા બહુ ઉતપાત, ઘણા પરમેશ્વર તે ક્યાંની વાત ॥ ૨ ॥
કોટી વરસ પ્રતિમાં પૂજજે, (પણ) જ્ઞાની મૂરતમાં પામીશ વિજે ॥
પોતા સરખો હરિજન કરે, મોટું સામરથ હરીજન ધરે ॥
જડ ચૈતન ગમે તે પૂંજ, અખા સેવન જેવા તેવી સૂજ ॥ ૩ ॥
પ્રતિમાને કોઈ જઈ કરગરે, કોઇ મૂરખ તે આગળ મરે ॥
કોઇને ગાનતાનસું મંન, લગ્ન કરી કોઇ માગે ધંન ॥
પ્રતિમા એ પીડાયા લોક, અખા મૂરખનું મથવું ફોક ॥ ૪ ॥

એની કવિતા તો એ બાબતમાં ઘણી છે પણ નમુનાં દાખલ થોડી ઉ-પર લખી છે.

૧૧ હાલ તરત સન્યાસી લોકો છે તે મૂર્ત્તિપૂજાનું ખુલ્લી રીતે ખંડન કરે છે. તેનો પ્રસિદ્ધ દાખલો છે કે તે લોકોને કોઈ ઘેરે જમવા બોલાવે તેઓ જમવા બેસતા હોય એટલામાં ખબર પડે કે આ પકાવેલું અન્ન મૂર્ત્તિને ભોગ ધરેલું છે, તો તેઓ તે ખાધા વગર ચાલ્યા જાય છે, એટલી બધી તો એ-ઓને મૂર્ત્તિખંડનની ખેંચ છે. જામનગરમાં વ્રજનાથજી માહારાજ હતા તે

ઘણા સંન્યાસીઓને ભિક્ષા (ભોજન) કરાવતા હતા. તે કારણસર તેઓએ એક સંન્યાસીઓની રસોઇ સારૂં ઘરજ જુદું રાખ્યું હતું. ત્યાં રસોઇ કરાવીને સંન્યાસીઓને જમાડવામાં આવતા. પણ મૂર્તિને ધરેલું તેઓ કદી ખાતા નથી. એ પ્રમાણે નિષેધ, ખંડન, ને વળી ખેંચ મૂર્તિ પૂજાવિષે તે લોકોને છે.

૧૨ આસરે ૪૦-૫૦ વરસ ઉપર ભાવગરમાં કોઇ નાગર બ્રાહ્મણ સંન્યાસી થઇ ગયલો છે, કે જેનું નામ સંન્યાસી થયા પછી "મનોહર સ્વામી" કરીને પડયું છે. તેઓ ભાવનગરના માજી દીવાન વિદ્વાન્ શિરોમણી ઓઝા ગૌરીશંકર (ગગાઓઝા) ના ગુરૂ હતા. તેઓ જાહેરમાં મૂર્તિપૂજાનું ખંડન કરતા હતા. એટલુંજ નહીં પણ તેઓએ એ બાબત ઉપર ઘણાં પદો બનાવેલાં છે. તે પદોમાંથી થોડાંક નમુનાં દાખલ અંહી લખીએ છીએ.

## ગુજરાતી કવિતા.

### પદ ૧ લું. રાગ કલ્યાણ.

પ્રેમથી ભજીલે આજ ચિદ્ઘન સુખકારી ॥ ટેક ॥ કાલ કળી કોણ શકે, ઘડી પલ પિયારી ॥ ૧ ॥ સ્વર્ગાદિક ભોગતણી કામના વિસારી ॥ જડવૃત્તિ દૂર કીજે મનમાંથી મારી ॥ ૨ ॥ વિશ્વવિષે વ્યાપક છે સાક્ષીપણું ધારી ॥ જે હની ચિદ્ શક્તી એ છે જાણ મતી તારી ॥ ૩ ॥ તે હરિ નિર્લેપ સદા શુદ્ધ નિર્વિકારી ॥ બુદ્ધિપર વિરાજમાન નિશ્ચે લે ધારી ॥ ૪ ॥ ચૈતન્યમય વૃત્તિ એક અખંડ સમારી ॥ પામ તું સચ્ચિદાનંદ* બ્રહ્મ ભય નિવારી ॥ પ્રેમથી ભજી લે આજ ચિદ્ઘન સુખકારી ॥ ૫ ॥

### પદ ૨ જું. ગરબી.

આવીઓ આવીઓ આવીઓરે । નરદેહ તારે તરવાને આવીઓ ॥ટેક॥ જાગ્યો ત્યાં લગી જડનીરે ગડબડ બાકીનો સુઇને ગમાવીઓરે ॥ નરદેહ૦॥૧॥ ખૂટશે આયુષ્ય ક્ષણ ક્ષણ જાતાં કોડ ઘણો હૈડે કદી લાવીઓરે ॥ નર૦ ॥ ૨ ॥ લખચોરાસીમાં રઝળીશ જો કદી કાળે અચાનક ચાખિઓરે ॥ નર૦ ॥ ૩ ॥ તે માટે તું શરણ જા તેહને જે ગુરૂવેદે ફરમાવીઓરે ॥ નર૦ ॥ ૪ ॥ સચ્ચિ-

* અભોગમાં પોતાનું નામ સચ્ચિદાનંદ અને મનોહર કરી રાખેલું છે.

દાનંદ બ્રહ્મ અખંડ ભજીને છૂટીશ માયાથી તું ફાવીઓરે ॥ નરદેહ તારે તરવાને આવીઓ ॥ ૫ ॥

### પદ ત્રીજું. રાગ સામેરી.

પ્રભુને ભજીલેરે પૂરણ પ્રેમસું ॥ ટેક ॥ જે ચૈતન ઘનરૂપ અપાર ॥ સર્વેને કાળેરે સઘળે જાગતોરે ॥ સાક્ષી શુભાશુભ ફળ દાતાર ॥ પ્રભુને ॥ ૧ ॥ જોને તું વિચારીરે જગ કરતારનેરે ॥ જ્યાં ત્યાં અંધકાં ફાં ફાં માર ॥ બોલીને ચાલીરે જે શકતો નથીરે ॥ તે કેમ વહે બ્રહ્માંડનો ભાર ॥ પ્રભુને ॥ ૨ ॥ પ્રભુની પૂંજાતો રે તેનાથી બનેરે ॥ જે જીવનમૃત થઇરે નાર ॥ કોકને સાટે રે પૂજે છે કોકનેરે ॥ તુંતો અંધેર નગર સરદાર ॥ પ્રભુને ॥ ૩ ॥ છે પ્રભુ તું થારે તુંજને ઢુંકડોરે, તું છે અવળે મુખે જોનાર ॥ મુખ નવ દીસેરે આડે મૂકે આરસીરે ફોગટ કાં સાંમો પુકાર ॥ પ્ર૦ ॥ ૪ ॥સદ્ગુરૂશરણેરે જઇ જાણુ તું ખરેરે, તો મન શંકાય રહે ના લગાર ॥ સમજે તું સાચોરે, કરતાં, આવડેરે ॥ જે સચ્ચિદાનંદ બ્રહ્મ વિચાર ॥ પ્રભુને ભજીલેરે પૂરણ પ્રેમ સું રે ॥ ૫ ॥

### પદ ચોથું. રાગ સામેરી.

આ તન કોનું રે સંગે ચાલીઊંરે ॥ ટેક ॥ મનમાં તું જોને વિચારીને વીર ॥ ભૂપતિ કોટીરે ભોંય ભેળા થયારે ॥ અવતરી ન ટક્યા કરી ને ધીર ॥ આ તન૦ ॥ ૧ ॥ ક્ષણભંગુરનીરે પ્રતિમા પૂજતાંરે ॥ કેમ પતિ પામીશ તું આ શરીર ॥ અકરણ ખોદેરે કોણીએ કૂપનેરે; તે નવભાળે નજરે નીર ॥ આ તન૦ ॥ ૨ ॥ જગત્પતિને રે જોવા ખોળતોરે; તું ધુતારાને કાંધીર ॥ સાખ ન પામેરે સેવે આંકનેરે; કલ્પ લગી ભેળા થઇને કીર ॥ આ તન૦ ॥૩॥ સદ્ગુરૂ કેરીરે સત્યવાણી સુણીરે, ત્યજ કામાદિક કુડામીર ॥ ઘરેશ્વર ગોથાં રે ખાતાં આળશોરે ॥ ભજને તું ચિદ્ઘનનાથ ગભીર ॥ આ તન૦ ॥ ૪ ॥ જેહને ત્રાશેરે સમ વર્ત્તે સદારે, રવિ શશી અનળ યમાંદિ સમીર ॥ તે પતિ સાચોરે સઘળા લોકનોરે; છે સચ્ચિદાનંદ બ્રહ્મ અતીર ॥ આતન કેનુંરે સંગે ચાલીઉંરે ॥ ૫ ॥

### પદ પાંચમુ. રાગ સોરઠ.

તમે હઈડામાંહે વિચારોરે પાંજરીએ પ્રભુ કેમ પડે રે ॥ તમે ॥ ટેક ॥ ભૂજલાદીમાં બાહારે સળંગ બિરાજે ॥ વળગે નહીં રહે ન્યારો રે ॥ પાંજરીએ ॥૧॥ આવરણોથી પરજગમાં ભરીઓ ॥ ઘટ ઘટ માંહે ને બાહારો રે ॥ પાં-

જરીએ ॥૨॥ નરદેવાદિ એનાં વશવરતી, રહે કેમ રોકેલો તમારો રે ॥ પાંજરી ॥ ૩ ॥ પરવશ જડ તેને નાથજી કેહેવો, જૂઠી ઠગબાજીનો એ ધારોરે ॥ પાં- જરીએ ॥ ૪ ॥ તરવું હોય તો મનમાં દૃઢ કરી રાખો, સચ્ચિદાનંદ બ્રહ્મ પ્યારો રે ॥ પાંજરીએ પ્રભુ કેમ પડે ॥ ૫ ॥

### પદ છઠું. રાગ સોરઠ.

તમે સુંદર મતીને સંભાળોરે દીવાની કરી કાં મારો ॥ ટેક ॥ જડેજડ વાસે તેહને બહુ રઝળાવી, નરતન હીરો શાને હારોરે ॥ દીવાની ॥૧॥ જમના ચપેટામાં જો પડશો અચાનક, તો નાહીં પામો કદી આરોરે ॥ દીવાની ॥ ૨ ॥ વેદ વચનનો તમે કરીને ભરોસો, સદ્ગુરૂ શિરપર ધારોરે ॥ દીવાની ॥ ૩ ॥ સ્થિર મન કરી હરીને જગ વ્યાપક, લહી અભિમાન નિવારોરે ॥ દીવાની ॥૪॥ ભેદ રહિત સચ્ચિદાનંદ બ્રહ્મને, ભેટી પોતાને તમે તારોરે ॥ દીવાની કરી કાં મારો ॥ ૫ ॥

### પદ ૭ મું. રાગ જંગલો.

અંધાહો હરિને ભૂલી ગયો થયો જડેજડનોરે ગુલામ ॥ ટેક ॥ ગાંડાની પેરે નાક ઘસણીઓ કરતો ફરે છે ઠામોઠામ ॥ અંધાહો ॥ ૧ ॥ તુંજ બનાવે છે તું શણગારે છે, તુંજ કરે છે ધૂમધામ ॥ અંધાહો ॥ ૨ ॥ હરિજનથી અવળો મુખે ભાંખે છે; જે પ્રભુ જાણ્યાનું ધામ ॥ અંધાહો ॥ ૩ પૂજારાને પૂજે છે ભૂલે છે; સદ્ગુરૂ જન વિશ્રામ ॥ અંધાહો ॥ ૪ ॥ છતે ધણીએ થયો તું નિર્ધણીઓ; જડ નહિં આવે કોઈ કામ ॥ અંધાહો ॥ ૫ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ જો સાચો; પ્રગટપ્રતાપી સુખધામ ॥ અંધાહો ॥ ૬ ॥

### પદ ૮ મું. રાગ પ્રભાતી.

સજ્જન ચૈતન નાથજીને, પ્રતિમાશાને ધારી રે ॥ ટેક ॥ એ શું કરશે કામ તમારાં, મનમાં જૂઓને વિચારી રે ॥ સજ્જન ॥ ૧ ॥ તે નર કહે પ્ર- તિમાએ પૂર્વે, કાજ ઘણાનાં સાર્યાંરે ॥ તેવણુ કેમ આચાર્ય ગણીને સેવક થાય અમારારે ॥ ૨ ॥ એક મૂર્તિએ દૂધજ પીધું, એ કે આપ્યો હાર રે ॥ એક મૂર્તિનાં વાગા ફાટા ફરતાં માલણ લાર રે ॥ ૩ ॥ એક મૂર્તિએ રીશ ચઢાવી, ઠેલ્યો ભોજનનો થાળરે ॥ એક મૂર્તિ મોટી તોલાણી, સોને સવાવા- લરે ॥ ૪ ॥ ચમત્કાર અગણિત પ્રતિમાના, જગત્ સુણે છે કાનેરે ॥ લાખો

દૈવીજીવ અમારી, આ પેલા મૂર્તિમાને રે ॥ ૫ ॥ સિદ્ધાંતી કહે આજ અચેતન, મૂર્ત્તિ પ્રગટ જણાયેરે ॥ આગળ પીત્તળ ખાતું પીતું, તે કથમ સત્ય મનાયેરે ॥ ૬ ॥ ખરૂં હોય તો આજ બતાવો, ખાલી ન ગાલ ફૂલાવોરે ॥ દેખી પેખી કાં ભૂલો છો, પરને કાં ભરમાવોરે ॥ ૭ ॥ તે કહે આજ કોઇને એવો, નહિં ભાવ વિશ્વાસરે ॥ ન તો આજ મૂર્ત્તિ પણ બોલે, જમે અન્નના ગ્રાસરે ॥ ૮ ॥ સિદ્ધાંતી કહે ભાવવિના કાં, જૂઠા પંથ ચલાવોરે ॥ ભોળા જીવોને ભરમાવા, કાં ચાળા ચુંથાવોરે ॥ ૯ ॥ ધન્યધન્ય આચારજ દૈવી, જીવ તમારો કૈયેરે ॥ જેહને ભાવ ભક્તિ વિશ્વાસજ, ખરેખરો નથી હૈયેરે ॥ ૧૦ ॥ આચારજને ભાવ નહીં ત્યારે, સેવકને હોય શાનેરે ॥ વણ સાંમા ને ગામ નોતરે, શું પામે શોભાનેરે ॥ ૧૧ ॥ સમઝવું નહીં ભાવે ફળ આપે, કાષ્ટ પૂતળી નારીરે ॥ ભાવ કીધે પુત્ર જણીને, વંશ ન શકે વધારીરે ॥ ૧૨ ॥ લાખો માણસ મૂર્ત્તિ પૂંજે, એકેની. નવ બોલેરે ॥ લાખે એક ન બોલે એવો, મારગ મૂરખ બોલેરે ॥ ૧૩ ॥ અમૂકે મૃતક ગાય દોહી હતી એવી સાંભળી વાતરે ॥ કોઇ તો મૂડદાં કરી એકઠાં પૂંજે દિનને રાતરે ॥ ૧૪ ॥ તેથી પ્રતિમાદિક જડ વસ્તુ, ચૈતન કદી ન થાયરે ॥ દુર્ગંદ્વાર દાંતે નવ તૂટે, મુવા પછી ગજરાયરે ॥ ૧૫ ॥ ધ્યાનધારણા પ્રાણાયામ ને, આસનનો ઉપદેશરે ॥ ફક્ત ઢીંગસાં સણગાર્યાથી, વિદ્યા નાવે લેશરે ॥ ૧૬ ॥ તે પ્રતિમાને વળગી પડ્યાથી, સિદ્ધકળા ન પમાયરે ॥ એવી અલ્પ સિદ્ધિથી જગદીશ્વર કહો કેમ મળાયરે ॥ ૧૭ ॥ પેદા કરનારાની સિદ્ધિ, પ્રગટ જગત્ દેખાયરે ॥ દેવ દનુંજ નર તીર્યક્ જલચર, અગણિત મૂર્ત્તિ થાયરે ॥ ૧૮ ॥ સૂર્યપ્રકાશ કરે સૃષ્ટિને, ચંદ્ર સકળને પોષેરે ॥ મેઘ જગત્‌માં વરસે આવી, બાળે વાયુ શોષેરે ॥ ૧૯ ॥ એક કાળમાં અગણિત કામો, કરે દેવાદિક સર્વેરે ॥ તે આગળ નર પ્રતિમાની તૃણ સિદ્ધિનો શો ગર્વરે ॥ ૨૦ ॥ સૂર્યાદિકનાં કાળવિષે બહુ નરપ્રતિમાં કૂટાયરે ॥ સૂર્યાદિકનો સ્વામી ઈશ્વર, પ્રતિમા કેમ કેહેવાયરે ॥ ૨૧ ॥ ચમત્કાર અગણિત દેવાદિક જેવડી એ દેખાડેરે ॥ તે વ્યાપક ચિદ્રૂપ તજીને, પ્રતિમા શીદ રમાડેરે ॥ ૨૨ ॥ અમિત શક્તી ઈશ્વર ઘટઘટમાં, તેહેને તો નથિ જોતોરે ॥ પથ્થરને ચૈતન, કરવાનો, ધંધો ક્યાંથી ગોત્યોરે ॥ ૨૩ ॥ કૃષ્ણવચન ઉપર મેહેનત કરી, શક તો નથી લગારેરે ॥ પીતળમાંથી પ્રભુ બતાવું, એવાં ઢીંગ કાં મારેરે ॥ ૨૪ ॥

નિજ મમત્વ તજી પ્રભુ શરણે રહી, ચૈતન સદાવાસરે ॥ તે સચ્ચિદાનંદ બ્રહ્મ લહીને, કાપો ભવના પાશરે ॥ સજ્જન ચૈતનનાથ તજીને ॥ ૨૫ ॥

## હિંદુસ્થાની ભાષાની કવિતા.

### પદ ૯મું રાગ બિહાગ.

નાથ વિમુખ ભયે ભવ ભટકૈય્યા ॥ ટેક ॥ નિજ અજ્ઞાનસે માનત મનમેં, મેરા તાત તનય અરૂ મૈય્યા ॥ ૧ ॥ કરત કુકર્મ લોભકે લીને, ઇસ શીખ નહિં માનત ભૈય્યા ॥ દુઃખ પાવત જબ દે પિતર પુની, પ્રેત પિશાચહિ લાંચ ભ- રૈયા ॥ નાથ ॥ ૨॥ મેટિન શકહિ કોઇ દુખ પલકો, તો પુની નિશદિન ચોંહી કરૈયા ॥ જાકી રજા બિન પાત ન ડોલહી, તાકી ઔરત ન નેઃ ન મૈયા ॥ ૩ ॥ કામા વેવશ સબહી પિછાનત, જાંહાં દેખત પાપાન પુજૈયા ॥ મંત્ર યંત્ર બહુ તંત્ર બતાયકે, ધુતિ લેત ધન ચોર ઠગૈયા ॥ ૪ ॥ સબકા સાક્ષી સકળમેં વ્યાપક કર્મ શુભાશુભ ફળકો દેવૈયા ॥ સચ્ચિદ્ આનંદ બ્રહ્મ ભૂલિકે, ભૂખહી ઢુંઢત બીખ મગૈયા ॥ નાથ ॥ ૫ ॥

### પદ દશમું રાગ કાફીની હોરી,

બોલત કૃષ્ણ પુકારીરે કૈસે કાન ન ધરહું ॥ ટેક ॥ લહત રજોગુણિ પ્રીતિ શરીરમેં ચૈતન ભિન્ન.બિચારીરે, ઐસે કબહુ ન કરહુ ॥ બોલત ॥ ૧ ॥ બિન બિચારી પ્રતિમામેં તમો ગુનિ, બેઠત ચૈતન્ ધારીરે, ઐસે નીચસે ડરહુ ॥ ૨ ॥ ભિન્ન ઉપાધીમેં વ્યાપક ચૈતન, સત્વ ગુની લહે ધારીરે, ઐસી વૃત્તિકો કરહુ ॥ ૩ ॥ જગદુત્પત્તિ સ્થિતિ લય કરતા, આપે નિત્ય અવિકારીરે; સોઇ એક સમરહુ ॥ બોલત ॥ ૩ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મલહિ નિશ્ચલ, મૈં તે મતિ દેહું ડારીરે; ભવસાગર તરહું ॥ બોલત કૃષ્ણ પુકારી ॥ ૫ ॥

### પદ ૧૧મું રાગ કાફીની હોરી.

તું ક્યા જાને હમેરીરે, તોકું ખબર ન તેરી ॥ ટેક ॥ મનકી વૃત્તિ ઇન્દ્રિ વિષયનમેં. ખોવત જીંદગી સારીરે, કરીકે મેં મેરી ॥ તું ક્યા ॥ ૧ ॥ થાકીકે લેટત નીંદ બેહોસમેં, જાગત વિષયકી લારીરે, મતિ કામમેં ઘેરી ॥ તું ક્યા જાને ॥ ૨ ॥ ગરજ લીએ બહુ જડકે આગે, રોવત પઘડી ઉતારીરે, ઐસી અકલ અંધેરી ॥ તું ક્યા ॥ ૩ ॥ જો પ્રભુ વ્યાપક નિજ શક્તીસે, ખેલવત

આશ્રમ સારીરે, સો ન દેખત હેરી ॥ તું ક્યા ॥ ૪ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ બિન ભેદસે, બુઝત આપા મારીરે, સોઇ જાનત હેરી ॥ ૫ ॥

## પદ બારમું રાગ કાફીની હોરી.

યા જગમેં તેરી પુતળિ કામકી, કીની જડ મતિ બનિ કે દામકી ॥ ટેક ॥ લાગી હૈ જગમેં રૂપ હરીકા, તાસે દૂર તલહિ દે ચામકી ॥ કી ॥ ॥ ૧ ॥ દૌડી પાષાનકે પાંઉમેં લેટત, જ્ઞાન નજર ગઇ, રહી હરાંમકી ॥ કીની ॥ ૨ ॥ ચેતન મુતમેં હરિ નહિં દેખત, હૈ પ્રતિમા તો જડ તમામકી ॥ કીની ॥ ૩ ॥ જા ઘટ વ્યાપક નાથ બિરાજત, સો તો પ્રગટ હૈ મૂર્ત્તિ શાંમકી ॥ કીની ॥ ૪ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ તજકે શઠ, ઢૂંઢત ગલીયાં, ગામગામકી કીની જડમતિ બનિકે દામકી ॥ ૫ ॥

## પદ ૧૩ મું. રાગ કાફીની હોરી.

પ્રગટનાથ બુઝત ઘટઘટકી ॥ કાહે મરત ઘર ઘર શિર પટકી ॥ ટેક ॥ બાહેર ભીતર સબ જગ વ્યાપક ॥ જાબિનુ એક પાત રહે અટકી ॥ કાહે ॥ ૧ જો પ્રભુ કે ઢિગ શ્રીધર શંકર ॥ શેષ ખડા જૈસે છોટીસી બટકી ॥ ૨ ॥ જાકે હુકમસે જગત હોત પુનિ ॥ બાકી રહત નહિ ફૂટીસી મટકી ॥ ૩ ॥ સો પ્રભુ કબહુ ન પૂતલીસા હોવે ॥ લાલચમેં ક્યોં અકલ ગઇ ફટકી ॥ કાહે૦ ॥ ૪ ॥ સો સચ્ચિદાનંદ બ્રહ્મ લહે બિન ॥ મૂઢ જાત ભવભવમેં ભટકી ॥ કાહે૦ ॥૫॥

## પદ ૧૪ મું. રાગ કાફીની હોરી.

ચેત ચેત જડ વૃત્તિ ન કામકી ॥ વૃત્તિ વિષયકી ન એક દામકી ॥ ૧ ॥ પાંચભૂતમય સબકી આકૃતિ ॥ દેખી વિચારકુ સકલ ધામકી ॥ ૧ ॥ સ્થૂલ વ સૂક્ષ્મસે આવાગમન હૈ ॥ સત્વકી વૃત્તિ હૈ સ્થીર મુકામકી ॥ વૃત્તી ॥ ૨ ॥ સંગધાતુ લહિ ઈશ બનાવત ॥ જાકી મૂઢ ઠગ મતિ હરામકી ॥ વૃત્તી ॥ ૩ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મમય વૃત્તિસે ॥ રહત સો મૂર્ત્તિ અપાર ધામકી ॥ વૃત્તિ ॥ ૪ ॥

## પદ ૧૫ મું. રાગ હોરી.

ઐસો નર તોકો હરિને બનાયો ॥ કામવશ વિમુખ ફિરત બહોરાયો ॥ ॥ ટેક ॥ સાક્ષી સકલ ઘટનાથ બિરાજહી તાકોં ન ઢૂંઢન ધાયો ॥ મૂરખ રંજન ધાટ બનાયકે, પંથ ચલાયકુ લાયો ॥ કામવશ ॥ ૧ ॥ નિજસ્વરૂપ પ્રતિમામેં જગતમેં, કોઇ સુન્યો નહિં પાયો ॥ આપ શૂદ્ર બની સબકો બિગાડે, પૂરવ

તેત્ર ગમાયો ॥ કામવશ૦ ॥ ૨ ॥ કલિયુગ રૂપ આપ બનિ બૈઠો, વેદકો ચહત ડુબાયો ॥ ભોગ સદોષ ચપલ જીવન લિયે, મહા અપરાધ કમાયો ॥૩॥ ભોમકો ઈજય અકલ ખરકી લહે, કૃષ્ણજુ શ્રીમુખ ગાયો ॥ તૈસેહી બની પુનિ વેસેહિ લોકકો, કરિકે ચાંમ પુંજાયો ॥ કામવશ૦ ॥ ૪ ॥ ઈશ શરનબિન કોન બૂજહી, ઉપનીષદ જ્યોં બતાયો ॥ સચ્ચિદાનંદ બ્રહ્મસે ઉલટિકેં, નાહક દેહ બ ાયો ॥ કામવશ વિમુખ ફિરત બહોરાયો ॥ ૫ ॥

પદ ૧૬ મું. રાગ કાફીની હોરી.

નાથકી નહિ જાનત બાની ॥ બાની સુનત સબ કૂડ કહાની ॥ ટેક ॥ કામ ક્રોધ અરૂ લોભ લબાડો, કરત ફિરત મનમાની ॥ જોબન જાત દેર નહિ લાગત, જ્યૌં મોતીકો પાની, ફેર નહિં રહત નિશાની ॥ નાથકી ॥ ૧ ॥ મટ્ટિકા દેવ મટ્ટીકા પુજારી, પૂજન ફૂલ વ પાની ॥ આસન વાસન ખૂબ બનાયકે, જાૂદ બન્યો જડ ગ્નાની, અકલ તેરી ખાક મિલાની ॥ નાથકી ॥ ૨ ॥ ચૌદ લોક સબ કાલ ચબેનાં, વાંચત પ્રગટ પુરાની ॥ પઢત સુનત કેતેહિ દિન બીતે, તો પુનિ નેક નમાની, ઐસી દૃઢ લાલચ ઠાની ॥ નાથકી ॥ ૩ ॥ વ્યાપક હરિકા રૂપ જગતમેં ઉનકી સેવા ન જાની ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ બિન જાને, આગે દુખકી ખાની, ચેત નર મઢ ગુમાની ॥ નાથકી૦ ॥ ૪ ॥

પદ ૧૭ મું. રાગ રેખતા.

તેરી અકલસે ભૂલકે દિદાર ગમાયા ॥ ટેક ॥ દુનીઆમેં બડા બનકે, ચલા ધૂલ કમાયા ॥ ૧ ॥ હરસંગો કાગજો કે બૂતહીકો બનાકે ॥ હરજામેં ગુમરાહીકા, તુફાન જમાયા ॥ તેરી૦ ॥ ૨ ॥ ઈસ દોર દુનિયામેં, કમ હે હયાત તેરી ॥ યકીન ન લીએ બહોતકું, દોઝખમેં પઠાયા ॥ તેરી૦ ॥ ૩ ॥ નુરી વગેરે આલમ, હિકમતસે જીસકી હોવે ॥ ઉસકી બસેગાહકો બુજકે, દિલકો ન નમાયા ॥ તેરી૦ ॥ ૪ ॥ જો પાલતા હે તુઝકો, ઉસકો તું નહિં માને ॥ કયા હેચ હવસને તુઝે, દિવાના બનાયા ॥ તેરી૦ ॥ ૫ ॥ જીતા હૈ જીસકે દમસે, દમયાદ ઉસકી નાંહી ॥ હે કુદરત માદરતકો, જો જમધર ન ચલાયા ॥ ૬ ॥ દિદાર જીસકા બ્રહ્મા શિવ, વિષ્ણુ ન પાવે ॥ સો કહાંસે લાકે હેમકતે, ઘરમેં બૈઠાયા ॥ તેરી૦ ॥ ૭ ॥ તોબા તું કરતા બંદેકો, સકતા હે બચાના ॥ તકશીરસે સચ્ચિદાનંદ બ્રહ્મકા સાયા ॥ તેરી અકલસે ભૂલકે દિદાર ગમાયા ॥ ૮ ॥

## પદ ૧૮ મું. રાગ ખુમાચ તિલ્લાનાં.

નિપટ નિરંજનનાથ ન જાને; મન કલ્પિત બહુ ઘાટહિ ઠાને ॥ આપ મિલિ માનત બહુત સયાને ॥ ટેક ॥ લેત તાન મિલિ તનનનનનનન, લોકરી-જાવન નચત દિવાને ॥ ૧ ॥ ત્યાગી બનકે પખાજ બજાવત, કિડ કિડ ઝાં કિડ કિડ ઝાંમેં મસ્તાને ॥ ૨ ॥ ખાન પાન રસ ભોગમેં રાતે, ધિક્તાં ધિક્તાં તેહી મૃદંગ બખાંને ॥ ૩ ॥ આપ બજાવત આપ ન જાનત, જે સચ્ચિદાનંદ બ્રહ્મ નિરાને ॥ નિપટ નિરંજનનાથ ન જાને ॥ ૪ ॥

## પદ ૧૯મું રાગ કાફીની હોરી.

દેખો દેખો બિચારકે ભૈય્યા, તુમ કોનકો બનત પુજૈયા ॥ ટેક ॥ પૂજન જોગ સોઇ પ્રભુરાજત, જો સબ જગ કરવૈયા ॥ દેખો ॥ ૧ ॥ ભૂ જલ તેજ અનળ નભરવિ શશિ, તારાગન ફિરવૈયા ॥ અષ્ટ વસુકો યેહી બનાવત ઐસો હૈ અજબ ખેલૈયા ॥ ૨ ॥ બારે માસ એકાદશ સૂર્યા ઇંદ્રકો ઓહી થપૈયા ॥ તેતિસકોટિ પ્રજાપતિ મિલકે, ચૌદ લોક બસવૈયા ॥ ૩ ॥ સબ કોઇ ઉનકો પૂજત પાવત. ઇછિત ભોગ મગૈયા ॥ સબમેં વ્યાપક સબકી જાને, કબ હુ ન કોઈસે લગૈયા ॥ ૪ ॥ એસો પતિ તજી પ્રતિમાંમેં કાંહાં, માંગત ભીખ મગૈયા ॥ મત સચ્ચિદાનંદ બ્રહ્મહિ ભૂલીકે, બનેહો ભવ ભટકૈયા ॥ દેખો દેખો બિચા-રકે ભૈયા ॥ ૫ ॥

## પદ ૨૦મો રાગ કાફીની હોરી.

સાચી બાની ન માને ભૈયા, તેરો કેહી બિધ કાજ સરેગો ॥ ટેક ॥ જડ ચૈતનકો ભેદ લહે બિન, નાહક ભટક મરેગો ॥ તેરો ॥ ૧ ॥ ઘર જર આદિ સબે જડ કોઈ, હમરા હીન કરેગો ॥ પાપ જમાયકે જમકી આગમેં, આપે તુંહી જરેગો ॥ ૨ ॥ લિંગ લીએ બહુ આવન જાવન, ફંદસે ના ઉત-રેગો ॥ તિનસે ભિન્ન બિચારત તૂંહી, ચૈતન શુદ્ધ ઠરેગો ॥ ૩ ॥ જોલોં નાહિં બિચારત તોલોં, કામ ક્રોધ પકરેગો ॥ દરદ દિલસે દિવાનેકીનાંઈ, ઘર ઘર શીશ ધરેગો ॥ ૪ ॥ સમઝી સત્ય ઈશકીબાની, ગુરૂકે પાય પરેગો ॥ ભજત સચ્ચિદાનંદ બ્રહ્મહીં, દોઈ લોક સુધરેગો ॥ તેરો કેહી બિધ કાજ સરેગો ॥ ૫ ॥

## પદ ૨૧ મું. રાગ કાફીની હોરી.

સોઇ બિન ન નાથ અસરનકો સરન, દેખો શ્રુતિકે બેન વાકો તજીકે ફિરહુ જનિ સારે ઘર ઘર ॥ ટેક ॥ સોહી અકર્ત્તા હૈ જો પુનિ કર્ત્તા હૈ, જિનકે

કુરણપુજે સુરથ થર ॥ સોઈ ॥ ૧ ॥ દાતાહેં ઓઇ પુનિ ગ્નાતા વિશ્વકો, બુદ્ધિકો ખિલાવે ન્યારી ન્યારી સરસર ॥૨॥ જો સબ જગમેં હૈ, સબસેં અલગમેં હૈં, સબકો નચાવે ન્યારે ન્યારે કર કર ॥૩॥ ઔર ન દેત હૈ લેઇ શકત કોઇ, ભુજત નહિ સો મરત ડર ડર ॥ ૪ ॥ ભજહિ સો પાવહી ઔર મૂઢ મરે, તજ સચ્ચિદાનંદ બ્રહ્મ જર જર ॥ સોઇ બિન ન નાથ અશરનકો શરન ॥ ૫ ॥

## પદ ૨૨ મું રાગ કાફીની હોરી.

જનિત જોરે સંત હરિકો ભજન, જયાસેં બનહેં જાહાં ન બેર ઝેર ન બિસારો છાંડો ખાલી બક બક ॥ટેક॥ જો સબમેં રહી સબકી લહત હૈં, ભૂલે ન કાહુંકી પલક પલક ॥ ૧ ॥ નજર ન આવહિ, ખૂબ સુહાવહી, બુઝ ન વારે કહત છક છક ॥૨॥ યા બિન દેત ન લેત કોઇ કછુ, સબકી સુનનકો રહત તક તક ॥ ૩ ॥ ઔરહિ ભજત ન કાજ સરત કછુ, કાહેકો મરત શિર પટક પટક ॥ ૪ ॥ જો સચ્ચિદાનંદ બ્રહ્મ લહત સોઇ, તરત મરત બાકી સારે થક થક ॥ જનિત જોરે સત કોઇ હરિકો ભજન ॥ ૫॥

## પદ ૨૩ મું રાગ મલાર.

હરિ મેં થકીકે શરન તવ આયો ॥ટેક॥ સામ કૃપા વરષા સમ દેખત, જગપતિમો મન ભાયો ॥ ૧ ॥ ઘર ઘર જડપે ફિરત દિવાને, કપટિનકો ભર માયો ॥ યમકે હાથ પર ન કિરી બિરીઆ, સાહક કોઇ ન ધાયો ॥ ૨ ॥ તોર દીઓ મન ઔરકો માની, બહુપેં શીશ નમાયેં ॥ બહુ ધન દેત ન ફિરકે કીઓ જબ, સાક્ષિને મોહે સમુજાયો ॥ ૩ ॥ તુમ બિન કોઇ કછુ કરી ન શકત યેં, શ્રુતિસે સત્ય બતાયો ॥ સમઝ પરી અબ તો એન તજ હું, જીવનકો ફલ પાયો ॥ ૪ ॥ ચાહહું કરણાં દૃષ્ટ રાખરી, જિમ પ્રહલાદ બચાયો ॥ સચ્ચીદાનંદ બ્રહ્મ ભયે પ્રેરક, તૈસેહી ચહહું નિમાયો ॥ હરી મેં તો થકીકે શરન ॥૫॥

## પદ ૨૪ મું રાગ જંગલો.

બાવરીઆં બાતાં ત્યાગીએરે, કછુ મનસેં બાવરીઆં બાતાં ત્યાગીએરે ॥ ટેક ॥ જૂઠેકી બાની જૂઠહી પુજાવે, ઇસહિ ભુલાવે તાંસે ભાગીએરે ॥ કછુ ॥૧॥ શ્રુતિહિતકારી કહતપુકારી, મોહ નિશાસેં જાગીએરે ॥ કછુ મનસે ॥૨॥ સાચસેં ભક્તિ સદગુરૂ કેરી, કરીકે ઉનહીં પાંઉ લાગીએરે ॥ ૩ ॥ ચેતન

સાંઇ સકળ ઘટવ્યાપક, સમઝી ભજનમેં લાગીએરે ॥૪॥ સચ્ચિદાનંદ બ્રહ્મમેં વૃત્તિ, રાખિ અણુ અનુરાગીએરે ॥ કછુ મનસેં બાવરીઆં બાતાં ત્યાગી-એરે ॥ ૫ ॥

### પદ ૨૫ મું રાગ જંગલો.

હો દેખો દેખોરે બાવરીઆં બુદ્ધિ ગ્રામકી ॥ ટેક ॥ લોક ઠગનકો બન-ત પુજૈયા, રામ ન પ્યારાપ્યારી રામકી હો ॥ દેખો દેખો ॥ ૧ ॥ જડકે નામ જમાવત પુજી, બૂજત નહિ જ્યોં બદામકી હો ॥ દેખો ॥ ૨ ॥ રાગ રોસની ધૂમ મચાવત, ખબર નહિં જાહાં નામકી હો ॥ દેખો ॥ ૩ ॥ સ્વારથકો કરી કહત પ્રભૂકો ભીતિ ન કછુ જગ ધામકી હો ॥ દેખો ॥ ૪ ॥ ભૂલહિ ભૂલ ગ-રૂરકી ચોરે, લગતહિ યમ કે ગુલામકી હો ॥ દેખો ॥ ૫ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ-સુનિ ભાજત, ઢૂંઢત ચીજ હરામકી હો ॥ દેખો દખો ॥ ૬ ॥

### પદ ૨૬ મું રાગ જંગલો.

દીવાની બુદ્ધિ લોકકી હો ॥ દેખો દેખોરે દીવાની બુદ્ધિ લોકકી હો॥ટેક॥ ચૈતન નાથ પ્રકાશક તજકેં, કરત મજુરી બહુ ફોકકી હો ॥ દેખો ॥ ૧ ॥ ઘરઘર જડપેં ફિરત ન બૂજત, યા રચનાં હેં ઠગ કોકકી હો ॥ ૨ ॥ બ્રાહ્મણ તપસી વૃત્તિ કરી માનત, લહત ન સુબોધન શોકકી હો ॥ ૩ ॥ લિંગબિકૈયા, લાંચખવૈયા, તિનપર મરજી શોકકી હો ॥ ૪॥ ઉપરકી આછીપર દૌડત, ખબર ન દિલકે ચોકકી હો ॥ દેખો ॥ ૫ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ સમરથકી, ભક્તિ લગત નહિ જોકકી હો ॥ દેખોદેખોરે દીવાની બુદ્ધિ લોકકી હો ॥ ૬ ॥

### પદ ૨૭ મું રાગ જંગલો.

ગઇ બુદ્ધી બડપનકી હો લડકનમેંસેં, ગઈ બુદ્ધી બડપનકી ॥ ટેક ॥ વે પુતલીકો પુતલી બૂઝત, યે કહે મૂરત દેવનકી હો ॥ લડકનમેંસે ॥ ૧ ॥ વે બાજી ગિનકે ખિલાવત, ઇનકોં ઇસ લહી સેવનકી હો ॥ ૨ ॥ વે બાજી બિન દામ બનાવત, ઇનકોં ગરજ લગત ધનકી હો ॥ ૩ ॥ વે અબૂજ કછુ કામ ન સૂજત, સમઝકે ફૂટી ઇનકે મનકીહો ॥ લડકનમેંસે ॥ ૪ ॥ બીખારીસે ભીખકે પૂછત, સ્ત્રી સુતધન પુનિતનકી હો ॥ ૫ ॥ બાજી ચેનમેં ઊંમર ગમા-વત, માર સહત યમ દૂતનકી હો ॥ ૬ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ નહિ બૂજત, જીનકોં કુદરત પાલનકીહો ॥ લડકનમેંસેં ગઇ બુદ્ધી બડપનકી ॥ ૭ ॥

## પદ ૨૮ મું રાગ જંગલાની ઠુમરી.

કરોજનિ કછુબિ નહિ બિચારરે, દેખો દેખો બિચાર કે ચારરે ॥ ટેક ॥ પ્રગટ જડનમેં દેવ હિલાવે, એસી ન બાની તું મારરે ॥ દેખો ॥ ૧ ॥ શ્રુતિકે બચનસેં દેવ ન આવત, લંપટ હે જ્યોં પડનારરે ॥ ૨ ॥ બ્યાપક પતિહિકો ન આના ન જાના, એક દેશીકા ઓંકારરે ॥ ૩ ॥ પ્રગટ જડનકો દેવ કહે સબ, બોલે ન ઘાટ મુજારરે ॥ ૪ ॥ બિનહી પ્રગટતા ભીતરસેં કબી, બૂઝી ન કોઇ શકનારરે ॥ ૫ ॥ જડહિ જગતકા પતિ ઠહરાના, પાતક હે અપારરે ॥ ૬ ॥ છળમળ તજકે ભજે ગુરૂ પ્યારે, સત્ય પ્રભુ ઉરધારરે ॥ ૭ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ બિન નહિ તારે, પાપસે મૂર્ત્તિ હજારરે ॥ ૮ ॥

## પદ ૨૯ મું રાગ કલ્યાણ.

ભલા એતી તેરો કયોં મન ફૂલ કરે હો ॥ ટેક ॥ સંગરંગ પકરી અકડકે બેઠે, ઉનકી બુદ્ધી કે પર ધૂલપરે હો ॥ ભલા ॥ ૧ ॥ ચિદઘન પતિપર નાંહિ ભરોસા, તિન પશુકી હે બડી ભૂલ ખરે હો ॥૨॥ જગપતિ સોઇ નહિ બનત હે જાકાં, રખનેકો તૂંહી કછુ મૂલ ભરે હો ॥ ૩ ॥ આવે નહિ જડ કદી આખર બચાને, યમ કિંકરોકી જાંહા દૂલ ફરે હો ॥ ૪ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ બિનકોન તારે, શ્રુતિસેં હું ચાહી ખરી ફુલ ઠરે હો ॥ ૫ ॥

## પદ ૩૦ મું રાગ કલ્યાણ.

દંભી એ તો તેરો કયો મન અકડ કરે હો ॥ ટેક ॥ બહુ ભવ જડ પીછે ભટકી ગમાયો, માંકડેકી મૂઠી હજુ પકડ ભરે હો ॥ દંભી ॥ ૧ ॥ ભૂમિકે વિકાર નહીં મદદ કરેંગે, જોરસે જમાના જબ છકડ ધરે હો ॥ ૨ ॥ મૂઢનમેં ધામધુમ કરે ન બિચારે, યમકે દૂતનકે જો લકડ પરે હો ॥ ૩ ॥ શ્રુતિ બોલે હિતકારી તાકો તું ન માને, ઉલટા લાગિકે સંગ જકડ કરે હો ॥ ૪ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ તજકે દિવાને, કેતે દિન દુનીઆંમે ફકડ ફરે હો ॥ દંભી એ તો તેરો મન ॥ ૫ ॥

## પદ ૩૧ મું રાગ પ્રભાત.

કૃષ્ણ જગદ્દગુરૂ આપ બતાવત, એક અભેદ સ્વરૂપહો ॥ ટેક ॥ હમહીં કાહેકાં ભિન્ન બુજકે, પરે જગતકે કૂપ હો ॥ ૧ ॥ સકળ ભૂતમેં મેં સબ વ્યા-

પક, એસે બોલત આપ હો ॥ એક દેશમેં કૃષ્ણુ કહે સોહી, વેદમાન અલાપ હો ॥ ૨ ॥ સકળ ભૂતકે હ્રદય દેશમેં, સાક્ષી પ્રેરક આપ હો ॥ વિમુખ હોય ઘર ઘરમેં ઢુંઢત, વાકો પૂરણુ પાપ હો ॥ કૃષ્ણુ ॥૩ ॥ કૃષ્ણુ બચનસેં ઉલટી બતાવત, નહિ કૃષ્ણુકે બેનહો ॥ એસે ભ્રાંત બચનકોં વાંચત, કાહે દુખાનાં ને નહો ॥ ૪ ॥ સંગ ધાતુકે કૃષ્ણુ બતાવત, બોત ઠગારે લોક હો ॥ ચેતન નાથ અચેતન મૂર્ત્તિ, મત ભૂલહિ જાનિ ફોક હો ॥ ૫ ॥ કૃષ્ણુ બતાવત ચૈતન આપહી, જૂઠ કહત જડ ઘાટ હો ॥ વ્યાપક નાથ અલૌકિક સૂરત, ક્યોં કરિ ગડત સલાટ હો ॥ ૬ ॥ કૃષ્ણુ બચનપર જો સાધકકોં, ખરા ભરોસા હોય હો ॥ સો સચ્ચિદાનંદ બ્રહ્મ લહતહે, ઔર ન દૂજા કોઈ હો ॥ કૃષ્ણુ ॥ ૭ ॥

## પદ ૩૨ મું રાગ ધન્યાશ્રી.

કોનપે ગુમાન ધરે હો સુન બાવરે, કોનપેં ગુમાન ધરે ॥ ટેક ॥ ભૂ જલ તેજ પવન નભ પૂંજી ॥ માયામય પસરે ॥ ૧ ॥ તાતેં રંગ બેરંગી સૂરત, સબ કછુ દૃષ્ટ પરે ॥ જાંહાંસે આવત વાંહીં સમાવત, શોચતનાં ઉવરે ॥ હો સુન બાવરે ॥ ૨ ॥ તું ધન તન પશુ માનત તેરો. ઘર ઘર ભટક મરે ॥ યામેં નાંહિં ન યહ સબ મેરે, યોં ન બિચાર કરે ॥ હો સુન ॥ ૩ ॥ છાંડિ કુમતિ ગુરૂ શરન ગહે તો, સબ કછુ સમજ પરે ॥ વૈરાગાદિક સાધન સાધત, વૃત્તિ અખંડ ઠરે ॥ હો સુન ॥ ૪ ॥ સત્ય ભજત સોહી સત્યહિ પાવે, જૂઠસે કછુ ન સરે ॥ સચ્ચિદાનંદ બ્રહ્મ નહીં ચીનત, સો પશુ પ્રગટ ખરે ॥ ૫ ॥

## પદ ૩૩ મું રાગ ખુમાયચી.

વેદકી અલૌકિક બાંની તું તો કાહા જાને ॥ ટેક ॥ મન બુદ્ધિ આદિ સબેં જાનત ઉનસેં, જ્ઞાતાકો સ્વરૂપસો તો ક્યોં કર પ્રમાને ॥ વેદકી ॥ ૧ ॥ જ્ઞાનકી નજર પાવે સોહી સદગુરૂસે, ચિદ ઘન વ્યાપક સો નાથહી બખાને ॥ વેદકી ॥ ૨ ॥ વિના દ્રષ્ટિ પાય બુદ્ધિ ઓરસે સો ધાવત, સોઇ સંગ રંગ દેખી બનત દિવાને ॥ ૩ ॥ બુદ્ધિ લપટાંની જ્યોંલોં જાકી ઘરજરમેં, તોંલે સો દીવાને સંગ નાંઇ બહોરાને ॥ ૪ ॥ બુજેસો સચ્ચિદાનંદ બ્રહ્મ સોઈ શ્રુતિબી, બૂજે નતો સમ જડ મતિ લલચાને ॥ વેદકી અલૌકીક બાંની તું તો કાહા જાને ॥ ૫ ॥

## પદ ૩૪ મું રાગ કાફી.

(આમાં બધાંને ઠગારોઓથી ચેતતા રહેવાની ભલામણ કરે છે.)

બગે ધર્મ ઠગાર અપાર, કલીમેં ચેતકે રહેનાં ॥ ટેક ॥ પહેલે પરમ હંસ બની બેઠે, જીવનમુક્ત ઝુઝાર ॥ પીછે પામરજીવ દાસ બને, ઐસે ચોર લબાર ॥ કલીમે ॥ ૧ ॥ આગે ગુરૂ વેદાંત બતાયો, પીછે નિંદા પુકાર ॥ ઐસે અજ્ઞ જીવકો અંધ મીલી, કહત કૃષ્ણ અવતાર ॥ કલિમેં ॥ ૨ ॥ ઐસેધર્મ્જો વિષયી ધર બારી, હોતપંથ સરદાર ॥ કૃષ્ણ બચનસે વિમુખ લાલચિ, નાહીં તાકો ઉદ્ધાર ॥ કલિમેં ॥ ૩ ॥ ત્યાગી વેષ બનાયકે મૂરતી, પૂજત વિવિધ પ્રકાર ॥ દેવકે નામ સબ ન પહિચાનત, વિષય ભોગ ઉપચાર ॥ ૪ ॥ ભૂખ લીએ બહુ ભેખ બનાવત, નીચ અનેક પ્રકાર ॥ ઉચ જૂઠકો હુ કરત ઐસી, જો જાનત વ્યાપાર ॥ ૫ ॥ અબલા અજ્ઞ બાલ લઈ ચેલા, કરત લોગ ઠગ વાર ॥ જાદુ ટોનાં સીખકે હુચ્છાં, કરત ફિરત બેશીયાર ॥ ૬ ॥ સચ્ચિદાનંદ બ્રહ્મમય વૃત્તિ, રાખત બિન આધાર ॥ તૈસે ગુરૂકે શરન ગયેસે, ઉતરત હે ભવ પાર ॥ કલી ॥ ૭ ॥

### મનહર સ્વામીનાં પદોમાં મુરતીની બાબત છે તેનો સંક્ષીપ્ત અર્થ.*

૧ ગરબી ૨ જું. મનુષ્ય દેહ ફોકટ ગમાવ્યો જાગ્યો ત્યાંસૂધી જડ ( મૂર્તિ ) સાથે ગડબડ કરી વગર.

૨ પદ જુ. પરમેશ્વર ચૈતન્ય, સર્વ વ્યાપી વગેરે છે તેને ભજ. અરે જગતનાં કરનારને જો. હે અંધા જ્યાં ત્યાં ફાં ફાં શું મારે છે. જે બોલી ચાલી શકતો નથી, તે કેમ તેવો હોય ; માટે કોકને શાટે કોકને કાં જાએ છે.

૩ પદ ૪ થું. ચરણ બીજું ક્ષણભંગુરની પ્રતિમાં પૂજવાથી સાચા પરમેશ્વર કેમ પામીશ. હર્થીઆર ન હોય તો રહ્યું પણ કાપેલા હાથવાળો કોણીથી કુઓ ખોદીને કાંઇ પાણી મેળવી શકે ? તું જોવાની ઇચ્છા તો પરમેશ્વરની રાખે છે પણ ભરૂશો ધુતારા ઉપર રાખે છે ; માટે આંકડાને સેવનાર

---

* આ પદોના સંક્ષીપ્ત અર્થ નીચે લખેલા છે તેમાં મૂરતી પૂજાનું ખંડન, શાસ્ત્ર, ન્યાય, બુદ્ધિ, તર્ક, વિચાર અને જ્ઞાનદ્વારા એ કેવું કરેલું છે તે વાંચનારાઓએ ધ્યાનથી વાંચવું.—

કાંઇ આંખો પામતો નથી, તેમ તારૂં પણ થનાર છે માટે ધરોધર ગોથા ન ખાતાં ચીદ્દઘન નાથને ઓળખ.

૪ પદ ૫ મું. તમે હૈડામાં વિચારો કે પાંજરીઆમાં ( મંદીરમાં ) પરમેશ્વર કેમ પુરાય ? જે સરવે જગતમાં ભરપુર છે.

૫ પદ ૬ ઠું. તમારી સુંદર મતીને સંભાળો, દીવાની કરીને કાં રડો છો. જડમાં જે જડ વસ્તુ તે પાછળ બીચારી મતીને રઝળાવી મનુષ્ય દેહરૂપી હીરો હાથમાં આપ્યો તે કાં હારો છો.

૬ પદ ૭ મું અરે અંધા ! પરમેશ્વરને ભૂલી ગયો ને જડમાં પણ જડનો ગુલામ થયો. એવા જડ પદારથ આગળ ગાંડા માણસની પેઠે નાક ગશણીઆ કર્યાં કરે છે. અરે તું તેને બનાવે તું તેને શણગારે છે ને તુંજ પાછો ધામ ધુમ કરીને પગે લાગે છે. અરે છતે ધણીએ તું ન ધણીઆતો થયો તેથી જડ કાંઇ કામ નહિં આવે !

૭ પદ ૮ મું. હે સજ્જન ! ચૈતન નાથને મૂકીને પ્રતિમા ( મૂર્ત્તિ ) ને શું કરવા ધારી છે ? ઇત્યાદિ આખો વિચારવા જેવો છે.

૮ પદ ૯ મું. ચરણ ચોથું જ્યાં ત્યાં હજારો કામનાની આશાએ પથરાને પૂંજાવીને ધુતારાઓ ધન ધુતી લે છે.

૯ પદ ૧૦ મું. વગર વિચારવે તમોગુણી પ્રતિમા (મૂર્ત્તિ) માં ચેતન ધારી બેસે છે તેવા નીચથી ડરવું જોઇયે.

૧૦ પદ ૧૧ મું. ગરજવાન થઇ ઘણું જડ ( મૂર્તિ ) ની પાસે પાઘડી ઉતારી રડે છે એની અકલ અંધારે વેચઇ ગઇ છે.

૧૧ પદ ૧૨ મું. ચરણ પૂંજાથી પાષાણ ( પૂતળાં )નાં પગલામાં લોટીશ એવી જ્ઞાનની નજર જઈ હવે હરામની થઈ છે. ચૈતનયુક્ત જે છે તેમાં પ્રભુને જોતો નથી ને પ્રતિમા તમામ જડ છે તેને ગામોની ગલીઓમાં ઢુંઢ્યા કરે છે.

૧૨ પદ ૧૩ મું. પરમેશ્વર ઘરઘરને વિષે પ્રત્યક્ષ દેખાય છે ને ઘરોઘર માથું કૂટી કામ કરે છે. તે કેટલો શક્તિમાન છે તેનું વરણન બીજા ચરણોમાં કીધું છે. અને તે પ્રભુ કાંઇ પૂતળાં જેવો થાય ? પણ તારી લાલચમાં અકલ કેમ ફૂટી ગઇ. ખરા પરમેશ્વરને જાણ્યાવગર મૂઢ ભવભવમાં ભટકી મરે છે.

૧૩ પદ ૧૪ મું. ચરણ પાંચમું. જેની ઠગાઈ સાથે હરામમાં બુદ્ધિ છે તે ધાતુના ઇશ્વર બનાવે છે. ઇત્યાદિ.

૧૪ પદ ૧૫ મું અરે ઘટમાં સાક્ષીરૂપ વ્યાપક બિરાજે છે તેને જોવા ન ગયો ને મુરખાઓને રાજી કરવાના તરેહવાર પૂતળાંનાં ઘાટ બનાવીને પંથ ચલાવી ફૂલાયો. પ્રભુનું સ્વરૂપ પ્રતિમામાં કોઇ દીવસ આવ્યું એમ કોઇએ જોયુંએ નથી ને સાંભલ્યું પણ નથી. માટે વેદને ડુબાડવા આ હી કલીયુગરૂપ બની પોતે શુદ્ર થઇ બીજાને બગાડ્યા.

૧૫ પદ ૧૬ મું. ચરણ બીજામાં માટીનાં દેવ,માટીનાં પૂજારી, પૂજવાનું ફૂલને પાંણી. તે પૂતલાનાં આસન વાગા વગેરે કરી બનાવી ઠનાવી બેસાડીને જૂઠા જડને એક જ્ઞાની કલ્પ્યો. તે તારી અકલ ધુળમાં મળી. મૂઢ કાંઈક ચેત.

૧૬ પદ ૧૭ મો. તારી અકલથી ભૂલીને ખરૂં સ્વરૂપ ખોયું. અરે દુનીઆમાં મોટો બન્યો તો શું થયું પણ મૂલ કમાઇને જશે. હરેક તરેહનાં પૂતળાંઓને બનાવી માંહે હજાર તરેહનાં ગોટાળા સમજાવીને દુનીઆને વિચારરૂપી તોફાનનાં વમળમાં નાખી દીધી છે. માટે ધીઃકાર છે તારી જણુતીને! જેણે જણતાવેળ તને મારી ન નાખ્યો.

૧૭ પદ ૧૮ મું કેવળ નિરંજન પ્રભુને ઓળખતો નથી ને મન કલ્પિત ઘણાં ઘાટ બનાવીને શાણાઓને પૂંજાવે છે.

૧૮ પદ ૧૯ મું. ભાઇઓ વિચારો તમે કોના પૂજનાર બનો છો. ચરણ પાંચમું. એવા પરમેશ્વર ધણીને મૂકીને મૂર્ત્તિ પાસે કયાં જઇ ભીખ માગો છે. અને તેથી ભવમાં શું કરવા ભટકી મરો છો.

૧૯ પદ ૨૦ મું. જડ ચૈતનનો ભેદ જાણ્યાવગર નાહક ભટકી મરીશ. દીવાનાની પેઠે ઘરોઘર કાં માથું પટકી મરે છે.

૨૦ પદ ૨૧ મું. અસરણ સરણ એવા નાથને તજી રખે કહીં ફરતો ને ઘરો ઘર ગોથાં ખાતો. ઇત્યાદિ.

૨૧ પદ ૨૨ મું. સર્વ શક્તિવાન પરમેશ્વરને મૂકીશ તો કાંઇ કામ સરવાનું નથી માટે શું કરવા બીજે ઠેકાણે માથું પટકી મરે છે.

૨૨ પદ ૨૩ મું. ચરણ બીજું કપટી લોકોનાં ભરમાવેલા ઘરોઘર જડ (મૂર્ત્તિ) પછવાડે દીવાના લોકો ફરે છે. તે યમના હાથમાં જશે ત્યારે

કાંઈ પથરા સહાય થવાનાં નથીજ જે બીજાનાં બતાવ્યાથી બહુ જગે શીર નમાવ્યું છે.

૨૩ પદ ૨૪ મું. અરે મનથી વિચારી ઘેલી વાતો મૂકી છે. જૂઠા લોકોની વાણી છે તે જૂઠું પૂંજાવે છે, જે ખરા ઇશ્વરને ભૂલાવનારા છે. તેનાથી છેટા ભાગવું. જે હિતકારક શ્રુતિ પુકારી કહે છે. તે મોહની ઊંઘમાંથી જાગી સાંભળવું.

૨૪ પદ ૨૫ મું. આ ચાંમડાની ઘેલી બુદ્ધિને જૂઓ. લોકોને ઠગવા સારૂં પુંજારી બને છે ને પરમેશ્વર ઉપર પ્યાર ન રાખી રામકી ( સ્ત્રીઓ ) ઉપર પ્યાર રાખે છે. જડ ( મૂર્ત્તિ ) નાં નામથી પુંજી જમાવે છે. પોતાનાં સ્વારથમાં રહી મન માન્યા પરમેશ્વર બતાવે છે. કોઇની દરકાર કરતા નથી બ્રહ્મનું નામ લઇ ભાગે છે અને હરામનો માલ શોધે છે એવા ભૂલ ખાનારા તથા ભૂલમાં બીજાને નાખનારાને યમના જપાટા લાગશે ત્યારે ખબર પડશે.

૨૫ પદ ૨૬ મો. અરે લોકોની દીવાની બુદ્ધી તો જુઓ. જગતને પ્રકાશ કરનાર એવા ચૈતન પરમેશ્વરને મૂકીને ફોકટની મજુરી કરે છે. ધરોધર જડ ( મૂર્ત્તિ ) પછવાડે ફરીને જાણુતા નથી જે એ તો કોઈ ઠગોની રચનાં છે. “ ઉપરકા આછી બની ” તે ઉપર દોડ્યા કરે છે પણ તેનાં અંદર દીલ કેવાં છે તે જોતા નથી.

૨૬ પદ ૨૭ મું. અરે આ મોટાઓની બુદ્ધિ જૂઓ નાના છોકરાંઓનાથી પણ ગઈ. છોકરાંઓની આગળ મૂર્ત્તિ (પુતળી) મૂકો તો તે તેનો પૂતળીજ કહે છે પણ આ મોહોટાઓ તો કહેશે દેવની મૂર્ત્તિ છે. છોકરાંએ તેને રમકડાં સમજી ખેલ કરે છે અને આ ડોઠાઓ તેને ઇશ્વર માની સેવા કરે છે; છોકરાંઓ એ રમત વગર પૈસે કરે છે ને આ મોટાઓને તો નેક ભોગ કરવા સારૂ ધન ખરચવું પડે છે. છોકરાંઓ બીચારા અણુસમજવાળા કાંઇ કામ કાજ ન હોય એટલે રમકડાંથી રમ્યા કરે, ને આ મોટાઓ કામથી ખોટી થઇ, સમજણા થઇને હૈયાની આંખો ફૂટી ગઈ હોય તેમ આખો દહાડો ગમાવે છે. વળી ભીખાંરી (એટલે મૂર્ત્તિને પોતે આપે તારે મૂર્ત્તિને મળે એવા ભીખારીની પાસે ભીખ માંગી કહે છે કે હે પ્રભુ સ્ત્રી આપો, ધન આપો, આરોગ્યતા આપો, ઇત્યાદિ. એવી રીતે રમકડાંઓમાં આખી ઉમર ગમાવી દે છે ને પછી યમનાં દૂતોના માર ખાય છે.

૨૭ પદ ૨૮ મું. પ્રસિદ્ધ રીતે જડ છે (મૂર્ત્તિ) તેમાં દેવ લાવે છે એવી જૂઠી વાત કદી માનવી નહીં. શ્રુતિના વચનથી દેવ કદી આવતા નથી (મૂર્ત્તિમાં) બોલાવનારા લંપટ છે. વ્યાપક પ્રભુને આવવું શું ને જવું શું ? દેખીતા જડ તેને દેવ કહે (ચરણ છઠું) જડને જે જગતનો પતી ઠરાવે છે તે અપાર પાતકી છે. માટે બ્રહ્મ વગર હજારો મૂર્ત્તિ પાપથી છોડાવનાર નથી.

૨૮ પદ ૨૯ મું. મુર્ત્તિપૂજાથી ફૂલાય શું આખરને વખતે જડ મુર્ત્તિ બચાવવા નહીં આવે. જ્યારે યમના દૂતોની હાક ફરશે.

૨૯ પદ ૩૦ મું. બહુ દહાડા જડ (મુર્ત્તિ) પછવાડે ભટકીને હે દંભી તારૂં મન અકડ કેમ કરે છે. ભૂમિના વિકાર કાંઇપણ મદદ કરવાના નથી.

૩૦ પદ ૩૧ મું. અરે તેના પુરણ પાપ છે કે જે શ્રીકૃષ્ણે બતાવેલા ખરા પરમેશ્વરને મૂકી ઘરેઘર ઢુંઢયાં કરે છે.

૩૧ પદ ૩૨ મું. અરે દિવાના કોનાપર ગુમાન ધરી બેઠો છે. અરે જે સત્યને ભજે છે તેજ સત્યને પામે છે. જૂઠી (મુર્ત્તિ પુજાદિ)ને માન નારાઓનું કાંઈપણ કામ સરતું નથી. સચ્ચિદાનંદ સ્વામી કહે છે કે ખરા પરમેશ્વરને ઓળખતો નથી તે ખરેખરો પશુ છે.

એ પ્રમાણે મનહરસ્વામીના પદસંગ્રહમાંથી થોડા નમૂનાઓ ઉપર બતાવ્યા છે. એણે પદ તો બહુ ગાયાં છે, તેમાં મુખ્ય મૂર્તિપૂજા ખંડન ઉપર એનું લક્ષ છે. બીજું હમણાંના ધરમ ઠગોથી સાવધ રેહેવાનો બોધ કરેલો છે અને ત્રીજું ખરા પરમેશ્વરનાં સ્વરૂપ વિષે વર્ણન છે. હવે કોઇ જાણે કે એ મહાત્મા પદજ બનાવી બેશી રહ્યા હશે; તો તેમ નથી; તે તો જાહેરમાં બોધ આપતા કે મૂર્તિપૂજા વેદવિરૂદ્ધ, એક જબરૂં પાખંડ, અને પરમેશ્વરને ઠેકાણે તે ચીજ કદી માનવાલાયક નથી. ઇત્યાદિ ઇત્યાદિ ખૂબ સ્પષ્ટ સમજાય તેવું સમજાવેલું છે. એ ઉપરાંત પણ બીજા ઘણાઓ એ મૂર્તિપૂજાનાં ખંડનકર્તા થઇ ગયા છે, પણ તે કોઈ શોધ કરે તેને જણાય એટલુંજ નહીં પણ શોધ કરે તો પોતાને પણ જણાય જે એ જડ પદાર્થ કદી પણ અજ્ઞાની કે જ્ઞાની અવસ્થામાં માનવાને બીલકુલ લાયકજ નથી અને તદન વેદવિરૂદ્ધ વાત છે.

મૂર્તિપૂજાથી દેશને અતીશય ગેરલાભ છે અને લોકોના અતિ ઉપયોગી ધન અને કિમતી વખત તે રમકડાંની રમત કરતાં ધૂળમાં જાય છે. એ

બાબતો મહાત્મા પુરૂષોએ જે જે દેશમાં જ્યારે જ્યારે બરાબર સમજીને જોઇ અને ખુલ્લી રીતે જણાયું કે, આ મૂર્તિપૂજાથી સર્વશક્તિમાન્ ઇશ્વરની મશ્કરી કરવા જેવું થઇ ગયું છે અને ત્યારે તે લોકોએ આ પાખંડીઓના પેટ ભરવાના પાષાણાદિ રમકડાંઓનું ખંડન કર્યું છે. તે કારણથી ઘણાંક દેશોમાંથી એ નાશકારક કારણ નીકળી ગયું છે. પણ અફસોસ કે આપણા આર્યાવર્ત્ત દેશમાંથી આ નખોદીઓ ચાલ નીકળી નથી શક્યો. નહીં નીકળી શકવાનાં મુખ્ય બે કારણ દેખાય છે. તે એ કે,—

૧ એક તો એકે મૂર્ત્તિપૂજા કરાવનાર બ્રાહ્મણ લોકો છે. તેઓ જાણી બુઝીને લોકોને ઠગવા સારૂં આ મત સ્વીકારી બેઠા છે. ને બીજા જે સમજીને બસવા ચહાય તેને અનેક તરેહથી સમજાવે છે. તથા અનેક તરેહના ડર દેખાડી બીજાઓને સ્વીકારવા મેહેનત લે છે. તેમ પોતે જાગતા સૂતા છે, તેને બીજો કોણ જગાડી શકે? તે લોકો જાણી જોઈને તથા પોતાનાં સ્વાર્થ સારૂં એ પૂતળાં નચાવવા લોકોને શીખવે છે. તેમ પોતે પઢ્યા ભણેલી જાત તેથી તે નાનાપ્રકારની યુક્તિઓ પણ બહુ જાણે તેથી અજ્ઞાનીઓને તરેહવાર યુક્તિઓએ સમજાવીને મૂર્ત્તિપૂજાવિષે દૃઢ વાત મનમાં ઠસાવી દીએ છે. તે કારણથી એ લોકો એટલે જેને સાચો મારગ જાણવાની જરૂર છે તેઓ તો બ્રાહ્મણ લોકોની ઘણીજ મજબુત વેહેમરૂપી સાંકળમાં બંધાઇ રહ્યા છે, તે એટલે સૂધી કે જે કોઇ સાચું બતાવાની પેરવી કરે તેને પણ ગાળો ભાંડે છે; અને ગુસ્સાની નજરથી જૂએ છે. તો જેથી દેશ સુધરે એવો ભણેલો વિદ્વાનવર્ગ બ્રાહ્મણજાતી તેને તો આ ધંધામાં નફો રહ્યો તે છોડે શું કરવા? ત્યારે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તે લોકો એટલે બ્રાહ્મણવર્ગ એ પાખંડ મુદ્દલ છોડવાના નથીજ.

૨ બીજું કારણ એ કે જે જે દેશોમાં મૂર્ત્તિનો પ્રકાર બંધ પડ્યો તે તે દેશોમાંના લોકો બિચારા સાધારણ સમઝના અને અજ્ઞાની હતા. તો તેવાઓ ખરી વાત તરત સમજે; કારણ કે તેઓનાં મગજમાં અનેક તરેહનાં ગોટાળારૂપ વિચારોએ ઘર કરેલું નહીં એટલે સાચી વાત તેનાં ધ્યાનમાં તરત બેશી જાય તેનાં દૃષ્ટાંતમાં ઉપર કહેલા મનહર સ્વામીનાં ૬૭ માં પૃષ્ટમાં કહ્યું છે. તેમજ ભર્તૃહરી મહારાજનાં વૈરાગ્યશતકમાં પણ કહ્યું છે કે,—

## श्लोक. आर्या.

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापीतं नरंनरंजयति ॥ १ ॥

અર્થ—અજ્ઞાન હોય તેને સુખેકરી સમઝાવી શકાય છે, અને જ્ઞાન તેને પણ સુખેકરીને સમઝાવી શકાય છે. (કાંકે તેનાં અંતઃકરણમાં મર્લ કે લુચ્ચાઇ ન હોય તો તે સાચી વાતને તરત સમઝીને સાચી કહે.) પણ થૅ જ્ઞાનેકરી અરધા બળેલા હોય તેને બ્રહ્મા પણ સમઝાવી શકતો નથી; (કેમ તેના પેટમાં લુચ્ચા અને ઠગારા ધરમ ગુરૂઓનાં સમઝાવેલા લાખો અને કરોડો વેહેમરૂપી કચરાનાં પેટારા ભરયા હોય છે, તે બધા સાફ થયાવગર તેને કદી પણ ખરી વાત સમજવામાં આવે નહીં.)

ત્યારે હવે આપણા આર્યભાઈઓમાં જેને ખરી વાત સમઝવાની જરૂર છે અને જેઓને માત્ર કંઈપણ ધર્મ કરવો એવી ઈચ્છાવાળા છે, તેઓ તે બ્રાહ્મણો અને આચાર્યોના લુચ્ચાઇ ભરેલા બોધથી અત્યંત અરધા બળેલા થઇ ગયા છે. તેથી તે લોકો ખોટે રસ્તે ખરા પરશેવાથી કમાયેલું નાણું ખરચી દેશ તે વા કોઇપણ પ્રાણીને લાભ કરયા વગર પોતાનું ઐહિક ને પારલૌકિક સુખ ગુમાવીને તથા ધર્મ અર્થ કામ ને મોક્ષ જેવી ઉપયોગી વસ્તુને ખોવા છતાં સમજાવાને બહુ મુશ્કેલ થઇ પડયું છે. કાંકે એ લોકને પ્રથમ જે લુચ્ચાઈથી વેહેમરૂપી કચરાના પેટારા પેટમાં ભરાઇ ગયા છે, તે બધા જ્યારે નીકળી જાય ત્યારે ખરૂં જ્ઞાન અને આપણો ખરો ધર્મ શું છે? તે સમજવામાં આવે. યદ્યપિ તે કચરો નીકળવાનો હમણા સમય આવ્યો છે. તો તેવે વખતે ઉપર કહેલા અધર્મયુક્ત કામોમાંથી જે લોકોનો લાભ છે અને હરામને પૈસે મોજ મારનાર છે તેઓ પોતાના એક પુળા સારૂં દેશની ગંજીઓ ને ગંજીઓ સળગી જાય છે તેની દરકાર કરયા વગર હજી તે કચરાની પેટીઓ ને તરેહવાર વેહેમરૂપી તાળાંઓ મારવાની પેરવીમાં મંડ્યા છે. તથા બીજા અનેક તરેહનાં વેહેમરૂપ પૂટ તેઓ ઉપર આપ્યા કરે છે તેથી કેટલાક જડ અને અજ્ઞાન મનુષ્યોના અંતરમાંથી કચરો નીકળવાની જગાએ સામી બાફ ભરાન

અંતઃકરણ વધારે ગંધ મારતું થતું આવે છે. અને તેવા લોકો ...જાવનારની સાથે (દક્ષિણ અમેરીકાનાં ગુલામોની પેઠે) પોતાના ...તાં દુશ્મન માની તેઓ સાથે વધારે જોસ ભેર લડવાને તથા હરેક નુકશાન કરવાને કમર કશી ઉભા છે.

એ પ્રમાણે બે કારણોથી ખરૂં શું છે તે વાત આર્યલોકોનાં મગજમાં ...થા ઠરતી નથી. હવે એ બે કારણો ક્યારે નિવૃત્ત થાય! કે જ્યારે ...ક્ષુ લોક જ્ઞાની થાય ત્યારે. ક્ષત્રી અને વૈશ્ય વગેરે લોકો છે તે મુમુક્ષુ વર્ણ એઓને પોતાનું પેટ ભરવું તે મૂર્ત્તિપૂજા વગેરે પછવાડે નથી. ફક્ત ...ઓ તો મોક્ષની લાલચે બ્રાહ્મણો અને આચાર્યોને આસરે પડી જેમ તેઓ બતાવે છે તેમ બિચારાઓ કરે છે. ત્યારે હવે જ્યારે વેદાદિ સત્ય શાસ્ત્રો મુ-મુક્ષુ લોકો જાણે અને સમજે કે, આ બ્રાહ્મણો અને ધર્મ ગુરૂરૂપી કસાઇઓ એ તો અમને પશુ જાણી મોક્ષરૂપી ગાસનો પૂળો દેખાડી અમારો ઘાત કરવા મંડી ગયા છે. ત્યારે તે લોકો ખરૂં શું છે તે જરૂર શોધશે, અને ત્યારે તે પોતાની પ્રજામાં એ વિદ્યાનો પ્રવેશ કરાવશે; તથા લુચ્ચા બ્રાહ્મણ તથા આ-ચાર્યોને છોડશે એટલુંજ નહી પણ ઉલટું તેઓના ઉપર ક્રોધે ભરાશે. અને આશા છે કે જમાનો પોતાનું કામ કરશે,

## મૂર્ત્તિપુજાથી દેશને થયલી, થતી, તથા હવે પછી થવાની હાનિવીષે.

આપણા દેશનું આ મૂર્ત્તિપૂજાથી અત્યંત સત્યાનાશ થઇ ગયું, થાય છે, તથા હજી જ્યાંસૂધી ચાલશે ત્યાંસુધી થશે. એ વાતનું જ્યારે આપણે ઘડી-ભર બેસી વિચાર કરીએ છીએ, ત્યારે તે ઘણુંજ ભયંકર લાગે છે. તથા બહુ ત્રાસ ઉત્પન્ન થાય છે, અને શરીરમાં અત્યંતરોમાંચ ઉભાં થઈ કંપારી છૂટે છે. આહા પ્રિયમિત્રો! આ મૂર્ત્તિપૂજાએ આપણો આર્યાવર્ત્ત જે પૃથ્વીમાં સર્વોપરી, સર્વનો મુકુટમણી, અને સર્વાધીશ હતો; તેને જંગલીઓ કરતાં હલકો સર્વનો પદરજ, અને જડે જડનો ગુલામ બનાવી દીધો છે. અને જે દેશ કળાકૈશલ્યમાં તથા બળ અને ધનમાં સહુથી શ્રેષ્ઠ હતો; તે આજે કળાહીન, નિર્બળ, દીન, પારકાનો ગરજુ અને ભિખારી હાલતમાં થઇ ગયો છે. આ દેશને આ નાશકારક રીવાજથી કેટલો ધોકો પૂગો છે, પૂગે છે, તથા પૂગશે તેની થોડી બાબતો મારી સમઝમાં છે તે નીચે દર્શાવું છું.

## ૧ મનુષ્ય જેવાં અમુલ્ય પ્રાણીઓની હાનિ.

પ્રથમ આપણા દેશનાં અમુલ્ય પ્રાણી જે મનુષ્યો. તેનો કેટલે થયો છે તે તપાસીએ. મુસલમાનો આ દેશમાં આવ્યા તે મૂતિ કટ્ટા શત્રુ હતા. (આ દેશમાં મૂર્તિ પુજાથી એક બીજામાં નીચે દર્શ કારણોથી આખા દેશમાં રાજાથી રાંક સૂધી કુસંપ વ્યાપી રહ્યો હતો. તે લોકો બિનધડક આવી શક્યા) મુસલમાનો મૂર્તિપૂજાનાં કટ્ટા મત્રુ હોવાથી મૂર્તિઓના કટકાકરી દેવાલો ભાંગી મસીદ કરવા આ દેશ ઉપર વારંવાર સ્વારીઓ કરતા. તે કેટલેક ઠેકાણે સહજમાં ભાંગી નાખતા ને કેટલેક ઠેકાણે લોકો સામાં થતા તેવાઓને મુસલમાન લોકો ઠાર કરતા. વળી કોઇક જગાએ કોઈ રાજાના આશ્રય નીચેની મૂર્તિ હોય, તે વખતે રાજાઓ લડતા; તેમાં હજારો અને લાખો શૂર વીર ક્ષત્રી લોકોના અમુલ્યપ્રાણ પથરાને નામે નીકળી જતા હતા. એવી રીતે છેક મુસલમાન આવ્યા પછીથી તે અકબર સૂધી (આસરે ૮૦૦, ૯૦૦ વર્ષ થયાં) ઘણેક ઠેકાણે લડાઈ થઇ; તેમાં અસંખ્ય હીંદુ અને આર્ય શૂરવીરો કપાઇ મૂઆ. એમાંનો આપણે એકજ દાખલો લઇએ. સોરઠી સોમનાથનું રક્ષણ કરવા !!! કેટલાક રજપૂત રાજાઓ તથા બીજા શૂર વીરો એકઠા થયા હતા. તેઓની સંખ્યા મુસલમાનો કરતાં ઘણીજ વધારે હતી; તો પણ વિષ્ણુ પુરાણમાં કહ્યા પ્રમાણે પરમેશ્વરની નિંદા કરવાવાળાને તે કદી જય આપે નહીં તે પ્રમાણે થયું. અને થોડા.હજારની સંખ્યાના મુસલમાનોએ લાખ બે લાખ ક્ષત્રીઓને મારી નાખ્યા. અને સોમનાથમાંથી અખૂટ ખજાનો લઈ ગયા. અરે જેને એ વખતે ઈશ્વર કરી કૂટતા હતા તે પથરાએ તેઓની કાંઇ પણ રક્ષા ન કરી; એટલુંજ નહીં પણ તે પાષાણ નાથનાં પોતાનાં એ ત્રણ કટકા કરી નાખ્યાને બાદશાહે ત્રણ ઠેકાણે માણસોનાં ચઢવા ઉતરવાનાં પગથિઆંઓમાં જડાવ્યા ત્યાં પણ તે પરમેશ્વર બોલ્યા નહીં તેણે તો વાજબી કર્યું એટલે દેખાડી આપ્યું જે હું તે પથરોજ છઉં અને જે ગુણો પથરામાં હોય છે તેવા બરોબર દેખાડ્યા. તે છતાં પણ લુચ્ચા પૂજારીઓ એ યુક્તિ પ્રયુક્તિ કરી આર્ય ભોળાઓને આ ઉપરથી ભાવ ન ઉતરે એમ સમઝાવ્યું. એટલે તે વખતથી આજસૂધી ભોળાઓનો ભાવ ન ઉતરતાં હજી પણ ઠગારી યુક્તીઓમાં ફસાઇ તેઓની વાતો માની ભાવ ધરી બેઠા છે. આ

જ જગાએ લાખ બે લાખ માણસોનો ઘાણ નીકળ્યો. ત્યારે પછી ૭૦ વરસમાં વરસની એક ગણી એ તો પણ હજાર મારામારી થઇ તેમાં કેટલાં માણસો મુવાં હશે. તે ગણત્રી કરીએ તો શું કંપારી છૂટે? એ ઉપરથી સારી રીતે સમજી શકાશે કે આમાં કેટલા પ્રાણી મોતે મુવાં હશે. આ તો કોઇ એમ સમજે કે, વિધર્મી લોકો આવે ર પોતાનાં ધરમનું રક્ષણ કેમ ન કરે? તો ત્યાં જાણવાનું એ છે કે જો આવો પૂતળાં પૂજવાનો ધરમ ન હત તો લોકોમાં વેદધરમ આચરવાથી કદી કુસંપ જેવી બાબત થાત નહીં ને કુસંપ દેશમાં ન હોત તો એવા રાજાઓ હીંદુસ્થાન જેવા જબરદસ્ત વસ્તીવાળા તથા બલવાન દેશને શું ગાંજી શકત, હવે લડાઇઓનો વિચાર આપણે અળગો રાખીને બીજો વિચાર કરીએ તો ભોળાપણામાં અને લુચ્ચાઓની ઠગાઇમાં ફસાઇને કોઇએ મારયાવગર પણ કેટલા મુવા હશે તેનોજ વિચાર કરીએ તો તે પણ કેટલો શોચનીય છે તે જુઓ.

વિશ્વેશ્વર માહાદેવનું કાશીમાં "કાશી કરવત છે" તેમાં લોકો કપાઈ પડતા હતા, બદ્રીનાથની પાસે હીમાલય પર્વતમાં ગળી મરતા, તથા દ્વારિકામાં રણછોડજીનાં ભૈરવ જપમાં પછડાઇ ડુબી મરતા, પ્રયાગમાં ગંગાયમુનાના સંગમમાં ડુબી મરતા, હરદ્વાર નાશિક વગેરે સ્થલોમાં ન્હાવા અર્થે કપાઇ મરતા, ઈત્યાદિ સેંકડો વરસની સંખ્યાનો વિચાર કરીએ તો તેમાં ઘણાંક લાખ માણસો કમોતે મૂઆં હશે. એમાં કોઈ એમ સવાલ કરે કે તેઓ પોતાને હાથે કાંમરી પડતા હતા? તો ભાઇઓ તે પોતે નહીં મરતા હતા પણ બ્રાહ્મણો અને આચાર્યો તેઓને વેહેમપાશમાં બાંધીને મારતા હતા. કારણ કે તેઓએ તેમ કરવાને લોકોને એ બાબતમાં અત્યંત ફળ દેખાડયું હતું. અને આમ કરવાથી ઈચ્છામાં આવે એવો અવતાર મળશે એમ સમજાવ્યું હતું. અને દેવની એવી આજ્ઞા છે એમ ભગવાનોવાચ કરી સમજાવ્યું હતું. તેથી ભોળા લોકો બીચારા એમજ સમજતા હતા કે એ દેવના પ્રતાપથી આપણને એમ થશેજ એવો વિશ્વાસ કરીને દર વરસે હજારો માણસ એવી જગાએ મરી પડતા હતા. કપાઈ, ડુબી, પછડાઈ મરવાથી માંગ્યું મળે છે તે બતાવવા મુરખાઓને તરેહવાર વાતો સંમજાવતા હતા તેમાંનાં એક બે નમુના અહીં લખું છું.